સેવાસમિતિ ગ્રંથમાળાઃ પુસ્તક ૫ મું.

# લોહીનો વેપાર.

( સામાજિક નવલકથા )

લેખકઃ
સાકરલાલ મગનલાલ કાપડિયા.
૭ અનંતવાડી, મુંબઈ ૨.

પ્રકાશકઃ
નારાયણજી ગોકળદાસ ડોસાણી.
સેવાસમિતિ પુસ્તકાલય
૧૨૩, ગુલાબવાડીઃ મુંબઈ ૪ઃ

વિક્રમ સંવત. ૧૯૯૦ ઈસ્વીસન. ૧૯૨૪

કિમ્મત રૂપીઆ સાડાચાર.

લોહીનો વેપાર:-



શ્રીયુત દેવજીભાઇ દયાળજી ઠક્કર
ઝરીઆ.

# સમર્પણ.

---

શ્રીયુત દેવજીભાઇ દયાળજી ઠક્કર.

ઝરીઆ.

માન્યવર સ્નેહી ભાઈશ્રી,

જગત્‌માં જન્મ ધારણ કરી, આપબળથી આગળ વધી, 'મનુષ્યનું જવલંત જીવન પ્રમાણિકતા છે' તેનું ઉજ્વળ દૃષ્ટાન્ત આપે જનસમાજને બતાવ્યું છે. જ્ઞાતિ, સમાજ અને દેશોન્નતિના દરેક સ્તુત્ય કાર્યમાં ભાગ લઈ આપની હાર્દિક ઉદારતાનો પરિચય કરાવતા રહ્યા છો. 'સ્ત્રી સમાજની ઉન્નતિ વગર દેશની ઉન્નતિ અશકય છે' એ સર્વમાન્ય સૂત્રને લક્ષમાં રાખી આર્યમહિલાઓની અજ્ઞાનતા દૂર કરવા—ગુર્જર સ્ત્રીસમાજની ઉન્નતિ સાધવા આપનું હૃદય અહર્નિશ આતુર રહે છે. આપની સાહિત્યરસિકતા, ગરીબો પ્રત્યેની અનુકંપા, નિરાભિમાનિતા, તથા મારા સામાજિક સેવાના કાર્ય પ્રત્યેની આપની સહૃદયતાદિ, અન્યાન્ય સદ્‌ગુણોથી આકર્ષાઈ આપણા સ્નેહ સંબંધના સ્મરણાર્થે મારૂં આ ગુજરાતી સામાજિક નવલકથાના સાહિત્યમાં અગ્રસ્થાન ધરાવતું "લોહીનો વેપાર" નામક પ્રકાશન આપના કરકમળમાં સાદર સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

આપનો સ્નેહાભિલાષી

ભાઈ નારાયણજી.

---

## સેવાસમિતિ પુસ્તકાલય તરફથી પ્રગટ થયેલ
## રસપૂર્ણ સામાજિક નવલકથાઓ.

તમે નહિ વાંચશો તો જીવનનો એક મોંઘો લ્હાવો ગુમાવી દેશો. જો તમે તમારા સંસારમાં સ્વર્ગ ઉતારવા માંગતાં હોતો ગુર્જર સમાજના અટપટા પ્રશ્નોનો ઉકેલતી આ મનનીય નવલકથાઓ વાંચવીજ જોઇએ. દરેક ભાઈ બ્હેન, આબાળ વૃદ્ધ સર્વને એક સરખી ઉપયોગી નવલકથાઓ આજ સુધી નીચે મુજબ બહાર પડેલી છે.

**અંધકારપર પ્રકાશ:** સચિત્ર લેખક: રા. મધુકર કિં. રૂ. ૨–૮–૦
**વિશ્વલીલા:** ,, લેખક: રા. પરિમળ ,, ૨–૦–૦
**અબળાની આત્મકથાઓ:** લેખક: રા. ધીરજ ,, ૨–૮–૦
**વનિતાની વાતો:** ,, ,, ,, ૩–૦–૦
**લોહીનો વેપાર:** ,, લેખક: રા. મધુકર ,, ૪–૮–૦
**મહિલાની મહાકથાઓ:**,, લેખિકા: બ્હેન લક્ષ્મી(છપાય છે.)૩–૦–૦
**આદર્શચરિત્રાવલિ:** (મહાપુરૂષોનાંચરિત્રો)લેખક:રા. ધીરજ. ૧–૪–૦
**સ્વર્ગમાં સેશન્સ:** લખનાર: રા. ડોસાણી. ૩–૦–૦
**સમાજજીવન.** માસિકપત્ર. વાર્ષિક લવાજમ: રૂા. ૪–૦–૦

### ઐતિહાસિક:

**લોહાણારત્નમાળા:** ,, લેખકો: બ્હેન લક્ષ્મી તથા રા.ડોસાણી૧૦–૦–૦

**સેવાસમિતિ ગ્રંથમાળાના ગ્રાહકોને આ બધાં પુસ્તકો પોણી કિમ્મતે મળે છે.** સત્વર લખો.

**નારાયણજી ગોકળદાસ ડોસાણી.**
૧૨૩, ગુલાલવાડી: મુંબઇ ૪.

# પ્રસ્તાવના.

પ્રજા જીવનમાં દરેક યુગમાં ભરતી અને ઓટ આવે છે જ. પણ જે પ્રજા કાળના વહેવા સાથે પોતાની સામાજિક પ્રણાલીમાં યોગ્ય ફેરફાર ન કરે તેને કપાળે મૃત્યુજ લખાયું હોય છે તેની સાક્ષી ઇતિહાસ પૂરે છે. હિંદુ જાતિ પૃથ્વીતળપર પ્રાચીનમાં પ્રાચીન જાતિ હોવા છતાં અને તેને તેના ઋષીમુનિઓ તરફથી અનંત જ્યોતિર્મય સંસ્કૃતિનો વારસો મળેલો હોવા છતાં આજે સદીઓ થયા જે રીતે તે અધોગતિની ખીણમાં ગબડતી રહી છે તે જોઇને સ્વાભાવિક રીતે વિચારકની આંખે અંધારાં આવી જાય છે. હજારો વર્ષ પહેલાં દેશ, કાળ અને સ્થિતિપરત્વે ઘડાયલા નિયમો આજે પણ અખંડ રાખવાની હિંદુજાતિને જાણે ઘેલછા લાગી હોયની એવું જણાય છે; અને તેથી એ જાતિ ભવિષ્યમાં જીવશે કે મરશે ? એ પ્રશ્ન ઉભો થાય છે.

ગુજરાતી આલમને ચરણે " લોહીનો વેપાર " ધરવામાં લેખકનો હેતુ હાલની આપણી સામાજિક અધોગતિનું કરૂણ ચિત્ર રજુ કરી, નવું સમાજમંદિર ચણવાની આવસ્યકતા વિષે પ્રજામત જાગ્રત કરવાનો છે. મારી " અંધકારપર પ્રકાશ " નામની નવલકથાનું અવલોકન કરતાં ગુજરાતના સુપ્રસિદ્ધ માસિક " સાહિત્ય " ના વિદ્વાન અવલોકનકારે સામાજિક પુનર્વિધાનની જરૂર સ્વીકારી યુવાન આલમ કઈ જાતનાં બંડ કરશે તે જાણવાની જીજ્ઞાસા દર્શાવી હતી. લોહીનો વેપાર સાહિત્યકાર તથા સામાજિક પ્રવૃત્તિમાં રસ લેતાં અન્ય ભાઈબ્હેનોની જીજ્ઞાસા કંઈક અંશે તૃપ્ત કરશે એવી મને આશા છે.

બાળલગ્નો, બાળમાતાઓ, બાળવિધવાઓનાં ફરજીયાત આત્મદમન, લગ્નના સંકૂચિત વાડા, ધર્મને નામે ચાલતા દમ્ભ અને એવાં એવાં અનેક અનિષ્ટો આપણી સમાજને આજે કલંકિત કરી રહ્યાં છે. જૂના રિવાજોને વળગી રહેવાની આપણી અક્ષમ્ય હઠીલાઈથી યુવાન આલમ નિસ્તેજ અને બલવીર્યહીણી થઇ ગઇ છે. પરદેશીઓની લાતો ખાવા છતાં હજુ આપણું સમાજમંદિર સુવ્ય-

વસ્થિત અને સુનિયંત્રીત કરવાની આપણને ધગશ લાગી નથી અને તેને પરિણામે આપણે જાણે અજાણે એક એવા અંધકાર યુગ તરફ ધસ્યા જઇએ છીએ કે જે યુગની કલ્પનાથી વિચારકને કમકમાં આવે છે. સ્વરાજ્ય પ્રાપ્તિ માટે ભગીરથ પ્રયાસ કરતી વખતે જો આપણે આપણી સામાજિક ઇમારત જર્જરિત ખંડેર જેવી જ રહેવા દઈએ તો આપણો કંઈ શુક્રવાર વળવાનો નથી.

હિન્દુસમાજ પોતાના પ્રાચીન સ્મૃતિશાસ્ત્રોને તજી દે એમ કોઇ કહેતું નથી. વસ્તુતઃ આજે સ્થિતિ એવી છે કે પ્રજા એ સ્મૃતિ શાસ્ત્રો જોયા કે જાણ્યા વિના રિવાજને નામે ચાલી આવતા તેના ભયંકર ઓળાની પાછળ તણાઇ રહી છે. આવી જડ સ્થિતિમાં પ્રજા પ્રગતિ ન જ કરી શકે એ સ્વાભાવિક છે અને તેથી જ સામાજિક પુનર્વિધાન માટે ભગીરથ પ્રયત્ન કરવાની આપણી પવિત્ર ફરજ છે.

હાલની અકુદરતી સામાજિક પ્રથાઓથી બળી જળી રહેલાં યુવાનો અને યુવતીઓની મનોવેદના અસહ્ય થઈ પડતાં તેઓ કયે માર્ગે બંડ જગાવશે તે બતાવવાનો "લોહીના વેપાર" માં પ્રયાસ કરવામાં આવ્યો છે. એમાંના વિચારો ઘણાં ભાઈ બ્હેનોને રૂચવાના નથી તે હું જાણું છું. કોઇનાપર પરાણે મારા વિચારો લાદવાનો મારો ઈરાદો પણ નથી. છતાં આવા વિચારોપર ગુજરાતના વિચારકો અને ટીકાકારો પ્રમાણિકપણે સ્વતંત્ર ચર્ચા કરતા થાય તો આપણી દુઃખદ દશામાંથી છૂટવાના માર્ગો વહેલા મળી આવે એવી મારી માન્યતા છે અને તેથી "લોહીના વેપાર" પર સ્વતંત્ર ટીકા કરવાને ગુજરાતના સર્વ ટીકાકારોને હું સપ્રેમ આમંત્રણ કરૂં છું.

જોડણી અને ભાષા સરળ રાખવાને બનતી કાળજી રાખવામાં આવી છે. છતાં કેટલીક ભૂલો રહી ગઇ હશે તે માટે વાંચનાર ભાઇ બ્હેનો ક્ષમા કરશે એવી આશા છે.

૭, અનંતવાડી
મુંબઇ, તા. ૩૦—૭—૨૪ } સાકરલાલ મગનલાલ કાપડિયા.

# અનુક્રમણિકા.

DREAMING when
Dawn's Left Hand
was in the Sky,
I heard a Voice within the
Tavern cry,
"Awake, my Little ones,
and fill the Cup,
Before Life's Liquor in its
Cup be dry."

**Omar Khayyam:**

## પ્રકરણ ૧ લું.

### જ્યા

કેટલાંક વૃક્ષો નદી કિનારે ફૂલદ્રુપ જમીનમાં ઉગે છે અને કુદરતની કલાનો મનપસંદ લાભ લઇ સ્વચ્છંદે ફાલે છે. પણ કોઇક વાર એવું પણ બને છે કે કોઇ કઠણ ભૂમિમાં કોઇ મનમોજી પક્ષી એકાદ બીજ ફેંકી જાય છે, વરસાદના થોડાક છાંટા

પડતાં તેમાંથી છોડ ઉગે છે અને અનેક જાતની મુશ્કેલીઓ વેઠી, વાંકાચૂંકા ફેર લઇ તે છોડ ગગન સાથે જાણે વાત કરવા માંગતો હોયની તેમ, એક વિશાળ વૃક્ષના રૂપમાં ફૂળી–ફાલી વિજયી નજર ફેંકતો ઉભો રહે છે અને નજીવી મુશ્કેલી આવતાં જ નિરાશ થનારા માનવકુળની હાંસી કરતો તે જીવે છે !

જીવન એક કલા છે—પાશવ લીલા કે નાદાનોના ખેલ નથી. જીવન કલા ન હોત તો આપઘાત કરનારા બાયલા ન ગણાત. જેને જીવતાં ન આવડે તે મનુષ્ય નામને પાત્ર જ નથી. પ્રભુની અનુપમ કલા એટલે માનવજીવન ! માનવકુળમાં પ્રભુ જેટલો પ્રકાશે છે તેટલો કોઇ પણ ભૂમિકામાં પ્રકાશતો નથી. મનુષ્ય પ્રભુની જ ઝાંખી છાયા છે અને પૂર્ણ પ્રભુમય થવાને જ માનવકુળની સ્થાપના થઇ છે.

આમ હોવા છતાં હિંદુસમાજમાં ઘેર ઘેર કલહ કંકાસનાં મહાભારત મંડાય, જીવન શુષ્ક મરૂભૂમિ જેવું પસાર થાય અને જ્યાં ત્યાં દેવબાલાઓનાં મધુર સંગીતને બદલે શુર્પણખા કે પુતનાનાં ગોઝારાં નૃત્યો જ નજરે પડે, તેનું કારણ શું ? પુનિત શાંતિમય માનવ જીવનમાં નિરંતર અનંત આગ જ ધીખતી રહે છે તેને માટે જવાબદાર કોણ ? શું વિધિનાં એવાં વિધાન છે ? જો પ્રભુ સર્વ શકિતમાન અને પરમદયાળુ હોય તો હાલમાં માનવસમાજમાં જે તાંડવ નૃત્ય થઇ રહ્યાં છે તે ચાલવા ન દે. માનવકુળની વર્તમાન દશા જોઇને જો તેનું દીલ દાઝતું હોય અને તે કાંઇ કરી ન શકતો હોય તો તે સર્વશકિતમાન નથી અને સર્વશકિતમાન હોવા છતાં તે હાલની વિકૃત માનવસમાજને સર્વાંગ સુંદર ન બનાવે તો તે પરમકૃપાળુ ન હોવો જોઇએ.

આવા વિચારથી એક પંદર વર્ષની બાલિકાનું મુગ્ધ હૃદય મુઝાઈ રહ્યું હતું. અમદાવાદમાં મોડથીની પોળમાં આવેલા બે માળના સુંદર ઘરમાં તેના માતપિતાની લાડકી દીકરી તરિકે તે જીવતી હતી. તેને ઘડતી વખતે ભલા પ્રેમાનંદની દમયંતી અને સરસ્વતીચંદ્રની

કુમુદને ભૂલી ગયો હશે. તે સુન્દરી હતી; પણ તેની સુન્દરતા જૂદી જ જાતની હતી. આંખને આંજી નાખનાર સાન્દર્યની ઝલક નહિ પણ આત્માને ઉન્નત કરનાર લાવણ્યની તે સ્વામિની હતી. નવલકથાકારોની કલ્પનામાં રમતાં મૃગનયનો, હંસણી શી નાજુક ગરદન અને ઝેરી સર્પિણી સમા ચોટલાથી જયાની ઓળખાણ કરાવી શકાય તેમ ન્હોતું. તેનાં વિશાળ, તેજસ્વી અને શ્યામ નયનોમાં તે જાદુ હતું કે જે કૃષ્ણે રાધાની આંખમાં જોયું હતું. તેના શરીરનો એકે એક ભાગ સુડોળ અને મોહક હતો. ગાલોપર આરોગ્યની લાલી હતી. આંખો જાદુ-ભરી હોવા છતાં શાંત અને નિર્મળ ભાવથી જોનારાના આત્માને ઠારતી હતી અને મુલાયમ રેશમ જેવા લાંબા વાળની લટો કોઇ રસિક કલાકારની પીંછીને અમર બનવાની મહત્વાકાંક્ષા ઉત્પન્ન કરવાની શકિત ધરાવતી હતી.

જયા જન્મી ત્યારે દેવો હસ્યા હતા અને પિશાચોના પેટમાં ફાળ પડી હતી. પાંચ વર્ષની થતાં જ પૂર્વ જન્મના સંસ્કારથી તે પોતાની શક્તિ બતાવવા લાગી. શાળામાં કોઈ વાત એવી ન શીખવાતી કે જે જયાને ન આવડે. જયાની મહેતી જયા પર ફીદા ફીદા રહેતી. તેની માતા સુમિત્રા પુત્રીની નિપુણતા જોઈ મલકાતી. પિતા હર્ષદરાય ટપાલ ઑફિસમાં માથાકૂટ કરી ઘેર આવતા ત્યારે જયાનું સંગીત તેમનો થાક ઉતારી દેતું.

જયા પંદર વસંત મહાલી ચૂકી હતી. દર વસંતે જેમ સૃષ્ટિ નવી થતી તેમ જયા પણ નવીન બનતી. હમણાં તો પલે પલે તે કંઇ ને કંઇ નૂતનતા પ્રકટાવતી હતી. બાલાને હજુ સંસારનો શોખ લાગ્યો ન્હોતો. પણ આસપાસની સાંસારિક પરિસ્થિતિની વિષમતા જોઈ તેનું કોમલ હૃદય દાઝી ગયું હતું. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતી બાલિકાને ભૂમિતી કે બીજગણીતની પરવા ન્હોતી. સારાં સારાં અંગ્રેજી પુસ્તકો તેણે ઘેર વાંચી નાખ્યાં હતાં. માતૃભાષા માટેનો

તેનો પક્ષપાત જેવો તેવો ન્હોતો. માતૃભૂમિ માટે 'કેસરભીના કંથ' ને યુદ્ધ ભૂમિમાં હસંતે વદને મોકલવાની તેને હોંસ હતી. પૃથ્વીપર સ્વર્ગ અનુભવવાનાં અનેક રમ્ય સ્વપ્નાં બાલિકા જોઇ રહી હતી. પણ ગુર્જરસંસારપર એક જ ઝાંખી નજર ફેંકતાં તે નિરાશ થતી. સર્વત્ર તેને ઢીંગલા ઢીંગલીના ખેલ નજરે પડતા. તેની બી. એ. થયલી શિક્ષિકા પોતાના ધણી પર રૉફ ચલાવતી—તેનો ડૉક્ટર પાડોશી પોતાની અભણ પત્નીને જંગલી—કુવડની પુષ્પાંજલિથી રોજ વધાવી લેતો. બાળા આ બધું ય જોતી અને એકાંતમાં વિચાર કરી શોક પામતી.

તેના પિતા હર્ષદરાય ભલા માણસ હતા. પ્રેમ જેવી વસ્તુ જગતમાં હોઈ શકે અને તેને માટે પ્રાણ સમર્પણ કરી શકાય તે વિષે તેમને મોટી શંકા હતી. પોતે પણ એકવાર 'લયલા મઝનુ' ના રસિયા હતા—તેમને પણ એકવાર કુમુદ—કુસુમની લગની લાગી હતી. પરંતુ સુમિત્રા આવ્યા પછી તેમનાં સ્વપ્નાં ઉડી ગયાં હતાં અને પ્રત્યક્ષ જીવન કવિની કલ્પના સમું નથી તથા ન હોઇ શકે એવી તેમની ખાત્રી થઈ ચૂકી હતી. સુમિત્રાએ કોઈ જાતની ફરિયાદ માટે કદિ કારણ જ આપ્યું ન્હોતું એટલે હિંદુ સ્ત્રીઓ આદર્શ પત્નીઓ છે અને હિંદુ સંસાર કરતાં ઉચ્ચતમ સંસાર જગતમાં ન જ સંભવે એવી તેમના મન પર દૃઢ છાપ પડી ગઈ હતી.

સુમિત્રા અત્યંત સુશીલ, નમ્ર અને ધરરખ્ખુ બાઇ હતી. બંડ, વિરોધ, મતભેદ, વગેરે વિકારોના અસ્તિત્વથી પણ તે અજાણ હતી. નાનપણથી જ તેને હિંદુ આચાર્યો અને નાના મોટા સર્વેએ ગુરૂમંત્ર પઢાવ્યો હતો કે પતિ એટલે પરમેશ્વર! પતિ સેતાનના સાથમાં પિશાચલીલા કરે તો પણ પત્નીએ તો તેને પ્રભુ જ માનવાનો! તેની સામે એક બોલ ન બોલાય, પોતાના અંતરાત્માના પ્રબળ અવાજને પણ પતિ સમક્ષ રજુ ન કરી શકાય, એવી જ ભાવના તેનામાં ગળુ-ચુથીમાંથી ભરવામાં આવી હતી. સાસરે આવ્યા પછી હર્ષદરાયની

## લોહીનો વેપારઃ-



**જયા:** "હું એવા પાંડવને વરીશ–નહિતો જન્મભર કુમારી રહીશ".

( પાનુ ૭ )

એકએક આજ્ઞા માનવાને તે તરત જ ટેવાઇ ગઇ. ઘર કામમાં કુશળ, રસોઇ કરવામાં નિપુણ, સ્વરૂપમાં ઉષા કે કુસુમ જેવી તો નહિ પણ અલકકિશોરી જેવી તો ખરીજ !—એટલે હર્ષદરાય પણ તેનાપર મીઠી નજર રાખવા લાગ્યા અને દંપતિનું ગાડું સીધું ચાલવા લાગ્યું.

જયા જૂદી જ દુનિયાની હતી. તેને માની લીધેલી કે ગમે તે ભોગે મેળવેલી શાંતિ ને સંતોષ ન્હોતાં જોઈતાં. તેને આસપાસ નજર કરતાં કોઈ પુરૂષ જ ન્હોતો જણાતો. આખા અમદાવાદમાં તેને વહેંતીઆઓ દેખાતા હતા. આવા વહેંતીઆઓને કદિ પણ ન વરવું એવી દૃઢ પ્રતિજ્ઞા બાળાએ લીધી હતી. એ પ્રતિજ્ઞા લેનારી ન્હોતી જાણતી કે હિંદુસમાજમાં આવી પ્રતિજ્ઞા લેનારીઓના વ્રતનો ભંગ કરાવવાને ભયંકર તપ કરનારો એક પિશાચસંઘ પડેલો છે.

તેને નૂતન યુગની કેળવણી મળી હતી અને એ શિક્ષણમાંથી તેણે પોતાની ભાવના અનુસાર આદર્શો ઘડી કાઢ્યા હતા. ઘણીવાર એકાંતમાં તે મહાભારત વાંચતી અને દ્રૌપદીના ચારિત્ર્યથી મુગ્ધ થઇ જતીઃ

" આ તે ખરી સ્ત્રી ! જીવનનો સાચો આનંદ એણે અનુભવ્યો હતો. ધર્મ, બળ, શૌર્ય, જ્ઞાન અને કલા તેના સ્વામી હતા. પાંચ પાંડવ એટલે તેના શરીરપર ભૂખ્યા વરૂની પેઠે ત્રાપ મારનારા પાંચ મરદો નહિ; પણ આ પાંચ પુરૂષોચિત શક્તિ ધરાવનાર વીર પાંડવ ! હું એવા પાંડવને વરીશ—નહિ તો જન્મભર કુમારી રહીશ."

આ તેની પ્રતિજ્ઞા હતી. સ્વભાવે સાદી, ભોળી, સત્યપ્રિય, નમ્ર, સ્નેહાળ અને મળતાવડી હોવા છતાં તેની ઇચ્છાશક્તિ અસામાન્ય હતી. તેના માતપિતા તેને હઠીલી કહેતાં પણ બાળાની એ હઠીલાઇમાં ઉચ્ચતમ આર્ય આદર્શ સમાયલો હતો તે કોઇ સમજતું ન્હોતું.

અંતે હિંદુસમાજમાં જે ઘડી આવવી જ જોઇએ તે આવી. જયાને પારકી કરવાની ચર્ચા થવા લાગી. અમદાવાદ, મુંબઈ અને

સુરતની આખી વણિક ન્યાતના અસંખ્ય યુવાનો જયાની ઝંખના કરી રહ્યા હતા અને જયા પાંડવને ઝંખતી હતી. એક વાર તેની માતા તેનો અભિલાશ સાંભળી હસી હતી.

"એ તો દેવોની વાત, બ્હેન ! મનુષ્યોમાં તે કાંઇ પાંડવો હોય !–"

"ન હોય તો હું કુંવારી રહીશ."

"ગાંડી !–" કહી સુમિત્રાએ વાત પડતી મૂકી. તે ન્હોતી જાણતી કે હજુય ભારતભૂમિમાં દ્રૌપદીનો આત્મા ગુંજી રહ્યો છે !

હર્ષદરાયે એક વહેવારૂ ગૃહસ્થ તરિકે યોગ્ય તપાસ કરી સુરતના એક યુવાન સાથે જયાની સગાઇ નક્કી કરી.

જયાએ એક લગ્નમાં વિદાય વખતે સાંભળ્યું હતું:

"એક આવ્યો'તો પરદેશી છોકરો
"બ્હેનડ રમતી'તી માંડવ હેઠ
ધુતારો ધુતી ગયો.
"બ્હેનડ મેલો ઢીંગલીઓના ખેલને,
"બ્હેનડ મેલો સહયર કેરા સાથ
"બ્હેનડ ચાલ્યાં સાસરે !"

આ ગીતમાં તેને અદ્ભુત મસ્તી જણાઇ હતી. આવાં રસિક ગીત જે સમાજમાં પ્રચલિત હોય તે સમાજ ઢીંગલા ઢીંગલીનાં લગ્ન કેમ કરતી હશે ? આ સવાલ તેના મગજને બંડખોર કરવાને પૂરતો હતો.

"પિતાજી ! મારે આ સગાઇ માન્ય નથી." તેણે હિમ્મતથી પોતાના પિતાને કહ્યું:

"કેમ બ્હેન ! છોકરો જુવાન, શિક્ષિત અને નિરોગી છે. વળી ઘર પણ સારૂં છે. તારે કોઇ રીતે દુઃખી થવા જેવું નથી."

"પણ મારો અંતરાત્મા તેનો સ્વીકાર કરતો નથી. હજુ એ ભાઇ કેવા છે તે હું જાણતી નથી. મેં એને કદિ નજરે જોયા

નથી; તો પછી તેમની સાથે જીવન પર્યંત રહેવાને હું શી રીતે તૈયાર થાઉં?"

હર્ષદરાય વિચારમાં પડયા.

"તને કંઈ શરમ બરમ આવે છે? આવો ખાનદાન ધણી ક્યાંથી શોધી લાવવાની હતી? જો મોટી! તારા બાપની સામે આવી વાત કરતાં જરા શરમાતી પણ નથી?—" જીંદગી સુધી તાબે થવાને જ ટેવાયલી સુમિત્રાનો મિજાજ પુત્રીની વાત સાંભળી અચાનક ફાટી નીકળ્યો. તે એવી પાઠશાળામાં ભણી હતી કે જ્યાં સ્ત્રી મીલકત મનાય છે અને તેથી મીલકતની પેઠે તેને ગમે ત્યાં વેચી શકાય છે.

જયા માતાનો ક્રોધ જોઇ કંઇ ન બોલી. તેની મોહક આંખમાંથી આંસુનું એક ટીપું તેના ગુલાબી ગાલ પર સરી પડયું. તે હતાશ થઇ ચાલી ગઇ.

"તમે તમારે લગ્ન નક્કી કરો! જયા તો બચ્ચું છે. એને દુનિયાનું શું ભાન? આવો સારો મુરતીઓ કંઇ બધાને મળે છે?" તેણે હર્ષદરાયને કહ્યું અને હર્ષદરાયને પત્નીની વાતમાં ડહાપણ જણાયું.

## પ્રકરણ ૨ જું.

### ફારસ.

મનુષ્ય ભૂલને પાત્ર છે. એક વાર કોઈ ભૂલ કરે તો તે માફ થઇ શકે, બીજી ભૂલ પણ ઉદાર હૃદયો માફ કરે; પણ હિંદુ માતપિતા સદીઓથી જે ભયંકર ભૂલો કરતાં આવ્યાં છે તેમને પૂછનાર કોઈ પ્રભુ જગતમાં હશે કે નહિ?

સ્વાભાવિક રીતે યુગયુગથી ગુલામગીરીમાં ચગદાઇ રહેલાને સ્વતંત્રતા નથી ગમતી. અમેરિકાના સીધીઓની ગુલામગીરીનાં બંધન અચાનક તૂટી જતાં તેમની સ્થિતિ થોડો વખત બહુ વસમી થઇ પડી હતી. આબાદ એવી જ સ્થિતિ હિંદુ સ્ત્રીઓની છે. જ્યારે એક વર્ગ બીજા વર્ગને ગુલામગીરીની ચક્કીમાં પીસી નાખવા માગતો હોય ત્યારે એવી ચક્કીમાં પીસાઇ જવું તે મહાન સદ્‌ગુણ છે એવી છાપ ગુલામોના મગજ પર મારવા માટે ભગીરથ પ્રયત્નો કરવામાં આવે છે. પુરૂષોએ પોતાના ભયંકર સ્વાર્થની તૃપ્તિ માટે-પોતાની પાશવવાંછનાની તૃપ્તિ માટે સ્ત્રીઓને ગુલામ બનાવવાનો નિશ્ચય કર્યો ત્યારથી તેઓ પતિવ્રત ધર્મની બાંગ મારતા આવ્યા છે. ધર્મશાસ્ત્રો, કાવ્યો, નવલકથાઓ, કાયદાઓ અને સાધારણ વાતોમાં શુદ્ધાં 'પતિ જ સ્ત્રીનો પરમાત્મા છે. પતિ વિના સ્ત્રીની ગતિ જ નથી' એવા વિચારો સ્ત્રીજાતિના મગજ પર લાદવામાં આવ્યા છે. અને આ ભયંકર રાક્ષસી જાળ એવી નિપુણતા તથા નીચતાથી પાથરવામાં આવી છે કે એ જાળમાં સપડાઇ સ્ત્રીઓ ક્રૂર પારધીની જાળમાં ફસાયલી હરણી પેઠે તડફડી રહી છે તેનું તે બિચારીઓને પણ ભાન નથી એવી જયાની માન્યતા હતી.

સુમિત્રાની નસેનસમાં આવી ગુલામગીરીનું રક્ત દોડતું હતું. જયાના આદર્શો સમજવાની વાત તો બાજુએ રહી પણ તે કલ્પવાની

પણ તેનામાં શકિત ન્હોતી. જયા તેના બાપે નક્કી કરેલી સગાઇની વિરૂદ્ધ થાય, એ વિચાર જ તેને સેતાની જણાયો. તેણે હવે જયા-પર અમલદારી સત્તા ચલાવવા માંડી, તેને બહાર જવાની મના કરી અને રોજ પતિવ્રત ધર્મની ગાથા તેને સંભળાવવા માંડી.

"બા! તું કહે છે એ બધી વાત સાચી! પવિત્રતા સૌ સૌની મતા છે. હું પતિવ્રત ધર્મ પાળું તે મારી પવિત્રતા માટે. મારે એ વ્રત પાળવુંજ જોઇએ એવો હુકમ કરવાનો કોઇને અધિકાર નથી.

"તું તે છોકરી છે કે બલા? આવા વિચારો તારા મગજમાં કોણે ભર્યા?"

"પ્રભુએ."

"દીકરી! જરા ડાહી થા ડાહી. દીકરી જાતને વળી આવો મિજાજ શોભે?"

"ન શોભે? શા માટે ન શોભે? શું પુરૂષો બ્રહ્માને ત્યાંથી કોઇ ખાસ બીલ્લાં લઇને આવ્યા છે? પુરૂષો પોતાની આપખુદીથી આપણા પર ગમે તેવી સત્તા ભોગવે ને આપણે ખરીદાયલી બાંદીની પેઠે તેમનો જૂલમ વેઠી લઇએ? નહિ, બા! હું બલા નથી પણ સાચી સ્ત્રી છું તેથી જ પુરૂષોની યુગયુગજૂની સત્તા સામે હું માથું નમાવવાની ના પાડું છું.—"

"આ બધી અંગ્રેજીની મ્હોકાણ! તું પરણશે પછી તારી બધી ખુમારી નીકળી જશે.—"

"હું પરણીશ? કોને?"

"કોને વળી? કાંતિલાલને!—"

"કાંતિલાલ મારો ભાઈ થાય સમજી બા! હું તને પગે લાગીને કહું છું કે આ સગાઇ તોડી નાખ; નહિ તો પરિણામ બહુ ભયંકર આવશે. તને ખબર તો છે કે હું પાંડવને વરવાની છું–"

"ધુળ ને ધમાસા! રાંડ ફાટી ફાટી છેક જ ફાટી જાય છે!

આપણે જાણીએ કે સમજ્યા—બચ્યું છે. પણ બચ્યું માથે છાણાં થાપવા આવે તે કંઈ ખમાય ?—જોઉં છ તો ખરી કે તું પરણે છે કે નહિ ?"

સુમિત્રા અથવા હર્ષદરાયને જયાપર પ્રેમ ન્હોતો એવો આરોપ અમે મૂકવા માગતા નથી. હર્ષદરાયને જયાનો વિરોધ જોઇ જરા વિચાર પણ થયો હતો. પણ સુમિત્રાની સલાહથી તેણે સગાઈ નક્કી કરી નાખી હતી. આ સમયે ઉભયને સત્તાનું ગુમાન ચઢયું હતું. 'પંદરૂ વર્ષની ટીચકી મારી સામે બોલનાર કેણ ?' એવા અભિમાનમાં બન્ને તણાયાં હતાં. વળી અનેક હિંદુ માબાપો માને છે તેમ 'એના નસિબમાં હશે તેમ થશે. સાસરે જઇને એની મેળે ઠેકાણે આવશે. અહિંયાં લાડમાં ને લાડમાં બગડી ગઈ છે' એમ બન્ને માની બેઠાં હતાં.

જયાનો સ્વભાવ જૂદી જ જાતનો હતો. 'દીકરી ને ગાય જ્યાં દોરવે ત્યાં જાય' આ કહેવત દીકરીઓને ગુલામીમાં પીસી નાખવા માટે જ પ્રચલીત કરવામાં આવી છે એવી તેની ખાસ માન્યતા હતી. તેના અંતરાત્માને જે ન રૂચે તેને ભાંગીને ટૂકડા ટૂકડા કરી ફેંકી દેવાને તે સમર્થ હતી. માબાપની આજ્ઞા તોડવાનો તેનો વિચાર ન્હોતો પણ એ આજ્ઞા જ્યારે અંતરાત્માનું ઉચ્છેદન કરવા આવે ત્યારે તેનો છડેચોક ભંગ કરવાનો પ્રત્યેક વ્યક્તિનો પ્રભુદત્ત હક્ક છે તે વિષે તેને કશી શંકા ન્હોતી.

તેણે માતપિતાને વિનવણી કરી—રોઈકકળી—અરજ કરી. પણ ઉભય ને 'સાપનો ભાર' માથાપરથી હળવો કરવો હતો. બન્ને 'હાથીને દરબારે બાંધવા' ને ઉત્સુક હતાં. વળી કાંતિલાલથી કોઇ વધુ સારો યુવાન નજરે પડતો ન્હોતો અને જયા પંદર વર્ષની 'ગોધી' થઇ ગઇ હતી એટલે 'હિંદુસ્થાનની ગરમ હવા' થી કંઇ ઉલ્કાપાત થઇ જાય તે પહેલાં જયાને 'પત્ની' બનાવી દેવાની ઉભયને અનિવાર્ય આવશ્યકતા જણાઇ હતી.

ટૂંકમાં જયાનું કંઈ વળ્યું નહિ. સગાઇ જાહેર થઈ. લગ્નની

તિથિ પણ નક્કી થઈ. ઘરમાં ધામધુમ થવા લાગી. જયા એ જોઇ હસી. તેને આ બધું મદારીના ખેલ જેવું લાગતું હતું. શું કરવું તેનો તેણે દૃઢ નિશ્ચય કરી નાખ્યો. પરિણામની તેને પરવા ન્હોતી. હિંદુ સમાજ કેટલી હદ સુધી ક્રૂર થઈ શકે છે તેનું તેને ભાન ન્હોતું. પણ આ સમાજ બાપના કૂવામાં પડવા માટે પોતાનાં વ્હાલાં બાળકોના લોહી પીતાં પણ અચકે એવી નથી તે તે જાણતી હતી.

"હું મારી લાચાર બ્હેનોનો માર્ગ સરળ કરી જઈશ. જોઉં તો ખરી કે રૂઢીના ગુલામો અંતરાત્માને કેવી રીતે ચગદી શકે છે!—" તેણે નિશ્ચય કર્યો. તેના વદનપર હવે આખો દહાડો ઉગ્રતા રહેવા લાગી.

લગ્નને ફક્ત દશ જ દિવસ રહ્યા. વરપક્ષ અમદાવાદમાં આવી પડ્યો. વિધિપુરઃસર જૂદી જૂદી ક્રિયાઓ થવા લાગી. જયાને પીઠી ચઢી.

"માલણ ગુંથી લાવ ગુલાબનો ગજરો,
એ ગજરાનો આપીશ મજરો;
"માલણ ગુંથી લાવ ગુલાબનો ગજરો."

આવાં આવાં ગીતો ગૂંજી રહ્યાં. વરરાજાના હર્ષનો પાર ન્હોતો. જયા જેવી સૌન્દર્યની પૂતળીની માલિકી મેળવવા માટે તે પોતાને ભાગ્યશાળી માનતો હતો. બીજી બાજુ જયા શાંત ચિત્તે બધું સહી રહી હતી. શાંત જ્વાલામુખીની શાંતિ જેવી તેની શાંતિ જોઈ તેનાં માબાપ સમજ્યાં કે જયા ઠેકાણે આવી ગઈ. પણ જયા જેવા આત્માઓ આખા જગતને ઠેકાણે લાવવા માટે જન્મે છે તેની તે બિચારાંઓને ખબર ન્હોતી.

માઘ માસની પૂર્ણિમા આવી. આજે જયા અને કાંતિલાલની લગ્નતિથિ હતી. આનંદથી ઉભરાતે હૃદયે કાંતિલાલ ઘોડેસ્વાર થઇ જયાને વરવા આવ્યો. ગધેડા જેવા સ્વરે અભણ બ્રાહ્મણોએ ભરડી

મારેલા સંસ્કૃત શ્લોકો ભચડયા. જયા હસતી હસતી આ ફારસ જોઇ રહી. અંતે સપ્તપદી બોલાઈ.

"એ મહારાજ ! હું આ વચનો આપતી નથી..." જયા બોલી.

"ચુપ રે !" નજીક ઉભેલો તેનો બાપ બરાડયો.

કાંતિલાલ પણ વિચારમાં પડયો.

અંતે હસ્તમેળાપ થયો. પૈસાને જ માટે જીવતા મહારાજે યુવાન પતિપત્ની કંઈક રસિક લ્હાવા લે એમ ધારી બન્નેના હાથપર રૂમાલ ઢાંક્યો. કાંતિલાલે ધીમેથી જયાનો હાથ દાબ્યો. જયાએ તિરસ્કારથી હાથ ખૂંચવી લીધો.

કાંતિલાલ આ 'સત્યભામાનું રૂસણું' સમજી શકયો નહિ. તેની દાસી શરૂઆતથીજ આવાં છણકાં કરે તે જોઇ તેના મગજની વરાળ પણ વધવા લાગી.

મંગળ ફેરા ફરવાનો પ્રસંગ આવ્યો. અહિં પણ જયાએ બંડ કર્યું. હસતી હસતી તે એક ફેરો ફરી. બ્રાહ્મણે બીજા ફેરા ફરવાનું કહેતાં જયા ભ્રકૂટિ ચઢાવી બોલીઃ

"નથી ફરતી જાઓ !—"

તે બીજા ફેરા ન જ ફરી. પણ યજમાનની ખુશામત અને દયાપર જ જીવતા બ્રાહ્મણને પોતાની 'દક્ષિણા' શિવાય કશાની પરવા ન્હોતી. તેણે બધું અષ્ટમપષ્ટમ કરીને આટોપી લીધું. પણ કાંતિલાલના મગજમાં આ બનાવથી હોળી સળગી ગઇ. આ ગુમાની વૈરીને ઠેકાણે લાવવા માટે તે દાંત કચકચાવી રહ્યો.

## પ્રકરણ ૩ જું.

### ' હું તો પાંડવને વરવાની છું. '

જેમ હિન્દુ બાલિકાઓ પરણે છે તેમ હર્ષદરાયે જયાને પરણાવી. સુમિત્રા જમાઇરાજને જોઇ ઓછી ઓછી થવા લાગી. કેટલીક સ્ત્રીઓને જયાની ઇર્ષ્યા આવી; પણ જયાના દીલમાં ભયંકર ચીતા સળગતી હતી. લોકોએ તેને કાંતિલાલની પત્ની બનાવી હતી-માની લીધી હતી અને હવે આકાશમાં વસતો કોઇ ત્રિભુવનપતિ પૃથ્વીપર ઉતરી ના પાડે તો પણ જયા કાંતિલાલની પત્ની મટી શકે તેમ ન્હોતું.

જયા પંદર વસંત મહાલી હતી. યુવાનીની કુંપળો તેના અંગ પ્રસંગમાં ફૂટતી હતી અને બાળાની મોહકતા તેથી વધતી હતી. આ સૌન્દર્ય, આ યુવાની, આ રસભર્યું હૃદય હવે પારકાં થયાં હતાં. અત્યાર સુધીના બાળાના સ્વતંત્ર જીવનપર એક અજાણ્યા યુવાનની માલિકીનો સીક્કો પડ્યો હતો અને દીલના ચીરેચીરા: થઇ જાય ને અંતે આખું જીવન ચીમળાઇ જાય તો પણ જયાને કાંતિલાલની પત્નીનો વેષ ભજવવાનો હતો.

ચોવીસે કલાક તેના વદનપર હવે ગંભીરતા છવાઇ રહેતી એકાંતમાં ઘણીવાર તેનાથી રડી દેવાતું અને અત્યાર સુધી પોષેલા આદર્શો પર પાણી ફરવાની ભીતિથી બાળાનું હૃદય ચીરાતું. બીજી જ પલે તેના અંતરાત્માનો દુદુંભી નાદ તેને બળ આપતો—તેની અશ્રુ-ભીની આંખો પ્રલયના તેજથી ઝળુકી ઉઠતી અને પુનઃ તે મદારીનો ખેલ જોવા તૈયાર થતી.

લાડકી દીકરીને હર્ષદરાય અને સુમિત્રાએ ભીની આંખે વિદાય કરી. સુમિત્રાએ શ્રાવણ ભાદરવો વરસાવ્યો. સ્નેહ અને કરૂણાની

પરાકાષ્ટા થઇ. લાગણીની સરિતામાં પૂર આવ્યું. પણ જયા સ્વેચ્છાથી ઉછળતે હૈડે પતિ મંદિરે જાય છે કે નહિ એ વિચાર કોઇના મગજમાં ન આવ્યો. સ્ત્રી મંડલે કરૂણ ગીતો ગાયાં. સુમિત્રાએ જયાને હૃદય સરસી ચાંપી. પુરૂષોની કઠણ ગણાતી છાતી પણ આ કરૂણ દશ્ય જોઇ જરા નરમ થઇ અને એક બે સહૃદય પુરૂષોની આંખમાંથી એક બે ટીપાં પડયાં. પણ જયાથી વિખૂટાં પડતાં આંખના આંસુ સુકાવી નાખનારાંઓને જયાના દીલમાં શું થાય છે તે જાણવાની કે પૂછવાની દરકાર ન્હોતી અથવા તેમ કરવાનું ભાન ન્હોતું.

નવલ દમ્પતી માટે બીજા વર્ગનો એક કમ્પાર્ટમેંટ ખાસ રીઝર્વ કરાવેલો હતો. સ્નેહીઓ સ્ટેશન પર વળાવવા આવ્યાં હતાં. કાંતિલાલ અને જયાપર પુષ્પવૃષ્ટિ થઇ રહી. મિત્રોના અભિનંદન ઝીલતો કાંતિલાલ ગાડીમાં બેઠો. માતાપિતાના કરૂણ મ્હો તરફ નજર કરતી, ટીખળી સખીઓની મશ્કરી સહતી અને પોતાની મનોવ્યથાથી બળતી જયા કાંતિલાલની સામે બેઠી. 'આવજો કાગળ લખજો, તબીયત સંભાળજો' વગેરે શબ્દો સંભળાયા ને ગાડી ઉપડી.

ટ્રેન ઉપડ્યા પછી કાંતિલાલે પત્ની તરફ મદઘેલી આંખે એક નજર ફેંકી. બંગાલી ધોતર, પગમાં સફેદ પમ્પ શુઝ, છેલ્લામાં છેલ્લી ફેશનથી ઓળેલા વાળની વાંકી સેંથી, ચાઇનાસીલ્કનો ડગલો આદિ કાંતિલાલના શરીરની શોભાને વધારતાં હતાં. સામાન્ય યુવાનો સાથે સરખાવતાં તેનામાં કોઇ જાતની ન્યૂનતા ન્હોતી. કૉલેજમાં ભણતો હતો ત્યારે 'સ્ત્રી સન્માન' પર તેણે અનેક ભાષણો આપ્યાં હતાં અને ડિબેટીંગ સોસાઇટીમાં 'સ્ત્રીઓના વકીલ' ની પદવી તેને ફાળે આવી હતી. ઇન્ટરમાંથી અભ્યાસને નમસ્કાર કર્યા પછી રાજેશ્રીએ મુંબઇની એક વેપારી પેઢીના કારકુનની નોકરી સ્વીકારી હતી અને ત્યાર પછી વેપારીઓના 'બહોળા જ્ઞાન' અને 'લાંબા અનુભવ' ને પ્રતાપે તેની રસીકતા પર છારી વળી હતી.

જયાના મનમાં હજારો વિચારો ઘોળાતા હતા. ગમે તેમ થાય

લોહીનો વેપારઃ—




"તુ મારી સાથે રીસાઇ છે ?" હસીને કાંતિલાલે પૂછ્યું.

( પાનું ૧૭ )

તો પણ રૂઢીના ગુલામોને નમતું ન જ આપવું એ નિશ્ચય કસોટી કાળ નજીક આવતાં ઢીલો પડતો જતો હતો. શું થશે ? શું કરવું ? કેમ જીવીશ ? કેમ જીવાશે ? આ પ્રશ્નપરંપરા તેના નાના મગજને ટુંપી ખાતી હતી. કાંતિલાલપર તેને જરાય અભાવ ન્હોતો. અભાવ હોવાનું કારણ પણ ન્હોતું. તેને તો સ્ત્રીને જડ મીલકત ગણીને તેનું ગમે ત્યાં સારું કરી દેવાની માબાપોને કુલ સત્તા આપતી સમાજપર ભયંકર ક્રોધ ઉપજ્યો હતો. જે સમાજ સ્ત્રીના વ્યક્તિત્વની કદર ન કરે, તેના કુમળા હૃદયનો એક પલ પણ વિચાર ન કરે તે સમાજ જગત્‌માંથી એક પ્રચંડ ધૂમકેતુની ટકકરથી ફના થઈ જાય તો દુનિયા ક્યાં રંડાઇ જવાની છે એમ તે ધારતી. પણ મનુષ્યની ઇચ્છા આટલી બધી પ્રબળ હોવા છતાં તેની શક્તિની મર્યાદાનું ભાન થતાં જ તે એક ઉન્હો નિસાસો નાખી ચુપ થઇ જતી.

કાંતિલાલ યૌવનને આંગણે પગ મેલતી જયાને સામે બેઠેલી જોઈ સ્થિર રહી શકયો નહિ. તેનાં નયનો તરલ બન્યાં. યુવાન સ્ત્રીને જોતાં જ પુરૂષની આંખમાં એક જાતની કેફ આવે છે. કાંતિલાલની આંખોમાં પણ ઘેન ચઢયું.

" અહિં બેસને–" હાથ વડે પોતાની પાસે બેસવાનો ઇસારો કરતાં કાંતિલાલ હસીને બોલ્યો.

" અહિં ઠીક છે–" જયાએ જવાબ આપ્યો ને તે બારીમાંથી બહાર જોવા લાગી.

" તું મારી સાથે રીસાઇ છે ?" પુનઃ હસીને કાંતિલાલે પૂછયું.

" હું તમારી સાથે શા માટે રીસાઉં ? મને તમારી સાથે રીસાવાનો હકક પણ છે ખરો ?"

"આમ શા માટે બોલે છે ? આવું અતડાપણું રાખવાથી તું કે હું સુખી થવાનાં છીએ ?" આ પલે કાંતિલાલને લગ્નક્રિયાનો પ્રસંગ-જયાનું બંડ–મંગળ ફેરા ફરવાનો ઇનકાર–યાદ આવ્યાં. જયા

બીજાને ચાહતી હશે ? આ ભયંકર વિચાર કાંતિલાલના મગજમાં પહેલીવાર જન્મ પામ્યો.

"આપણે સુખી થઇએ કે દુઃખી તેનો આધાર તમારા વિચારો પર છે." જયાએ કંઇક સ્પષ્ટીકરણ કરવાની જરૂર જોઇ.

"એટલે ?"

"કાંતિલાલ !" જયાના સ્વરમાં ગંભીરતા આવી, તેનાં નિશ્ચલ નયનો જાણે કાંતિલાલના દીલનો તાગ કાઢવા માગતાં હોયની તેમ વદનપર સ્થિર થયાં. કાંતિલાલ સમજ્યો કે નવોઢા પ્રેમની મસ્તી વ્યક્ત કરી રહી છે. પણ તેજ પલે આ હિન્દુ પત્નીને મ્હોડે પોતાનું નામ સાંભળીને તે જરા ચમક્યો શુદ્ધાં !

"કાંતિલાલ ! તમે શિક્ષિત છો, નવયુગની ભાવનાઓથી પરિચિત છો અને હું માનુંછું કે લગ્નનો અર્થ પણ તમે સમજતા જ હશો."

મદભર જુવાનીના રસિક લ્હાવા લેવાને તલપી રહેલા કાંતિલાલને જયાએ ઉપાડેલી ચર્ચા ન રૂચી. તેને તો હમણાં અધરરસ પીવાની ને પાવાની ધુન લાગી હતી. મહા મહેનતે તેણે સ્વસ્થ દેખાવાનો પ્રયાસ કરી કહ્યું:

"લગ્નની પવિત્ર વ્યાખ્યા ન સમજું એટલો બધો તું મને મૂર્ખ માને છે ?"

"મેં તમને મૂર્ખ કહેવાની ધૃષ્ટતા કરી નથી. કાંતિલાલ ! તમે તમારા હૃદયને–તમારા આત્માને પૂછીને જવાબ આપો. આપણું લગ્ન એ સાચું લગ્ન છે ?

"કેમ નહિ"

"લગ્ન એટલે બે આત્માઓની સંલગ્નતા ! બે આત્માઓ. પરસ્પર સ્નેહ ને સહાયથી માનવજીવનની ઉચ્ચતમ ભૂમિકામાંથી દેવભૂમિકામાં જવાની પ્રતિજ્ઞા લે જ લગ્ન ને ?"

"હા."

"તો પછી એકમેકને જોયા કે જાણ્યા વિના થયલાં આપણાં

લગ્ન નાટકમાં ભજવાતાં એક ફારસ સમાં નથી ?"

કાંતિલાલ જવાબ આપી શક્યો નહિ. તેના મગજને–તેની બુદ્ધિને જયાની વાત સાચી લાગી. પણ તેના હિંદુપણાએ એ વાત સ્વીકારવાની ના પાડી. ડિબેટીંગ સોસાઈટીમાં આદર્શની રમ્ય વાટિકામાં ઘૂમતાં ઘૂમતાં 'સ્ત્રી સન્માન' અને 'લગ્નની ફુલવાડી' પર ચર્ચા કરનારો હવે ભરથાર બન્યો હતો અને ચોરીમાં તેનો હાથ ઝાલનારી એક અજ્ઞાત બાળા તેની દાસી બની હતી.

"સ્ત્રી એટલે શું તે તમે જાણો છો ?"

"તું મારી પરિક્ષક નીમાઇ આવી લાગે છે."

"નહિ, તેમ નથી. સ્ત્રી નામના આ સમાજની દયાપર પોષાતાં એક પ્રાણી વિષેનો તમારો અભિપ્રાય હું જાણવા ચાહું છું"

કાંતિલાલ ગુસ્સો દૂર કરી બોલ્યોઃ

"સ્ત્રી તેના પતિની જીવનસખી છે, ઉત્સાહ છે, આશા છે, બળ છે, આશ્વાસન છે." કાંતિલાલે કવિતાની ભૂમિકામાં પ્રવેશ કર્યો. આવી શબ્દજાળ પાથરવાની કલામાં પારંગત થવા માટે એક નવલકથાનો અભ્યાસ પૂરતો છે.

જયા હસી–વ્યંગથી હસી.

"તું હસે છે ? તને મશ્કરી જણાય છે ? મારી વાત તને સાચી લાગતી નથી ?"

"હું તમારી કવિતા સાંભળી રહી છું. તમે હમણાં જે આદર્શ રજુ કર્યો તે પ્રમાણે તમે વર્તવાને તૈયાર છો ?"

"અલબત્ત ! હું કૉલેજમાં હતો ત્યારથી જ મારા મિત્રોને કહેતો આવ્યો છું કે હું અને મારી પત્ની વસંતઋતુની સુરમ્ય રાત્રિએ ચંદનીના પ્રકાશમાં અગાશીમાં બેસી કંઇ વિધવિધ આનંદના ફુવારા ઉડાવીશું અને જયા !...તારા જેવી રસિક પત્ની મને મળી છે એટલે આપણા આનંદમાં શી ઉણપ રહેશે ? આપણે અગાશીમાં ચંદનીના

ધવલ રમ્ય પ્રકાશમાં બેસીશું, તું સતારી હાથમાં લઇ કંઇક મીઠું ગીત ગાઇશ ને હું તારા સુંદર વદનની ચંદ્ર સાથે તુલના કરી કવિતા રચીશ ત્યારે પૃથ્વીપર કેવું સ્વર્ગ ઉતરશે?" ભાનભૂલ્યા પેઠે કાંતિલાલ લવી ગયો. તેની નસેનસે વિકારની કેફ ચઢી હતી. જયા શાંત, સ્વસ્થ ચિત્તે હસતી હસતી સાંભળી રહી હતી. કાંતિલાલ પોતાની જગાએથી ઉઠી જયાની પાસે જઈ બેઠો. તેની આંખોમાં કામની ખુમારી હતી, વિહ્વળતાથી શરીર સહેજ ધ્રુજતું હતું અને હોઠો જયાનો અધરરસ પીવાને પાગલ થઇ ગયા હતા.

"બે પળમાં આદર્શના કાવ્યમય પ્રદેશને તજી વિકારનાં ગહ્મય જંગલમાં આવી પહોંચ્યા? તમારી ચંદની ક્યાં? સતારી ક્યાં? પેલું મીઠું ગીત ક્યાં?—ને તેથીય વધુ આપણા આત્માની સંલગ્નતા ક્યાં?—" કંઇક કટાક્ષ, કંઇક ભય ને કંઇક તિરસ્કારથી જયા બોલી ને કાંતિલાલથી થોડે દૂર જઇ બેઠી.

કાંતિલાલ દબાયો. શરમથી કે ક્રોધથી તે ક્ષુબ્ધ થઇ ગયો. આવા પ્રબળ આત્મા સાથે કામ પાડવાનું થશે એવી તેને કલ્પના પણ ન્હોતી અને જયાની નિશ્ચળ-તેજસ્વી આંખો સામે જોવાની તેનામાં તાકાત ન્હોતી. તે મૌન બેસી રહ્યો.

"કાંતિલાલ! બે આત્માની એક્તા માટે એકલા પુરૂષના તરંગ કામના નથી હો! સ્ત્રી પણ તમારા જેવું જ ભાવનાવાળી હૃદય ધરાવે છે. ત્યાં તમારી પોતાની ઘડીભરની મઝાને ખાતર બોલાવેલી ચંદની કે સતારી કામ નહિ લાગે—"

"કોઇ કવિએ એથી ઉંચો આદર્શ નવદમ્પતિના વિલાસ માટે નથી કલ્પ્યો—"

"બરાબર છે. કેમકે એ કલ્પનાનો વિષય જ નથી. એકના દીલના તાર બીજા આત્માના તારપર રણકાર કરે એ કલ્પનાનો વિષય નથી પણ અનુભવનો છે." તે હસી. કાંતિલાલને લાગ્યું કે

અંગ્રેજી શિક્ષણ ને પાશ્ચાત્ય સંસ્કૃતિએ જયાને આર્યત્વના ઉચ્ચતમ શિખરપરથી ગબડાવી દીધી છે.

"તમને ખબર છે કે હું કોને પરણવાની છું?" ઉલ્હાસિત વદને જયાએ થોડીવાર પછી કહ્યું.

કાળો નાગ સેકન્ડ કલાસના ડબ્બામાં ફુંફારો મારતો કાંતિલાલની સામે આવત તો તે ન ચમકત તેટલો આ વાક્ય સાંભળી ચમકયો. એક પલે મુઝાતો ને બીજી પલે ગુસ્સે થતો તે બોલ્યોઃ

"પરણવાની છે? અરે ગાંડી! હવે આ પાગલ ભાવનાવાદને જવા દે. તું પરણી ચૂકી ને તે મને–"

"લોકો એમ કહે છે. હું નથી કહેતીને? હું તો પાંડવને વરવાની છું." તે એવા ગૌરવથી બોલતી હતી કે કાંતિલાલ ગુસ્સે થવાને બદલે ઉલટો દબાતો ગયો.

"શું?–" કાંતિલાલનો સ્વર ફાટી ગયો.

"બરાબર સમજાતું નથી? હું તો તદન સાદી ભાષામાં વાત કરી રહી છું. ફરી સાંભળો. હું પાંડવની પત્ની થવાની છું–"

"ને મારી?"

"તમારી હું શું થઇશ તેનો આધાર તમારા વર્તનપર છે."

"પાંચહજાર વર્ષપર થઇ ગયલા પાંડવો તારે માટે સ્વયંવર જીતવા પાછા આવશે ખરૂં?"

"પાંડવો નહિ–પાંડવ! ને એ પાંડવનો અમર આત્મા જો હિંદુસ્થાનમાં પુરૂષો હોય તો હજુ પણ તેઓમાં ગુંજતો હોવો જોઇએ."

આવી તરંગી સ્ત્રી સાથે વાદવિવાદ કરવામાં કાંતિલાલને કંઇ સાર જણાયો નહિ. હમણાં જ પોતાના પુરૂષત્વનો પરચો બતાવવા માટે જયાને બેચાર તમાચા ચ્હોડી કાઢવાનો તેને વિચાર આવ્યો. પણ મુંબઈના સહવાસથી આવેલા મુત્સદ્દીપણાએ એ વિચારનો અમલ મુલતવી રાખ્યો.

અંતે સુરત આવ્યું.

## પ્રકરણ ૪ થું.

### શયનગૃહમાં.

ટ્રેનમાં થયેલી વાતચીતપરથી કાંતિલાલે માની લીધું કે જયા તરંગી છે અને 'કવિઓએ પાથરેલી જુઠાણાંની જાળ'માં તે ફસી પડી છે. તેના મગજમાં પાંડવને વરવાનું ભરાયલું ભૂત કાઢી નાખતાં વધુવાર લાગવાની નથી એવા વિચારથી તેને એક જાતનો સંતોષ તો થયો પણ તે સાથેજ હિંદુ બાલાઓમાં ન કલ્પી શકાય એવી પોતાના આદર્શને વળગી રહેવાની અને પરણ્યા પતિ સામે બંડ ઉઠાવવાની જયાની દઢતા જોઇ તેના પુરૂષત્વનું અભિમાન ઘવાયું હતું.

જયા દિવ્ય આદર્શમાં રમતી દેવબાલા હતી. ટ્રેનમાં કાંતિલાલ સાથે થયેલી વાતપરથી તે સમજી શકી કે તેને તેના માબાપે બીજાં માબાપો પોતાની પુત્રીઓને આપે છે તે કરતાં સારો ઢીંગલો આપ્યો હતો. પોકળ આદર્શો–અર્થ વિનાના લવારામાં કાંતિલાલ મઝા માણતો હતો. સ્ત્રી એટલે માતા નહિ; પણ પુરૂષના વિલાસનું એક રમકડું એ માન્યતા સુધારક ગણાવાનો દાવો કરતા કાંતિલાલમાં પરોક્ષ રીતે હતી અને ધણા સુધારકોમાં હોય છે. આમાં દોષ કાંતિલાલનો ન્હોતો; પણ જગતના આદિકાલથી કે કોણ જાણે કયારથી સ્ત્રીને પોતાની મોહની પૂતળી બનાવનાર પુરૂષસમાજનો હતો. જયાનો વિદ્રોહ કાંતિલાલ સામે ન્હોતો પણ પુરૂષસમાજ સામે હતો. ઉદારતા, વિનય, પ્રેમ, શૌર્ય અને ખાનદાનીથી જયા જીતી શકાત. પણ તેને બદલે કાંતિલાલે જુદા જ ઉપાય લેવાનો વિચાર કર્યો હતો. તેને લાગ્યું કે જુવાનીના આરંભમાં શોભના ને રમા, ઉષા ને કુસુમના સ્વપ્નમય તરંગોથી યુવાન હૃદયો મસ્ત બની જાય છે પણ એ મસ્તી વહેવારના શુષ્ક પ્રદેશમાં પગ મુકતાં જ ઉડી જશે. કોલેજમાંનો તેનો

ભાવનાવાદ વેપારની મરૂભૂમિમાં અલોપ થઇ ગયો હતો તેમ જયાનો પાંડવ કાંતિલાલના શયનગૃહમાં ક્યાંય ચરવા ચાલ્યો જશે એવી તેને ખાત્રી નહિ તો આશા તો હતી જ.

આ વિચારથી તેણે ટ્રેનમાં વધુ ગડબડ કરી નહિ. સુરત આવ્યું અને પુનઃ લોકોની ધમાલ શરૂ થઈ. સુરતના સ્નેહીઓએ નવલ યુગલ-ને પુષ્પોથી વધાવ્યું અને વાજતેગાજતે બધાં ઘેર આવ્યાં.

અત્રે કાંતિલાલના કુટુંબનો થોડોક પરિચય કરાવવાની જરૂર છે. તે પોતે ઇન્ટરમાંથી અભ્યાસને તિલાંજલી આપી મુંબઈની એક વેપારી પેઢીમાં ૮૦ રૂપીઆના પગારની કારકુની કરતો હતો. તેની વૃદ્ધ માતા જીવકોર હજુ જીવતી હતી અને જીવકોરને કાંતિલાલ કરતાં વધુ બુદ્ધિશાળી યુવાન જગતમાં હોઇ શકે કે કેમ તે વિષે ગંભીર શક હતો. તેની એક બ્હેન સોળ સત્તર વર્ષની ઉમ્મરે છએક મહિનાપર વિધવા થઈ હતી અને જીવકોરે શ્રીનાથજી બાવાની ઇચ્છાને વશ થઇ વિધવા લલિતા ખૂણો પાળતી હોવા છતાં દીકરાને ઘોડે ચઢાવ્યો હતો !

પહેલે જ દિવસે વહુપર સત્તા જમાવવાનો જીવકોરે આરંભ કર્યો. હવે વહુ ઘરમાં આવી ગઇ–તેને લાત મારીને રસ્તામાં ફેંકી દો તો પણ તે ચાલી જવાની નથી–એવી ખાત્રી હોવાથી જયાને અનેક કામ સોંપાવા લાગ્યાં ને જરા વિલંબ થતાં ' ઓ માડીરે ! આ સુંવાળપ શી ? આટલું કામ તો પાનને ચુનો લગાડતામાં થઈ જાય તેમાં આટલી બધી વાર !' વગેરે વેદના મંત્રો ઉચ્ચારવા લાગ્યા. લલિતા વિધવા હોવાથી તેને ભાઈ ભાભીની દયાપર જીવવાનું હતું. તેથી તથા તેનું હૃદય મુલાયમ હોવાથી તે જયાને કઠોર શબ્દ કહેતી નહિ. ઉલટી તે જીવકોરને વારતી. આમ થતાં જીવકોરના મગજની વરાળ વધુ ગરમ થવા લાગી. પરિણામ એ આવ્યું કે પહેલે જ દહાડે કાંતિલાલના ઘરમાં જીવકોરે મહાભારતના યુદ્ધનો મોરચો

માંડયો પણ સામી પ્રતિસ્પર્ધા નહિ મળવાથી તે મુઝાઈ.

કાંતિલાલને જયાને વશ કરવાની ધૂન લાગી હતી. સુંદર વસ્ત્રાલંકારો એટલે સ્ત્રી પાસે ગુલામગીરી લખાવી લેવાનું અનિવાર્ય પ્રલોભન, એવી તેની માન્યતા હતી. બીજે દિવસે તેણે 'હનિમુન' ગુજારવાનો નિશ્ચય કર્યો હતો. પતિપત્નીની પહેલી રાત એટલે દેવોને ઈર્ષ્યાનો પ્રસંગ ! પણ હિંદુસંસારની પહેલી રાત જોવાને સેતાનોય આવતા નહિ હોય.

કાંતિલાલે માથી છૂપી રીતે પુષ્પોની ચાદર કરાવરાવી ને કોઈ ન જાણે તેમ મેડાપર સંતાડી રાખી. વસ્ત્રો ને આભૂષણો તો જયાને માટે જોઈએ તેટલાં હતાં. પ્રિયાને પ્રથમ રજનીએ ભેટ આપવાને કાંતિલાલે પોતાની એક વીંટી બહાર કાઢી હતી.

રાતે નવ વાગ્યા. કાંતિલાલે જાતે જ બિછાનાપર પુષ્પની ચાદર બિછાવી દીધી અને પોતે એક આરામખુરશી પર 'મેઘદૂત' વાંચતો પડયો. પોતાની રસિકતા પૂર્ણ રીતે પ્રકાશિત કરવાનો આજે તેનો નિશ્ચય હતો.

શાંત, સ્થિર ડગલાં ભરતી જયા દશેક વાગે ઘરકામમાંથી પરવારી શયનગૃહમાં દાખલ થઈ. તેનાં શ્યામ ઉજ્વલ નયનોમાં દ્રૌપદીનો પ્રખર નિશ્ચય હતો. જુવાન સ્ત્રીને જોતાં પુરૂષ હૃદય ધ્રુજી ઉઠે પણ જયા કાંતિલાલને જોઈ ધ્રુજી નહિ. તે આરામખુરશીની પાછળ જઈ ઉભી રહી.

કાંતિલાલે ઉંચું જોયું. તે હસ્યો. જયા પણ અનિમિષ હસી.

" હું મેઘદૂત વાંચતો હતો. "

" જી–" જયા બોલી,

" તને મેઘદૂત ગમે છે ? "

" હા...... "

" તું વાંચીશ ?......પણ બારણું કેમ ઉઘાડું રાખ્યું ? બંધ કરની !—"

"ભલે ઉઘાડું રહે—"

"નહિ, નહિ. બા જોશે તો જીવ કાઢી નાખશે–" કહી કાંતિલાલે પોતે જ બારણું બંધ કર્યું.

"કાંતિલાલ ! તમે મને બળાત્કારે જીતવા માગો છો ?" જયાના સ્વરમાં કંઈક કરુણ ભાવ આવ્યો.

"નહિ, વ્હાલી ! જો તને હૃદય ચીરી બતાવાતું હોય તો હું બતાવું કે મારા હૃદયમાં તારે માટે કેટલો બધો પ્રેમ છે ?"

"કેવો પ્રેમ છે ?"

"વિશુદ્ધ દેવોના ગીત સમો–કવિની કલ્પના સમો—"

"ધારો કે હું મરી જાઉં તો તમે શું કરો ?"

"જા, એવી વાત ના કર.–"

"કેમ ન કરું ? કાંતિલાલ ! હું કાલને વ્હાણે મરી જાઉં તો તમારો આ દેવોના ગીત સમો પ્રેમ પરમદિને નવી વહુ ઉપાડી લાવશે એ ભયંકર સત્ય તમે જાણો છો ?"

કાંતિલાલ કંઈ જ ન બોલ્યો.

"તમે પુરુષો–" જયા બોલવા લાગી:

"સ્ત્રીઓને મોહની પૂતળી ગણી, વસ્ત્ર અને અલંકારના મોહમાં અને તમારા મીઠા શબ્દોની જાળમાં ફસાવી રાખો છો, ભરતીના પાણી પેઠે તમે અચાનક ધસી આવો છો ને તમારી વાસનાની તૃપ્તિ થતાં સામા હૃદયના તડફડાટની પરવા કર્યા વિના નવાં રમકડાં શોધવા જાઓ છો—"

"જયા ! હું તને એવા પ્રેમથી ચાહતો નથી. મારો પ્રેમ વિકારહીન, નિર્મળ અને શાશ્વત છે.–" કાંતિલાલ વિશુદ્ધ પ્રેમી બની ગયો !

"એમ !–" જયા જરા ભ્રકુટિ નચાવતી બોલી.

"હા–તારી સાથે પ્રણયગાન ગાવાને મારું હૃદય કેવું ઝંખી

રહ્યું છે તે હું તને શી રીતે સમજાવું ? વ્હાલી ! તારે માટે આ ફુલોની ચાદર મેં બિછાવી છે ને આજને મંગલ દિને તને મારા પ્રેમના સ્મરણ તરિકે આ..." કહી કાંતિલાલે વીંટી કહાડી ને તે જયાને પહેરાવવા માટે તેનો કોમળ હાથ પકડયો. કાંતિલાલે સ્મિત-ભર મુખે જયાની નાજુક આંગળી પર વીંટી શોભાવી દીધી.

"કાંતિલાલ ! તમે હમણાં જ કહ્યું કે તમે મને ચાહો છો. એ ખરૂં છે કે મારી સમજમાં ભૂલ થાય છે?" જયાએ ગંભીર સ્વરે પ્રશ્ન પૂછયો.

"તદ્દન ખરૂં છે–"

"તો મને વચન આપો કે મારી સંમતિ વિના તમે મારા શરીરને અડશો નહિ–" આટલા શબ્દો બોલી જયા નિશ્ચલ આંખે કાંતિલાલની આંખો તરફ જોઇ રહી.

કાંતિલાલ વિચારમાં પડયો. તેને રૂંવે રૂંવે વિકાર પચી ગયો હતો. અજીત ગણાતા કામદેવને જીતવાની તેનામાં શક્તિ ન્હોતી. તેને લાગ્યું કે જયા પાગલ બની ગઇ છે અથવા તેનો છળ કરી રહી છે.

"જયા ! હું તારો પતિ છું–" બોલ્યો.

"પતિ ! તમે મારા પતિ ! મેં તમને ટ્રેનમાં જ કહી દીધું છે કે તમને હજુ મારો આત્મા સ્વીકારતો નથી. તમે ધારો તો તમે પણ મારા આદર્શની મૂર્તિ–પાંડવ થઇ શકશો. જે પલે તમારામાંથી હું પાંડવસમાં ધર્મ, શૌર્ય ને પ્રેમનાં કિરણો પ્રગટતાં જોઇશ તે દિને તમારે આમ દીન કામીની પેઠે યાચના કરવાની નહિ રહે........"

કાન્તિલાલના મગજમાં અનેક ભૂતો ભમવા લાગ્યા. હિંદુ બાલિકામાં આવી હિમ્મત હોય એમ કોઇ માનતું જ નથી. આવા માણસો સનાતન આર્યસંસ્કૃતિનો મૂળ પાયો આર્ય લલનાઓના આત્મબળપર રચાયો હતો એ ભવ્ય સત્ય જ જોઇ શકતા નથી. કાન્તિલાલને શું કરવું તે સુઝયું નહિ. જયાના આત્માના પ્રખર તેજ

આગળ તે ઝાંખો પડી ગયો. તેના મગજમાં સત્તાની ધૂન આવી. તેની સામે ઉભેલી સૌન્દર્યની પૂતળીનો તે સ્વામી છે—માલિક છે અને જયા તેની દાસી છે એ વિચાર તે કેમે કરી દૂર કરી શકયો નહિ.

“જયા !—” તે સત્તા બતાવવાનો મિથ્યા પ્રયાસ કરતો બોલ્યોઃ “તને તારા માતપિતાએ ધર્મ પ્રમાણે મને સોંપી છે…તું જે વચન માગે છે તે તારા ધર્મથી ઉલટું છે…”

“હવે તમે મને ધર્મ સમજાવવા નીકળ્યા કે ? તમે મને કહ્યું કે તમે મને ચાહો છો અને પ્રેમ પ્રિયજનને દુઃખી કરવા કરતાં પોતાના સ્વાર્થનો ખુશીથી ભોગ આપી શકે છે. તમારામાં પ્રેમનું બુંદ પણ નથી. ફક્ત લાલસાનો અગ્નિ ધીખી રહ્યો છે અને તેથી જ તમને તમારો પક્ષ સબળ કરવા માટે ધર્મ, સમાજ અને કાયદાની સત્તા ખોળવી પડે છે. કાંતિલાલ ! એક દીલ વગરની સ્ત્રીને બળાત્કારે તમારી વાસનાની તૃપ્તિ માટે, તમે દુઃખી કરવા માગો છો ?–” જયા બોલી. તેનો અવાજ ખાટો થઇ ગયો.

“હું તારા મગજમાંનું ભૂત કાઢી નાખવા માગું છું. નવલ દમ્પતિની પહેલી રાતે અહિં આનંદનો ફુવારો ઉડવો જોઇએ તેને બદલે તું હોળી સળગાવવા બેઠી છે—”

“હા, અને જ્યાં સુધી તમે ભૂખ્યા વરૂની પેઠે મારા શરીર-પર ત્રાપ મારવાની વૃત્તિ રાખશો ત્યાં સુધી એ હોળી સળગ્યા જ કરશે.” જયાએ તીક્ષ્ણ બાણ ફેંક્યું.

“એમ કે ? બહુ ગુમાન ધરાવે છે ? અત્યારસુધી હું શાંતિથી તારા મગજની ખુમારી જોયા કરતો હતો—એમાંય એક જાતની મઝા હતી—પણ હવે હું મારી સત્તાનો ઉપયોગ કરીશ.” કહી કાંતિ-લાલે જયાનો હાથ પકડયો.

“છોડો !—”

“શા માટે છોડું ? હું કંઇ પારકો છું ? કોઈ બીજાના શયનગૃહમાં ઘુસી આવ્યો છું ? જયા ! આ ખોટી હઠ જવા દે—નહિ તો…”

"નહિ તો શું કરશો ?" જયાની આંખમાંથી અગ્નિ ખર્યો.

"નહિ તો તારી જીંદગીની ધુળધાણી થઇ જશે."

"તમે તમારી સત્તાનો ઉપયોગ કરવા માગો છો ?"

"હા."

"અને તેથી તમને સુખ મળશે ?"

"સુખ નહિ મળે તો મારી સત્તાનો અમલ કરવાનો સંતોષ તો જરૂર મળશે."

"હં ! એ સતાના અમલ માટે તમે મારા શરીરપર ત્રાપ મારવા માગો છો ! ભલેઃ પણ યાદ રાખજો કે જો તમે બળાત્કાર કરશો તો એક લાગણીહીન વેશ્યા કે મુરદાના વિલાસ કરતાં વધુ સુખ તમે મેળવી શકવાના નથી. મારા માતપિતાએ તમને મારૂં શરીર સોંપ્યું છે. અને આ શરીરનું રક્તમાંસ ખાઇને જ તમે રાજી થઇ શકતા હો તો લો—ભલે મારૂં લોહી પીઓ—"

જયાની ઉગ્રતાનો પાર રહ્યો નહિ. તેની આંખો લાલચોળ થઇ ગઇ. તેના ગંભીર માર્મિક શબ્દપ્રહારોથી કાંતિલાલ થીજી ગયોઃ તેના હાથમાંથી જયાનો હાથ છુટી ગયો ને જયા એક ખુરશી પર જઈ બેઠી.

## પ્રકરણ ૫ મું.

### લલિતા.

કાંતિલાલનું પોત પ્રકાશી ગયું. જયાને વશ કરવા માટે તેની પાસે પ્રેમની જડી બુટ્ટી ન્હોતી પણ સત્તાનો કોરડો જ હતો. જયાના આત્માના પ્રભાવથી તે દબાયો હતો છતાં સત્તા વાપરવાનો તેનો નિશ્ચય હવે ઉઘાડો પડી ગયો. મનુસ્મૃતિની ભાવવાહી સપ્તપદીના દૈવી મંત્રો ક્યાં ? બે જીવની એકતા ને આત્માની ઉન્નતિ ક્યાં ? અને આ યોવન અને સૌન્દર્યપરની બાજ પક્ષી સમડી પર મારે તેવી ત્રાપ ક્યાં ? જયાને પારાવાર શોક થયો. તેના મગજમાં દ્રૌપદી રમી રહી હતી. હૃદયમાં અર્જુન સમો વીર તોફાન મચાવી રહ્યો હતો અને તેની નજર સામે શરીરભૂખ્યો કાંતિલાલ હતો. પાંચ હજાર વર્ષો પૂર્વે થઇ ગએલ પાંડવ જયાને વરવા પાછો આવશે; નહિ તો જયા બ્રહ્મચારિણી થશે એવો જયાનો સંકલ્પ હતો. ભાવનામાં રમતી જયાને કમનસિબે ક્રૂર હિંદુસમાજ સાથે પાનું પડ્યું હતું. તે મુઝાઇ. તે રાતે કાંતિલાલે તેના પર બીજું આક્રમણ ન કર્યું. કેમકે તે જયાના તેજથી ઝાંખો પડી ગયો હતો. ઉભય વચ્ચે તિરસ્કારની લાગણી જન્મી ચુકી. કાંતિલાલ ગમે તેમ થાય તો પણ જયાને ભ્રષ્ટ કરવા માગતો હતો અને જયા તેથીય પ્રખર નિશ્ચયથી વાસનાભૂખ્યા વરની સામે થવાને તૈયાર હતી.

ગુસ્સામાં ને ગુસ્સામાં કાંતિલાલ મળશકે પાંચ વાગે ઉઠી ઓરડામાંથી બહાર ચાલી ગયો. જયા એકલી પડી. અત્યાર સુધી તે એક પણ મટકું માર્યા વિના ખુરશીપર બેસી જ રહી હતી. કામાંધ કાંતિલાલ તેના ઉંઘતા શરીરપર હલ્લો કરતાં પણ અચકે એવો નથી એમ જયાને લાગતું હતું અને તેથી કાંતિલાલપર તેને સ્વાભાવિક ધિક્કાર આવ્યો હતો.

" આ અમારી ઉજ્વલ આર્ય સંસ્કૃતિ ! " તે મનમાં વિચારવા લાગી: " અમારી સમાજને સીતા ને સાવીત્રી જોઇએ છે. શા માટે ? સીતાની સહિષ્ણુતા વખત કવખતે સ્ત્રીઓને સંભળાવી પતિ કહેવાતા પશુના ગમે તેવા દુરાચારો સહી લેવાની તેમને ટેવ પાડવા માટે ! ! અમને સાવિત્રી જોઇએ છે–વૃદ્ધ, રોગી, દુરાચારી, ગમે તેવા એબીયલ પુરૂષની ગુલામગીરી કરવા સ્ત્રીઓને સતીના દૃષ્ટાંતોને નામે ફરજ પાડવાને ! ! પુરૂષોને રામ થવાની પરવા નથી. કોઇ લવ, કુશ કે અભિમન્યુ તો નજરે જ પડતો નથી. બધા વહેંતીઆઓને સાવિત્રી ને સીતા જોઇએ છે–કોઇને પ્રખર તેજથી દીપતી દ્રૌપદી જોઇતી નથી...." લમણે હાથ દઇ તે ગંભીર વિચારમાં પડી. તેની આંખો ઉજાગરાથી બળતી હતી. હૃદયમાં હોળી સળગતી હતી. બાળાનું કુંણું આશાભર્યું હૃદય યૌવનને આંગણે પગ મૂકતાં જ સમાજે ચીરી નાખ્યું હતું. યુગયુગ થયા પૃથ્વીના પુરૂષો સ્ત્રીઓને ચિરંતન ગુલામીમાં રાખવાને અવનવા પ્રપંચો કરતા આવ્યા છે. સ્મૃતિકારોએ સ્ત્રીને માથે પતિને પરમેશ્વર કરી થાપ્યો, નીતિશાસ્ત્રીઓએ સ્ત્રીને નર્કની ખાણ કહી, ધર્મશાસ્ત્રોએ તેને સન્માર્ગે ચાલતા ગરિબ બિચારા પુરૂષને ચળાવનાર માયા માની, કાયદાએ પતિને પત્નીનો માલિક ઠરાવ્યો. આ જાળ એવી ચાલાકીથી પાથરવામાં આવી છે કે સ્ત્રીઓ કઈ જાતની જાળમાં ફસાઈ છે તે તે બિચારીઓ પણ જાણતી નથી. દિવસ ઉગે હિંદુસમાજ પડઘમ બજાવીને સ્ત્રીઓના કાનમાં ધર્મ મંત્રો ફૂંકે છે કે પતિ પરમેશ્વર છે. સ્ત્રી તે માની લે છે ને પરમેશ્વર ગણાતા પત્થરની પૂજા કર્યા કરે છે. જયા જેવી કોક દેવબાલા આત્મપ્રભાવથી પુરૂષ સમાજના યુગયુગ જૂના જૂલમ સામે ઝૂઝવા તૈયાર થાય ત્યારે આખો સમાજ કમર કસીને તેની સામે થાય છે ને પરિણામે જાલિમોના જૂલમો ચાલુ જ રહે છે. જયા જોવા માગતી હતી કે આ જાલિમોની સમાજ તેને કઈ રીતે દબાવે છે !

સ્હવાર થયું. પક્ષીઓનો કિલકિલાટ સંભળાયો. માણસોની આવ

જા શરૂ થઇ. સૂર્યનાં બાળકિરણો ઉત્સાહ પ્રેરવા લાગ્યાં. પણ એ કિરણો જયાને ઉત્સાહ આપવાને અસમર્થ હતાં. તેનું દીલ દાઝી ગયું હતું. તેના કોમળ હૃદયપર વજ્ર પ્રહાર થયો હતો. તેના માબાપે તેને એક અજાણ્યા યુવાનના ઘરમાં ધકેલી દીધી હતી. સમાજે 'પારકાને ઘેર પરાણે મોકલવાની ક્રિયા' પર પોતાની સંમતિનો સીકકો માર્યો હતો અને બ્રાહ્મણોએ સાવધાનની નેકી પોકારી દ્રોણાચાર્ય ને પરશુરામની કીર્તિ વધારી હતી

નાણાવટમાં કાંતિલાલનું ઘર હતું. ઘરની પાછળ મોટો વાડો હતો. તેમાં જીવકોર ડોશીએ તુળશીના છોડ વાવ્યા હતા ને લલિતા નાની હતી ત્યારે તેણે કેટલાંક પુષ્પોના છોડ ઉછેર્યા હતા તે હજુ કાયમ હતા. મનુષ્યની આંખને ટાઢક આપવાને પુષ્પોના છોડો તૈયાર હતા. પણ જયાને ટાઢક આપનાર ત્યાં કોઇ ન્હોતું.

નાહી ધોઇ જ રસોડામાં ભરાઇ. તેના માતપિતાએ તેને કાંતિલાલને સોંપી હતી તેથી જયા માતપિતાને ખાતર કાંતિલાલ તરફ એક ફરજ માનતી હતી. આ ફરજ તે કાંતિલાલના ઘરનું વૈતરૂં કરવાની! પોતાના ગુજરાનનો ખર્ચ તે ઘરકામ કરીને વાળી આપવા માગતી હતી. કાંતિલાલના ઘરનું અનાજ તે મફત ખાવાને નારાજ હતી. તેના મગજની આ ધુન જબરી હતી.

રસોડામાં જયાની નણંદ લલિતા તેને સહાય કરતી હતી. જીવકોર ડોશી દેવમંદિરમાં બેઠાં બેઠાં શ્રીનાથજીના નામનો જાપ જપતાં હતાં ને શ્રીનાથજીની કૃપાથી દીકરાને ઘેર પારણું બંધાય એવી પ્રાર્થના કરતાં હતાં. લલિતા જયાની રડી રડીને લાલ થયેલ આંખ જોતાં જ વિચારમાં પડી. કંઇક ખટપટ થઇ છે એટલું તે તે સમજી ગઈ.

"કેમ ભાભી! આજે આંખો લાલ કેમ છે?–" લલિતાએ લાગણીભર્યા સ્વરે પુછ્યું.

"અમસ્તી!"

" ના. ના. ભાભી ! એમ ઉડાવો ના. મોટા ભાઈ તમને વઢ્યા તો નથી ને ?–"

" બ્હેન ! મને મરી રહેવા દોને ! તમે મને સુખી કરી શકવાનાં છો ?—" જયાની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. લલિતાનું કોમળ હૃદય દ્રવી ગયું. તે લુગડાના છેડાથી જયાનાં આંસું લુછતી બોલી:

" મારા સમ ! ભાભી ! તમે ના રડો...જુઓને ! હું કંઈ ઓછી દુઃખી છું..." છેલ્લું વાક્ય બોલતાં લલિતાનું મ્હો ઉતરી ગયું.

" બ્હેન !" જયા બોલી: " તમે કેટલા વર્ષ સાસરે રહ્યાં હતાં ?–"

" ૭ મહિના—"

" તમારા પતિ તમને ચાહતા હતા ?—" લલિતા કંઈ બોલી નહિ. તે મુંઝાઈ. ને એક દીર્ઘ નિસાસો નાખ્યો.

" તમારા પતિ શાથી મરી ગયા ?—"

" કાંઈ ખરાબ રોગથી—"

" તેનું નામ !—"

" મને ખબર નથી. "

" સીફીલસ !—"

" હા–હા–ડોકટર એવું જ કંઈ કહેતો'તો. મરતી વખતે એમના આખા શરીર પર ચાઠાં પડી ગયાં હતાં—"

" ને એ રોગ તમને પણ તમારો પરમેશ્વર ગણાતો પતિ આપી ગયો છે તે જોઈ શકો છો ?—"

" ભાભી ! તમે મારા મનની વાત ક્યાંથી જાણી ? આ વાત હજુ કોઈ જાણતું નથી–" લલિતાને જયા તરફ વ્હાલ છૂટયું.

" કોઈ જાણતું નથી કેમકે કોઈને જાણવાની દરકાર નથી. તમારા પતિ પોતાના દુષ્કૃત્યથી મરણ પામ્યા છતાં ' કાળમુખાં ' તમે ગણાવ છો. લલિતા બ્હેન ! પોતાની નીચ વાસનાની તૃપ્તિ માટે બઝારૂ સ્ત્રીઓના સમાગમથી રોગી થનારાને તમારા જેવી નિર્દોષ

અને નિરોગી સ્રીના આરોગ્યનું ખૂન કરવાનો શો હક્ક હતો ?—"

"આવી વાતમાં મને બરાબર સમજ નથી પડતી, ભાભી ?"

"હું એમ કહું છું લલિતા બહેન ! કે તમારા પતિ બૂરા રોગથી પીડાતા હતા તો લગ્ન કર્યા વિના તેમનું કયું સિંહાસન ચાલ્યું જતું હતું ? અને લગ્ન કરીને તેમણે સંસારનું શું અજવાળ્યું ? તમને રોગ અને વૈધવ્યનો વારસો આપ્યો તે કે કંઈ બીજું ?—"

"હશે બ્હેન ! આપણા કરમમાં લખ્યું હોય તે થાય—"

"એમાં કરમ શું કરે ? છતી આંખે દીવો લઈ કૂવામાં પડનારને કરમ ક્યાં બચાવવા આવે ? તમને પરણાવ્યાં ત્યારે તમારી માતાએ તમારા પતિની ચાલચલગતની તપાસ કરી હતી ?—"

"તે હું નથી જાણતી."

"તમને પરણાવતી વખતે તમને કોઈએ પૂછયું હતું કે તમે પરણવાને રાજી છો કે નહિ ?"

"મને કોણ પૂછે ?—"

"કેમ નહિ પૂછે ? તમારી જીંદગીની પાળ બંધાની હતી—તમે પરણવાનાં હતાં—કંઈ તમારી મા પરણવાની ન્હોતી."

"આ બધી વાત સાચી છે, જયા બહેન ! પણ બળ્યો આપણો બૈરાંનો તે કંઈ અવતાર છે ! જેમ તેમ બે વાર રોટલા ખાઈને દહાડો પૂરો કરવાનો !—"

'નહિ બ્હેન, આપણે આટલી બધી નમ્ર છીએ તેથી જ આપણ પર ધોળે દહાડે જૂલમ થાય છે..."

લલિતાએ ડોકું ધુણાવી હા પાડી.

"પણ ભાભી ! તમારા લગ્ન વખતે તમને તમારા બાપાએ પૂછયું હતું ?" અનિમિષ લલિતાએ આ પ્રશ્ન પુછ્યો જયા તે સાંભળતાં જ ગંભીર થઈ ગઈ. તેના સુંદર વદનપર શોકની મ્લાન છાયા આવી.

"નહિ. મારી સંમતિ વિના કાંતિલાલ મને ખેંચી લાવ્યા છે ને તેને લીધે જ આજે બે દિવસથી અમને ખટપટ થયા કરે છે. ગઇ રાતે હું એક પલ ઉંઘી ન્હોતી."

"કેમ ?—"

"એ વાતમાં તમે નહિ સમજો, બ્હેન ! તમે તમારી ચિંતા કરો. મને તમારી બહુ દયા આવે છે. તમારા શરીરમાં કંઇક છૂપો રોગ છે. જો અત્યારથી ઉપાય નહિ કરો તો દુઃખી થશો."

"હું શું કરૂં ભાભી ! ભાઇને કંઇ મારાથી કહેવાય ? બાને કહું તો મને જ ખાઇ જાય !"

"કંઇ ફીકર નહિ. અહિંયાં મારી એક ઓળખીતી નર્સ છે તે તમારી દવા કરશે. લલિતા બ્હેન ! તમારા પતિએ તમારી જીંદગીની કેવી પાયમાલી કરી નાંખી છે તેનો તમે કદિ વિચાર કર્યો છે ? જો તે વધુ જીવ્યા હોત તો તમારાં બચ્ચાં કેવાં થાત ? રોગી, બીહામણા ને બેડોળ !...ઓ પ્રભુ ! પુરૂષોના પાપની સજા અમે નિર્દોષ સ્ત્રીઓ શા ભોગવીએ ?"

"અલી લલી ! ઠાકોરજીના ભોગ માટે મેસરી લાવ તો !..." જીવકોરબાનો સ્વર સંભળાયો ને નણંદ ભોજાઇની વાત એટલેથી અટકી.

# પ્રકરણ ૬ ઠું.

## પહેલો ગોળીબાર.

જ્યાની ચિંતા વધી. લલિતાને તેની વાત સાંભળીને તેના પર વ્હાલ છૂટયું. તે રંડાઇ ત્યારથી તેની સાથે મીઠે મ્હોડે કોઇએ વાત કરી ન્હોતી. જુવાનીના બ્હારમાં હોવા છતાં લલિતાનું શરીર સૂકલકડી જેવું હતું. જાણે મોતની રાહ જોતી હોય તેમ તે દહાડા પૂરા કરતી હતી. સાસરામાં તેનો પતિ મરી ગયા પછી તે ખરાબ પગલાંની ગણાઈ હતી. તેની સાસુ વારંવાર તેને મહેણાં મારતી કે ' આ રાંડે આવી મારા દીકરાનો ભોગ લીધો. ' ખરી વાત એ હતી કે તેના દીકરાનો ભોગ તેના પોતાના જ પાપે લીધો હતો. લલિતાનો પતિ સોળ વર્ષનો થયો ત્યારથી સુરતના ચકલાનો વિહારી બન્યો હતો. ૩૦ વરસની વયે રાજેશ્રીને ઘરમાં ગૃહિણી લાવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. તે વખતે તેને ગરમીના રોગો થઇ ચૂકયા હતા ને વૈદ હકીમની દવાઓથી તે જેમ તેમ ટકી રહ્યો હતો. લલિતાને પરણતાં જ તેની મરદાઈ સિંધુ નદીમાં ઉન્હાળામાં રેલ આવે તેમ ફાટી નીકળી. પરિણામે તે નિર્બળ થતો ગયો–તેના દબાયલા રોગો ઉભરી નીકળ્યા–લલિતાને તેના રોગનો ચેપ લાગ્યો અને રાજેશ્રી એક આશાભરી, યુવાન, ખુબસુરત સ્ત્રીને વિધવા બનાવી નર્કે ચાલી ગયા.

સાસરામાં જીંદગી ગાળવી લલિતા માટે અસહ્ય થઈ પડી. તેને ડગલે ડગલે મ્હેણાં મારવામાં આવતાં. તેની હેડંબા જેવી સાસુને તલમાં તસુ ઓછું પડતાં લલિતા પર અષાડી મેહ વરસતો. અંતે બિચારી કંટાળીને પિયર આવી. જીવકોર ડોશીએ વિધવા દીકરીને જોઇ માથું ફૂટયું ને કરમને દોષ દઈ લલિતાને ઘરમાં રાખી. લલિતાને હવે સખત વૈરાગ્ય વ્રત પાળવું પડતું. તેનાથી કોઈ સાથે હસીને વાત કરાય નહિ, સારાં વસ્ત્રાલંકાર સજાય નહિ, જગતને માયા ગણીને શ્રીનાથજી બાવાનું સ્મરણ કરતાં કરતાં અંતે વૈકુંઠમાં ચાલી જવાનો જ તેનો ધર્મ છે,

તે શિવાય તેને માટે બીજો કોઇ આરો નથીઃ આ હિંદુસમાજના વિધવાઓ માટેના કાયદાનો સારાંશ ! લલિતાની ઇચ્છા હોય કે ન હોય, તો પણ આ કાયદાને નમ્યા વિના તેનો છૂટકો ન્હોતો. છ મહિનાનો રોગી પતિ સાથેનો સંસાર તેની વાસનાની તૃપ્તિ માટે બસ છે, હવે એટલાથી જ સંતોષ માનીને તેણે આખી જીંદગી ચકલામાં રખડી રખડીને સડી જઈ મરી ગયલા તેના 'પરમાત્મા'ની પાછળ કુરબાન કરવી જોઇએ એવો હુકમ કરતાં આપણી સમાજને જરા લાજ કે શરમ પણ આવતી નથી.

લલિતાનું આખું જીવન ધુળમાં મળ્યું તે માટે કોઇને દયા આવી નહિ. પણ તેના નખ્ખોદીયા પગલાંથી તેનો કુકર્મી માલિક જહન્નમમાં ગયો એમ બધા છડેચોક બોલતા. કરમની કઠણાઈ એ હતી કે સધવા–વિધવા બધીય સ્ત્રીઓ નિર્દોષ લલિતાને દોષ દેતી ગરિબ બિચારી લલિતા ! તેને દીલ ઠાલવવાનું એક પણ સ્થળ ન્હોતું. હૃદયની ઉન્હી વરાળ કાઢવાની કોઈ જગ્યા ન્હોતી. આખો વખત ઘરમાં ભરાઇ રહેવાનું, દાસીની પેઠે ઘરનાં વૈતરાં કરવાનાં અને એકાંત મળતાં મોતી જેવાં આંસુ સારવાનાં એ શિવાય તેને માટે બીજો રસ્તો જ ન્હોતો.

આ અમાનુષી જૂલમને લલિતા અજાણતાં તાબે થઇ હતી. આજ સુધી તે પણ એમ માનતી હતી કે તેના દુઃખનું કારણ તેનું નસિબ જ છે. જાણે અજાણે તે પણ એમ સમજતી હતી કે તેનો પતિ મરી ગયો તેમાં તેનું પાપ છે ! આ પાપનું પ્રાયશ્ચિત તે બિચારી દીલની ખાખ કરી નાખીને કરી રહી હતી. જયાએ તેની સામે એક નવીન પ્રકરણ ઉઘાડયું. પહેલી જ વાર લલિતાએ બે મીઠા બોલ સાંભળ્યા. સહાનુભૂતિ જેવી કંઇ ચીજ દુનિયામાં છે તેનું લલિતાને જયાએ ભાન કરાવ્યું. સમાજના જૂલમની ધીખતી આગમાં બળતી બાલા જયાપરથી ઓછી ઓછી થઇ ગઈ. તેને જયા દેવી સમી લાગી. જીવકોર ડોશીને 'મેસરી' આપી તે પાછી આવી.

રસોઈ તૈયાર થઈ. કાંતિલાલ ને જીવકોર ડોશી જમ્યાં. પછી લલિતા ને જયાએ પેટનો ખાડો પૂર્યો ને વાસણ માંજી બાર વાગે બન્ને પરવારી.

"બ્હેનઃ તમે આવોછોને ?—" જયાએ લલિતાને પૂછ્યું.

"ક્યાં ?"

"મારી બ્હેનપણીને ત્યાં. તે નર્સ છે. તમારે જલદી જલદી દવા લેવાની જરૂર છે."

"પણ બા મને ઘરમાંથી બહાર જવા નહિ દે તેનું શું ?"

"કેમ નહિ જવા દે ? તમે કંઇ ગુલામગીરી લખી આપી છે ? ગુલામોને પણ અમુક સમય બહાર જવાનો મળતો હશે !"

"અરે ! ભાભી ! મારાં દુઃખ તે કોની પાસે રડું ? આજે ૭ ૭ મહિનાથી આ ઘરની દીવાલ વચ્ચે પૂરાઇ રહીછું. જ્યારે અકળાઇ જાઉં ત્યારે રડુંછું ને પ્રભુ પાસે મોત માગું છું—" લલિતા રડી પડી. જયાને કંઇનું કંઇ થઈ ગયું. એક તો નિર્દોષ કુસુમ કલિઓનાં જીવન છૂંદી નાખવાં ને ઉપરથી આવો જૂલમ ! ભયંકરમાં ભયંકર ખૂનીને પણ સરકાર એકાંતવાસમાં રાખતી નથી. પણ હિંદુસમાજને એક ઉગતી, આશાભરી જીંદગીને એકાંતમાં પૂરી રાખવાના છૂટ ! જયાના વદનપર ક્રોધની રતાશ ધાઇ આવી.

"લલિ બ્હેન ! તમે બહુ સહી લીધું—હવે હદ થઇ. જાઓ, તમારી માને પૂછી જુઓ. સીધી રીતે રજા આપે તો ઠીક છે; નહિ તો તમારા આરોગ્યને ખાતર માની આજ્ઞા તોડવામાં કંઇ પાપ નથી—"

"ભાભી !—" દયામણા સ્વરે લલિતા બોલી.

જયા જરા કચવાઈ. 'ભાભી' શબ્દ સાંભળી તેના માથાપર ઘા થતો હતો.

"લલિ બહેન ! ભડકશો નહિ. પણ મને હવે પછી ભાભી ના કહેતાં."

જયાએ ભડકવાની ના પાડવા છતાં લલિતા ભડકી.

"કેમ ?" ફાટી આંખે જયા તરફ જોઇ તે બોલી.

"કારણ કે કાંતિલાલ મારા પતિ નથી."

"ત્યારે કોણ છે ?"

"એક પરાયો માણસ! બહુ બહુ તો મારો શેઠ! હું એને ત્યા રસોઇયણ તરિકે–દાસી તરિકે આવી છું ને જે કામ હું કરૂંછું તેના બદલામાં એ મને બે ટંક ખાવાનું આપે છે. એ શિવાય બીજું કંઇ નહિ."

લલિના સામે તોપનો ગોળો આવી પડયો હોય તેમ તે ભડકી-બ્હીધી–ધ્રુજી ગઈ. જયાએ જરા ઉતાવળ કરી હતી. લલિતાથી ન પચાવાય એવી માત્રા તેણે તેની આગળ ધરી દીધી. પોતાના દીલમાં લાગતી આગ તે વધુ વાર દબાવી શકી નહિ.

"ભડકો છો શા માટે ? લલિતા બહેન! મને પૂછ્યા વિના, મારી સંમતિ વિના, તમારા ભાઇ મને અહિં ખેંચી લાવ્યા, મારા માતપિતાએ એ બળાત્કારમાં ભાગ લીધો, સમાજે એ બળાત્કારને વધાવી લીધો, બ્રાહ્મણોએ તેનાપર સૂર્યની સાક્ષીની મહોર મારી; પણ તેથી હું કાંતિલાલની પત્ની થઇ ગઈ? લગ્ન એટલે બે આત્માનું મિલન–એ જીવનો ઉંચે જવાનો સહકાર–એ આત્માની દેવત્વ તરફ કુચ ! પતિ અને પત્નીના આત્મા એક તાર થાય ત્યારે એક દેવ બને છે ! દેવ એટલે એકલો પુરૂષ નહિ !–પુરૂષ અને પ્રકૃતિના આત્માના તારમાંથી એક જ સુર નીકળતો થાય ત્યારે દેવત્વ જન્મે છે ! કવિની કવિતા ને મસ્ત અવધૂતનો પરમાનંદ એવા મિલનમાંથી જન્મે છે. કાંતિલાલ સાથેની મારી સગાઇમાં એમાંનું કંઇ પણ છે ? ઘોડાપર સવાર થઈ વાજતેગાજતે એ એક દાસી ખરીદવા આવ્યા ને મારા માતપિતાએ મને વેચી નાખી ! હું એક આત્મા છું, મારૂં પણ જૂદું વ્યક્તિત્વ છે, મારામાં પણ પુરૂષના જેટલી જ સુખદુઃખ સમજવાની લાગણી છે, મને મારો જીવનસાથી પસંદ

કરવાનો હક્ક છે—એ બધુંય ભૂલી જવામાં આવ્યું ને અમેરિકામાં એક વાર સીધી ગુલામો બજારમાં વેચાતા મળતા તેવી જ રીતે મને પણ કાંતિલાલે વેચાતી લીધી. એ ગુલામો જેમ માલિકોનું વૈતરૂં કરતા તેમ હું પણ આ ઘરનું કામ કરૂં છું. અમેરિકાનો કાયદો ગુલામને ભૂખે ન મારવાની ફરજ માલિકો પર નાખતો હતો તે જ ફરજ કાંતિલાલ અદા કરી રહ્યા છે. મને ભૂખે મારવામાં આવતી નથી. બે ટંક ભોજન આપવામાં આવે છે ને તેના બદલામાં હું ચાકરડી પેઠે કામ કરૂં છું. પણ નહિ. તમારા ભાઈ એટલાથી જ સંતોષ પામતા નથી. તેમને મારૂં શરીર જોઇએ છે. આ લોહી પીવાની ક્રિયાને તેઓ પ્રેમ કહે છે ને હું એ ક્રિયાને પાશવતા કહું છું. કંઇ સમજાય છે, લલિ બ્હેન ?—"

લલિતા અવાક્ બની સાંભળી રહી હતી. આવી વાત તેણે કદિ સ્વપ્નમાં પણ સાંભળી ન્હોતી. આવા વિચારોનું અસ્તિત્વ હશે એવું પણ તેને ભાન ન્હોતું. તે અમેરિકાના ગુલામોની પેઠે ગુલામીમાં ટેવાઈ ગઈ હતી. લાંબા કાળથી ગુલામગીરીમાં ટેવાઇ ગયલા માણસોને સ્વતંત્રતાની હસ્તિનું ભાન હોતું નથી. તેઓ માલિકના હાથના ઇશારા ને ચાબુકના મારથી જ પરિચિત હોય છે. લલિતાની દશા આબાદ એવી હતી. તેની જીંદગીની પાયમાલી કરનાર તેની માતા, તેનો ભાઇ તથા આખી હિંદુસમાજ અને એ સમાજના શાસકો સામે વિદ્રોહ થઇ શકે એ વાત તેને મન આકાશકુસુમવત્ હતી. વિદ્રોહ કઇ જાતની ચીડીઆં છે તે પણ તે જાણતી ન્હોતી. જયાએ તેને બીજી જ દુનિયા બતાવી. હિંદુઓની વર્તમાન સમાજના અંધારા—નીચતાથી ખદબદતા વાતાવરણની દુર્ગંધમાંથી જયાએ તેને કોઇ અગમ્ય પ્રદેશમાં લઇ જવાનો પ્રયાસ કર્યો. એ માર્ગે જતાં લલિતાના પગ લથડયા. અંધારામાં જ જીંદગી પુરી કરનારને અચાનક અજવાળામાં આવી પડતાં જેવી મુઝવણ થાય છે તેવી મુઝવણ લલિતાને થઇ. અંતરના બહુ

ઊંડા પડમાં આનંદનાં કિરણો પ્રગટયાં. પણ હજુ ઉપલાં પડોપર અંધકાર હતો.

"જુઓ લલિ બ્હેન !–" જયા પુનઃ બોલવા લાગીઃ "હું મારી વાત બાજુ રાખી તમને તમારી જ વાત સંભળાવું. તમે પણ માણસ છો, તમને બધાની પેઠે હાથ પગ છે, તમારામાં લાગણી છે, આશા છે, મનોરથ છે. પણ તમારો દુરાચારી પતિ અશ્વિની-કુમારપર બળીને ખાખ થઈ ગયા પછી તમારા સુખની કોઇએ પરવા કરી છે ? તમારી મા જેવી મા તમને બે મીઠા બોલ કહે છે ? તમારા માજણ્યા ભાઇએ તમને કદિ દિલાસાના બે બોલ કહ્યા છે ? એ લોકો એમ સમજે છે કે વિધવાને સંસારની વાત કરવાથી તે બગડી જશે, તેનામાં વિકાર ઉત્પન્ન થશે ને તેનો પગ આડો અવળો પડી જશે ! શું આપણે એટલી બધી નીચ, હલકી અને કંગાળ છીએ કે જરાવારમાં ગમે તેની વાસના આગળ નમી જઇએ ! તમને ખૂણો પળાવવામાં આવે છે ને એકાંતમાં રડી રડીને તમે ફીક્કાં ફ્ચ થઈ ગયાં છો તેનું કારણ શું પતિમરણથી તમને થયલું દુઃખ છે ? નહિ. ઊલટું તમે તો તમારા દુરાચારી પતિના મરણને <u>આશિષ</u> સમું માન્યું હશે. તમે એ બદમાસના પંઝામાંથી છૂટયાં–જો એ જીવ્યો હોત તો તમારી દશા અસહ્ય થઈ પડત ! કયો પુરૂષ એક રોગી, વ્યભિચારી અને દુર્ગુણી સ્ત્રીની હૈયાતીમાં પણ તેને વફાદાર રહે છે ? તમારા જેવી સદ્‌ગુણી, સુશીલ અને રાંક ગાય જેવી પત્ની મળવા છતાં તમારા પતિ ભટકવાની ટેવ છોડી શકયા નહિ તો તમારી પાસે આખી જીંદગીની કુરબાની માગવાનો કોને હક્ક છે ?–" જયા ગુસ્સાથી બોલી ગઇ. તેના ક્રોધનો પાર ન્હોતો. તે બંડખોર બની હતી. બંડનું પરિણામ શું આવશે તે તે જાણતી ન્હોતી ને જાણવા ઇચ્છતી પણ ન્હોતી. પરિણામ ગમે તે આવે પણ જાલિમોના દોર તોડવા માટે પોતાની સઘળી શકિત ખરચી નાખવાનો તેણે નિશ્ચય કર્યો હતો. પ્રથમ તે

પોતાને થયલા અન્યાય સામે ઝઝુમતી હતી. હવે લલિતા જેવી રંક ગાયની વ્હારે ધાવાને તે તૈયાર થઇ ને આ નવીન પ્રેરણાથી તેને વિશેષ બળ મળ્યું.

"જાઓ લલિ બ્હેન ! વિચાર ના કરો. હું કોઇ વંઠેલ બલા નથી કે તમને આડે રસ્તે દોરી જાઉં ! જાઓ, તમારા માજીને જઇને ચોકખું કહી દો કે તમારો પરમાત્મા ગણાતો પત્થર તમને વારસામાં બુરો રોગ આપી ગયો છે. એ 'વારસો' તમે રાખવા માગતાં નથી. એટલે તમારે દવા લેવાની જરૂર છે. એમ પણ કહેજો કે તમે મારી સાથે નર્સને ત્યાં દવા લેવા આવવાનાં છો" જયાએ લલિતાને કહ્યું. લલિતાને ગરમીનો ચેપી રોગ લાગુ પડયો હતો, તેનું લોહી બગડયું હતું ને તે દિનપરદિન સૂકાઇને હાડપિંજર સમી થતી જતી હતી. જયા લલિતાના ગાલપર તંદુરસ્તીની રાતી સુરખી જોવા માગતી હતી.

લલિતા સાંભળી જ રહી. જીવકોર ડોશી પાસે રજા માગવા જવાની તેની હિમ્મત ન ચાલી. જયાને તેની અત્યંત દયા આવી.

"તમારા તરફથી હું રજા માગી લઉં ?" જયાએ ઉપાય બતાવ્યો.

દીન આંખોએ લલિતાએ જયા તરફ નઝર ફેંકી.

"ઠીક ત્યારે હું જ માજીની રજા લઇ આવું."

આગલા ખંડમાં જીવકોર ડોશી બેઠાં બેઠાં તપખીર સુંઘતાં હતાં. જયા ત્યાં આવી બોલી:

"માજી ! હું અને લલિ બ્હેન જરા બહાર જઇ આવીએ ?—"

"કયાં જવું છે ?"

"મારી એક બ્હેનપણીને ત્યાં."

"ઘરમાં કંઇ કામ છે કે નહિ ?"

"હમણાં કંઇ કામ નથી. જે હશે તે આવીને કરી નાખીશું."

"તારે જવું હોય તો જા. લલિથી નહિ જવાય."

"લલિ બ્હેનનું જ કામ છે."

"શું છે?"

"જુઓની માજી! એમના શરીરમાં કાંઈ રોગ છે. બિચારાં કેવાં નખાઈ ગયાં છે તે તો જુઓ!" જયાએ મીઠાશથી કામ કાઢી લેવાનો વિચાર કર્યો હતો.

"એ તો બળીબળીને એવી થઈ ગઈ છે! એનું નસિબ! એને કંઈ રોગ નથી વહુ!—"

"નહિ માજી! તમે જાણતાં નથી. લલિબ્હેનના વરનો રોગ એમને લાગુ પડયો છે!—"

"શું? મારા જમાઈને તું વગોવનાર કોણ? રાંડ કરકશા! અંગ્રેજી ભણતરનું ભૂત મારા ઘરમાં વળગાડવા આવી છે! મુગી મુગી મરી રહે—" ડોશીનો મિજાજ ફાટયો.

"હું ખરૂં કહું છું માજી! જો તમે અત્યારથી ઉપાય નહિ લો તો લલિ બ્હેન નહિ જીવે—" જયા લોહીનો ઘૂંટ ગળીને નમ્રતા સાચવી રહી.

"નહિ જીવે તો હવે એને જીવીને શું જગન માંડવો છે? એનો માટી મુઓ તે જ દહાડે એ કેમ ન મરી ગઇ?"

"મોત ન આવ્યું એટલે લલિ બ્હેન ન મરી ગયાં! પણ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી તો એમની જરા સંભાળ લો—"

"એની સંભાળ લેવા માટે તું મને કહેનાર કોણ? તું આજ-કાલની ટીચકી—હજુ ચાર દહાડા મારા ઘરમાં આવ્યાને થયા નથી ત્યાં આ તમાસા! વહુ! આવું મારા ઘરમાં નહિ ચાલે. સમજી! લલિ મારી દીકરી છે. તને પારકી જણીને તેની શી પડી છે?"

"મને પડી છે તેથી તો હું તમારી પાસે કાલાવાલા કરતી આવી છું. લલિ બ્હેનને આજને આજ દવા અપાવવાની જરૂર છે."

"તું મને હુકમ કરનારી કોણ ? મારે જોઈશે તો દવા અપાવીશ; નહિ તો નહિ અપાવું. સમજી ? હજુ એનો ચુડો ભાગ્યાને વરસ દહાડો થયો નથી તેટલામાં એને બહાર કાઢવા નીકળી છે ? તમે આજકાલની બૈરીઓ કરવા શું બેઠી છો ?"

"પણ માજી ! ચુનીલાલ એમને મોતે મરી ગયા તેમાં લલિ બ્હેનનાં શાં પાપ કે એમનાથી બહાર પણ ન જવાય ?"

"ચુપ રહે ! રાંડ ! મ્હોબળી ! આવા બોલ બોલતાં તારી જીભ કપાતી નથી ? આવવા દે કાંતિને ! પછી તારી વાત ! હું જાણું કે હશે–નાદાન છે–પણ આટલી અમથી ટીચકી તો મારે માથે બેસવા નીકળી છે !—"

"લલિતા બ્હેન વધુ બીમાર થઇ જશે ત્યારે તમે મારા બોલ યાદ કરશો."

"એ છો મરી જતી ! મરી જશે તો મારી દીકરી મરી જશે ! રાંડી દીકરી મુઆનું દુઃખ શું ?"

"તમે પણ રંડાયલાં છો-" જયાથી હવે ન રહેવાયું.

જીવકોર ડોશીનો પીત્તો ફાટયો. તેણે જયાને કટકે કટકે ગાળો દીધી. વાંચનારને અમે એ ગાળો સંભળાવીને કંટાળો આપવા માગતા નથી.

જીવકોરની ગાળો સાંભળી લલિતા ત્યાં ધ્રુજતી ધ્રુજતી આવી પુગી.

"બા !–" દયામણો સ્વર સંભળાયો:

"મારી તબીયત સારી નથી."

"તું ભલે મરી જતી ! હું તને બહાર જવા દેવાની નથી."

"તો ઘેર નર્સને બોલાવો." જયાએ સુચના કરી.

"હું કંઈ જ કરવાની નથી."

"ત્યારે લલિતા બ્હેન ! હું મારી જવાબદારીથી તમને બહાર લઈ જઈશ. ચાલો—"

"શું ?" વાઘણ જેવી ગર્જના કરી જીવકોર ડોશી ઉભી થઇ. "લલિ ! ઘરમાં જા—"

"લલિતા બ્હેન ! જીવવું હોય તો મારી સાથે ચાલો." જયા દૃઢ સ્વરે બોલી. જીવકોર જયાના પ્રભાવથી દબાઈ. લલિતાની સ્થિતિ કફોડી થઇ પડી.

"હું શું કરૂં બ્હેન !—"

"તમે મારી સાથે ચાલો. તમે કંઇ ચોરી કરવા નથી જતાં કે લોકો તમારી વાત કરે. ચાલો..." જયાએ લલિતાનો હાથ પકડયો. જીવકોર ડોશીએ કાકારોળ કરી મૂકી. બે ચાર પાડોશણો એકઠી થઈ ગઇ. જીવકોરે જયાનો હાથ પકડયો. જયાએ જોસથી તેનો હાથ તરછોડી નાખ્યો.

"ખબરદાર, જો કોઇ વચ્ચે આવ્યું તો ! તમે બધા લલિતાનું ખૂન પીવા માગોછો—હું એને જીવાડવા માગું છું. ચાલો, લલિ બહેન !

જયા લલિતાને લઈ ઘરમાંથી બહાર નીકળી ગઇ અને જીવકોર ડોશી અને તેની પાડોશણો આ વંઠેલ વહુને કટકે કટકે ગાળો દેવા લાગી.

## પ્રકરણુ ૭ મું.

### મહાભારતનો મોરચો મંડાયો.

જયા લલિતાને લઇ ચાલી ગઇ. માર્ગમાં તે અનેક વિચારો કરવા લાગી. લલિતાના મગજમાં પણ વિચારોનો એક નવો પ્રવાહ શરૂ થયો. જયા લલિતાને સનાતન ધર્મની કબર ખણુવા લઇ જતી ન્હોતી. લલિતાના બીમાર શરીરને આરામ થાય તે માટે તે તેને દવા અપાવવા માગતી હતી. નર્સને ત્યાંથી દવા લઇ આવવામાં જીવકોર ડોશીનો કયો ધર્મ ડૂબી જવાનો હતો તે સમજવાની જયામાં શક્તિ ન્હોતી. લલિતા ધ્રુજી ગઇ હતી. ડોશીમાના ક્રોધથી તે થરથરતી હતી. તે જયા સાથે ગઈ તો ખરી પણ હવે શું થશે ? એ વિચાર તેને કમ્પાવવાને પૂરતો હતો. જયાને કશી ફીકર ન્હોતી. તેના આત્માનો અનાહત નાદ તેને શાંતિ આપી રહ્યો હતો. તે એક દુઃખી બાળાની વ્હારે ધાઈ હતી. શિષ્ટાચારના નિયમ પ્રમાણે તેણે જીવકોર ડોશીને સમજાવાય તેટલી સમજાવી હતી છતાં જીવકોર ન સમજી તેમાં જયાનો દોષ શો ?

" લલિ બ્હેન ! તમારાં માજીની લાગણી જોઇ ? તમે મનમાં ને મનમાં બળી રહ્યાં છો, દિવસે દિવસે તમે મોતની નજીક જતાં જાઓછો છતાં માજીને તમારા જીવનની જરા પણ કાળજી છે ? " જયાએ લલિતાને કહ્યું.

" બ્હેન ! હવે બા ઘરડું પાન થઇ. એના બોલવાનો ગુસ્સો ન કરશો. "

" મને મારા અપમાન માટે ગુસ્સો ચઢતો નથી પણ અજ્ઞાનને લીધે એ તમને મરેલાં જોવા માગે છે તેથી તો મને ભયંકર ક્રોધ ઉપજે છે લલિ બ્હેન ! એમણે કહ્યું તે સાંભળ્યું ? છો તમે મરી જતાં ! વિધવાને જીવવાની શી જરૂર છે ? જાણે વિધવાને

જીવતી રાખવામાં પ્રભુ પણ પાપ કરતો હોયની તેમ આપણા લોકો વિધવાનાં મોત માગે છે ! બ્હેન ! આપણો ધર્મ દયા ધર્મના સિદ્ધાંતપર રચાયલો છે. આપણે કીડીકુંજરને પોષવામાં ધર્મ માનીએ છીએ. શું વિધવાઓ કૂતરાઓ કરતાં પણ હલકી છે કે તેમનાં મોત માગવામાં આવે ?... ”

“ જયા બ્હેન ! તમે કહોછો તે બધું સાચું છે પણ બાપ-દાદાને વારેથી ચાલતું આવ્યું તેમ ચાલે છે. મને પણ મારા પતિ મરી ગયા ત્યારે મારૂં મોત આવત તો સારૂં એમ થયું હતું ! ”

“ બનવાજોગ છે. એમાં તમારો વાંક નથી. આપણને એવા જ વાતાવરણમાં ઉછેરવામાં આવે છે. આપણને એવા જ વિચાર કરવાની ટેવ પાડવામાં આવે છે અને પુરૂષની ગુલામગીરી કરવામાં જ આપણો આ લોક અને પરલોકનો ઉદ્ધાર છે એવા મંત્રો આપણને ગલથુ-થીમાંથી ભણાવવામાં આવે છે...ગમે તેમ થાય પણ હું આ જુલ-મીઓને નમતું આપવાની નથી. ”

“ તમારી વાત મને ગમે છે, મારા મનપર તેની ઘણી અસર થઇ છે. પણ બ્હેન ! મને બહુ બીક લાગે છે. બા કોણ જાણે હવે શું કરશે ! ”

“ શું કરશે ? તમારો જીવ લેશે ? બહુ બહુ તો ચાર દહાડા મ્હો ચઢાવી રહેશે—નહિ દેવાની ગાળો દેશે. આપણે એ સહી શકીશું. હું પણ સહી લઇશ. પણ તમને જાણી જોઇને મરવા દેવામાં આવે તે હું કદિ પણ જોઈ રહેવાની નથી. ”

લાગણીહીન વાતાવરણમાં જીવનાર વ્યક્તિ તરફ અચાનક સહા-નુભૂતિ ઝરવા માંડે ત્યારે તેને કેવી શાંતિ થાય ? લલિતાને જયાને ભેટી પડવાનો ઉમળકો આવ્યો. જીવકોર ડોશીથી તે બહુ ડરતી હતી. પાડોશીઓ તેને પીંખી ખાશે તે પણ તે જાણતી હતી. એક બાજુ તે ભયથી થરથરતી હતી. પણ એ ભયનો થથરાટ જયાની

દિલસોજીથી ઓછો થતો હતો.

વાતમાં ને વાતમાં નર્સ મંગળાગૌરીનું ઘર આવ્યું. મંગળા જયાની બાળસખી હતી. બન્ને અમદાવાદમાં સાથે ભણેલી. મંગળા નર્સ થયા પછી પરણીને સુરત આવી હતી. બન્ને સખીઓ એક-મેકને બ્હેન જેવી ચાહતી હતી. જયાને જોતાં જ મંગળાના મુખપર હાસ્ય ફરક્યું. બન્નેના દીલમાં પ્રેમનો ઉમળકો આવ્યો. ઘણે દહાડે બન્ને સખીઓ મળવાથી ઉભય એકમેકને ભેટી પડી.

"જયા ! તું સુરત ક્યારે આવી ?" મંગળાએ પૂછ્યું.

"ચાર પાંચ દિવસ થયા."

"ને મને મળવા આજે આવે છે ?"

"બ્હેન ! તું હમણાં એ વાત જવા દે. મારા કરમની કથની હું તને કોઇ બીજીવાર સંભળાવીશ. હું આજે તને મળવા નથી આવી પણ તારી મહેરબાની માગવા આવી છું." જયાના ગંભીર સ્વરથી મંગળા પણ ગંભીર થઈ. જયા દુઃખી છે એ વાત જાણતાં તેને દુઃખ થયું.

"શું છે, બ્હેન !–" તે ગળગળા સ્વરે બોલી.

"આ બ્હેન દુનિયાની સગાઇ પ્રમાણે મારી નણંદ થાય ! ૭ મહિનાપર એનો ધણી મરણ પામ્યો હતો." જયાએ ગંભીર સ્વરે વાતની શરૂઆત કરી.

મંગળાને દયા આવી. બીજી એક ભયંકર શંકા પણ થઇ. પણ તે તેણે વ્યક્ત થવા દીધી નહિ. વિધવાપર શંકા લાવતાં સ્ત્રીઓને પણ સંકોચ થતો નથી ! વિધવા એટલે જ શંકાનું સ્થાન–વિધવા એટલે નિર્બળતા–અને છતાં વિધવા એટલે સનાતન આર્ય સંસ્કૃતિને પવિત્રતાની તપશ્ચર્યાથી ઉજ્વલ રાખનાર મહાદેવી–એવી વ્યાખ્યા કરનારા હિંદુસમાજમાં કેટલા હશે !

"એના પતિને મરતી વખતે ગરમીનો રોગ હતો. એ જ રોગથી

એ સડીને મરી ગયો. અને આ બિચારીને પોતાના ભયંકર રોગનો વારસો આપી ગયો છે." જયાએ વાત પૂરી કરી.

મંગળાની શંકા ઉડી ગઈ અને તેની જગ્યા કરૂણાએ લીધી. વિધવા જ નહિ પણ અનેક સધવાઓ પોતાના 'પરમાત્મા'ની અમીદૃષ્ટિથી રોગી થઇ મંગળાને ત્યાં આવી હતી. તેમનાં જીવનની કરૂણ-દશા જોઈ મંગળાની છાતી ચીરાઇ જતી ને તે પોતાની સઘળી નિપુણતા તેમની સારવાર પાછળ ખરચી નાખતી.

" મંગળા! હજુ આ બિચારી કુમળું ફુલ છે! એને જીવન આશા છે, ઉત્સાહ છે, કલા છે, એમ કહેનાર કે સમજાવનાર કોઇ નથી. જો! એનો પતિ ચકલામાં રખડીને સડી ગયો તે માટે એના વદનની અનુપમ શોભા–એના સુંદર વાળની કેવી દશા કરવામાં આવી છે તે જો! આજે એને દવા લેવા આવવાની પણ એની માએ ના પાડી. તેણે તો મને કહ્યું કે એ છો મરી જતી! હું મારી સાસુ ગણાતી કર્કશાની આજ્ઞા તોડી એને અહિં લઈ આવી છું. એ હજુ ખૂણો પાળે છે. મેં એ ખૂણામાંથી આજે એને બહાર કાઢી તેથી અમારે માથે જવાળામુખી ધીખી રહ્યો છે. તે કયારે ફાટશે તેનો નિયમ નથી. કદાચ હમણાં ફાટી પણ ચૂકયો હશે!–" કહી જયા હસી. એ હાસ્યમાં પ્રલયવાદીનો ધિક્કાર છૂપાયલો હતો.

લલિતા ગુપચુપ બેસી રહી હતી. તે મનમાં નવા અને જૂના જીવનની તુલના કરતી હતી. જયાએ બંડનું બીજ વાવ્યું હતું, નવા વિચારો સાથે ઓળખ કરાવી હતી, જીવનનું કંઇક રહસ્ય સમજાવ્યું હતું અને સ્ત્રીના જીવનની પણ કિમ્મત છે એ સનાતન સત્યનું તેને ભાન કરાવ્યું હતું. લલિતા બહુ ભણી ન્હોતી. એક બે ગુજરાતી ચોપડી ભણ્યા પછી તેની માએ તેને નિશાળમાં મોકલવાની જરૂર જોઇ ન્હોતી. આમ હોવાથી તે જયાના મહદ્ સિદ્ધાંતો સમજી શકતી નહિ. પણ જયા જે કહે છે તે સાચું છે એમ માનતાં તેને મુશ્કેલી નડતી ન્હોતી.

"ચાલો, બ્હેન! તમે જરા પણ મુઝાશો નહિ. પંદર દિવસમાં હું તમને તંદુરસ્ત બનાવી દઇશ." મંગળાએ લલિતાના કાનમાં અમૃત રેડયું. તેનું હૃદય આભારથી દબાવા લાગ્યું.

"તમારો આભાર બ્હેન! પરમેશ્વર તમારૂં ભલું કરશે."

"મંગળા! મારે મારી લલિ બ્હેનના ગાલપર આરોગ્યની લાલી જોવી છે. જો! એ બિચારી કેવી રૂની પૂણી જેવી થઈ ગઈ છે! મંગળા! આવી કેટલી નિર્દોષ કળીઓ પુરૂષોની વાસનાના અગ્નિમાં સળગી જતી હશે!—"

"અસંખ્ય!—" મંગળા બોલી: "મારે ત્યાં આવતી દરદીઓમાં ૩૦ થી ૪૦ ટકા આવા જ બૂરા રોગથી પીડાય છે."

"અને એ રોગ આપનાર તેમનો પરમાત્મા! એવા માણસોને 'મનુષ્ય' કહેતાં પણ મને સંકોચ થાય છે તો તેમને પરમાત્મા અથવા પ્રભુ કહેવાની ફરજ પાડનારને મારે કેવા ગણવા?" જયાએ પોતાનો ક્રોધ વ્યક્ત કર્યો.

"ચાલો બ્હેન!—" કહી મંગળા લલિતાને દરદીના ઓરડામાં લઈ ગઇ. લલિતાના શરીરની તપાસ કરતાં મંગળાને રોગની શરૂઆત જણાઇ.

"તમે હજુ ભાગ્યશાળી છો! બહુ થોડા વખતમાં તમે સારાં થઈ જશો." મંગળાએ કહ્યું. જયાને પણ તેણે ખાત્રી આપી કે લલિતાને માટે ભય જેવું કંઇ નથી.

દવા આપ્યા પછી મંગળાએ પોતાની સખીનું સ્વાગત કર્યું. ચ્હાપાણી થયાં. સરખે સરખાં મળે ત્યારે દીલના બોજા હલકા થાય છે. જયા અને મંગળાએ અનેક વાતો કરી અને બે ત્રણ કલાક પછી જયા લલિતાને લઈ ઘેર આવી.

મેડાપરની બારીએ લાલ આંખ કરી કાંતિલાલ ઉભો હતો. જીવકોર ડોશી ઓટલાપર બેઠાં બેઠાં સરસ્વતી ભણી રહ્યાં હતાં.

જયા ને લલિતાને જોતાં જ તેમની જીભમાં વીજળી આવી. જયા સમજી ગઇ કે મહાભારતના યુદ્ધનો મોરચો મંડાઇ ગયો છે. કુરૂપક્ષ તરફથી કાંતિલાલ રણમાં ઉતરવાની પ્રતિજ્ઞા લઇ ઉભો હતો. જયાને એકલે હાથે લડવાની તૈયારી કરવાની હતી. પણ આવા આત્મા સત્ય માટે યુદ્ધમાં પડવાને હમ્મેશાં તૈયાર જ હોય છે.

જીવકોર ડોશીને જોઈ તે હસી. એવી હસી કે જીવકોરની ટેમ્પરેચર '૧૦૬' ડીગ્રી થઇ ગઇ! તે લલિતાનો હાથ પકડી એકદમ ઘરમાં ચાલી ગઇ.

" તમે કંઈ ન બોલશો બ્હેન! હું બધું સંભાળી લઇશ. મંગળા બ્હેને કહ્યા પ્રમાણે નિયમિત દવા ચાલુ રાખજો."

" વારૂ. પણ તમે બહુ ન બોલશો હોં! મને બહુ બીક લાગે છે! ભાઇ પણ કેવા ગુસ્સે થઇ ગયા છે–"

" તમે ચિંતા ન કરો. તમે તબિયત સંભાળો બ્હેન! હું કોઇ સાથે નકામી લડવાની નથી."

લલિતા શાંત રહી. જયા ઘરના કામમાં પડી.

" એ! સાંભળે છે કે? પાણી લાવ–" મેડાપરથી કાંતિલાલે કોઇ નામવગરની વ્યક્તિને બૂમ પાડી.

જયાએ કંઇ જવાબ આપ્યો નહિ.

" એઇ! પાણી લાવ! કેટલીવાર?" બીજો ગુસ્સાભર્યો અવાજ આવ્યો.

જયાનું રૂંવું પણ ન હાલ્યું.

" ભાભી! ભાઇ પાણી માગે છે!–" લલિતાએ કહ્યું.

" એ મને બોલાવતા નથી."

" અરે! તમને બોલાવે છે ભાભી!–"

" વારૂ. તમે પાછલા ખંડમાં ભરાઇને કામ કર્યાં કરો..." વ્હાલભર્યા અવાજે લલિતાને આટલા શબ્દો કહી જયાએ પાછલા ખંડમાં મોકલી.

આ પલે ત્રીજો બરાડો સંભળાયો.

"એ નવલશા હીરજીની દીકરી ! સાંભળતી નથી ? તારો હાથનો ધરતો ક્યારનો બૂમ પાડે છે તે ?–" જીવકોર ડોશીએ જયા પાસે આવી ગોળીબાર કર્યો.

"મને કોઇ બોલાવતું નથી." જયાએ શાંત સ્વરે કહ્યું.

"ત્યારે કઇ તારી શોક્યને બોલાવે છે ?"

"તે મને શી ખબર પડે ?"

કાંતિલાલ ધબધબ દાદરપરથી નીચે ઉતરી આવ્યો.

"સાળી ! સાંભળતી નથી ? ત્રણ ત્રણ બૂમો પાડી તે !" તેણે લાલ આંખ બતાવી કહ્યું.

"તમે કોઇ "એઈ" નામની વ્યકિતને બૂમ પાડતા હતા. તમારી એ "એઈ" જે હશે તે તમને પાણી આપવા આવશે. મારૂં નામ તો જયા છે જયા ! સમજ્યા સાહેબ ! મારા નામ શિવાય બીજા નામે મને બોલાવનારને જવાબ આપવાની મને ટેવ નથી" ગૌરવશીલ અવાજે જયાએ જવાબ આપ્યો અને કાંતિલાલ તથા જીવકોર ડોશીનાં મ્હો છબી પાડવા જેવાં થઈ ગયાં !

## પ્રકરણ ૮ મું.

### પતિ પત્નીનું યુદ્ધ.

જયાના ગૌરવ આગળ કાંતિલાલ ઝાંખો પડી ગયો. જીવકોર ડોશી ડઘાઈ ગઈ. બે પલ ત્રણે એક બીજા તરફ સ્થિર નજરે જોઈ રહ્યાં.

" મુઆ ! બાયલા ! જોઇ શું રહ્યો છે ? રાંડથી ડરી જાય છે ? જીવકોર ડોશી ફાટયાં.

કાંતિલાલની આંખમાંથી અગ્નિ ખર્યો. તેનું શરીર કમ્પ્યું. પાગલ પેઠે તેણે એક ખૂણામાંથી લાકડી લીધી અને જયાના બરડાપર એક પ્રહાર કર્યો.

"ખબરદાર ! જો બીજો ફટકો માર્યો તો હું પોલિસમાં જઇશ." જયાનાં નયનમાંથી વીજળી ખરી : " મારા હાથમાં લાકડી આપીને પછી તમારે યુદ્ધ કરવું હોય તો સામા આવો. એક લાચાર છોકરીપર હાથ ચલાવતાં તમને શરમ નથી આવતી ? ગુજરાતમાં હમણાં તમારા જેવા જ બહાદુરો પડયા લાગે છે !..." કાંતિલાલે જયાપર લાકડીનો પ્રહાર તો કર્યો; પણ જયાનો આ વાકૂપ્રહાર તેને અસહ્ય થઇ પડયો. તેનું માથું ચક્કર ચક્કર ધુમવા લાગ્યું. હાથમાંથી લાકડી પડી ગઇ ને તે સ્તબ્ધ ઉભો રહ્યો.

" મેં શો ગુન્હો કર્યો છે ? તમારી બ્હેન તમારા બદમાસ બનેવીના રોગનો ભોગ થઇ પડી, તેને હું દવા અપાવવા લઈ ગઇ તેમાં તમારો કયો ધર્મ રસાતળમાં પહોંચી ગયો ? માજીને મેં પ્રથમ વિનવીને સમજાવ્યાં પણ એમનું પત્થર જેવું દીલ ન પલળ્યું; ત્યારે હું લલિ બ્હેનને માજીની આજ્ઞા વિરૂદ્ધ નર્સને ત્યાં લઈ ગઈ. એક રોગી અને લાચાર છોકરીને બચાવવા જતાં મેં તમારા કયા 'શ્રીનાથજી બાવા' ની આણ તોડી ?...તમે શિક્ષિત અને રસિક

ગણાવાનો ફાંકો રાખો છો, તમને નવયુગના લ્હાવા ભોગવવાની અભિલાશ છે. એ અભિલાશા તૃપ્ત કરવા માટે એક પરાણે ઘરમાં બેસાડી દીધેલી લાચાર બાળાને લાકડીથી મારવાની કળા તમને કોણે શીખવી?" જયા મસ્તક ઉંચું રાખી, અભિમાનથી બોલી.

"જયા! જયા! બસ કર. તારા આ બંડને દાબી નાખતાં મને જરા પણ વાર લાગવાની નથી. હું જેટલો શાંત રહું છું તેટલી તું ઉગ્ર બને છે પણ ધ્યાનમાં રાખ કે મારી ધીરજની પણ હદ છે..."

"તમે કંઇ ધીરજ બતાવી જ નથી. આ ઘરમાં હું આવી ત્યારથી મેં અહીં નીચ પાશવતા શિવાય કંઇ જ જોયું નથી. તમારી મા સ્ત્રી હોવા છતાં પોતાની સગી દીકરીની દયા નથી રાખતી તો તેના દીકરામાં દયા કયાંથી હોય?...તમને તો તમારી..."

"અરે! રાંડ! કરકશા! તારી જીભડી બંધ કરને! કાંતિ! મુઆ બાયલા! જોઇ શું રહ્યો છે?—" જીવકોર ડોશી ચંડિકા થઇ ગઇ. કાંતિલાલના હાથમાંથી પડી ગયલી લાકડી તેણે ઉપાડી લીધી ને જયાપર હાથ ઉગામ્યો.

"શાબાશ! વીરાંગના!..." જીવકોરનો ફટકો હાથપર ઝીલી, લાકડી પકડી લઈ જયા કઠોર હાસ્ય કરતી બોલી: "હું અજબ થતી હતી કે ચીતોડની રજપુતાણીઓ કયાં છુપાઇ ગઈ છે? આજે મને તેનો પત્તો લાગ્યો..."

જીવકોર આ ભયંકર કટાક્ષમાં ન સમજી શકી પણ કાંતિલાલ સમજ્યો. તેના અભિમાનના ચૂરેચૂરા થઇ ગયા. વ્હીલે મ્હોડે તે મેડા તરફ જવા લાગ્યો.

"અરે મુઆ હીજડા! આ તારી રાંડ મારી સામી થાય છે તે તો જો!...ચાલ, મૂક લાકડી!..." જીવકોર જયાના હાથમાંથી લાકડી છોડાવવા માથાકૂટ કરવા લાગી.

"જુઓ, કાંતિલાલ!..." સત્તાદર્શક અવાજે જયા બોલી:

" આવતી કાલે મને અમદાવાદ મોકલી દો; નહિ તો હું શું કરીશ તે કહી શકતી નથી. જો તમારી મા મારાપર બીજીવાર હુમલો કરશે તો હું મારા બચાવ માટે એના શરીરનાં હાડકા પાંસળાં તોડી નાખીશ ને તમે જો ફરીથી તમારૂં શૂરાતન બતાવવા આવશો તો જોવા જેવું કરીશ. સમજ્યા !...મારે કાલ ને કાલ અમદાવાદ જવું છે–બોલો, શું કહોછો ? હા કે ના ?..."

" ભલે જજે... " કાંતિલાલ ધીમેથી બોલ્યો.

" કયાં જજે ? જહન્નમમાં ! એ જેમ નચાવે તેમ નાચ્યા કરે છે, મુઆ પાણી વગરના ! નહિ જવાય અહિંથી અમારી રજા વિના ! સમજી ?–" જીવકોરે આંખ લાલ કરી કહ્યું.

જયા હસી. એ હાસ્યમાં પ્રલયના તણુખા હતા.

" નહિ જવાય ? "

" નહિ. "

" ઠીક. કાલે જેની તાકાત હોય તે મને રોકવા આવજો. પછી જણાશે કે જવાય છે કે નહિ !..." એક તિરસ્કાર ભરી નજર ફેંકી જયા ત્યાંથી ચાલી ગઈ.

જયાને માર પડયો છતાં જીવકોર ડોશીનો જીવ ઠર્યો નહિ. તેને કાંતિલાલ તદન નમાલો લાગ્યો. જો કાંતિલાલે જયાને ઢોર ગણીને નિર્દયતાથી ખૂબ માર માર્યો હોત તો તેનું કાળજું ટાઢું થાત ! સ્રી જાતિ, વૃદ્ધ ઉમ્મર અને વિધવા હોવા છતાં જીવકોર શામાડો આટલી બધી નિર્દયતા કયાંથી આવી હશે તે અમે જાણતાં નથી. પણ વાંચનાર પોતાની આસપાસ એક જ નજર ફેંકશે તો તેની નજરે જીવકોર ડોશીથીય ચઢીઆતાં નંગો જણાશે !

લલિતા જયાનું ધર્મયુદ્ધ જોઇ કમકમી રહી હતી. તેને હવે પસ્તાવો થવા લાગ્યો: " શા માટે હું જયાબ્હેન સાથે ગઇ ? મારે લીધે એ દેવીને ભાઇએ માર માર્યો ! એનાપર મારી માતાએ

જૂલમ ગુજાર્યો ! બિચારીએ મારે ખાતર સઘળું સહી લીધું." આવા વિચાર તે કરવા લાગી. તેનો જયાપરનો પ્રેમ વધ્યો–જયા તરફ અત્યંત પૂજ્યભાવ પેદા થયો અને ભાઇ તથા માતા તરફ તેને અભાવ આવ્યો. જીવકોર અને કાંતિલાલને છેલ્લું કહેણુ આપીને જયા લલિતા પાસે ગઈ ત્યારે લલિતા તેને એકદમ ભેટી પડીને ડુસકે ડુસકે રોવા લાગી.

" ઓ જયા બ્હેન ! મારે માટે તમારાપર આવો જૂલમ ? તમે શા માટે મને લઈ ગયાં ? હું ભલે મરી જાઉં—"

" નહિ બ્હેનાં ! તું મરવા સરજાઇ નથી." વ્હાલથી લલિના માથાપર હાથ ફેરવતી જયા બોલીઃ " ભલેને એ લોકો મારા પર જૂલમ ગુજારે ! તું શા માટે ગભરાય છે ? જો આપણે એ જૂલમો મુગે મ્હોડે વેઠી લઈએ તો જાલિમોના જૂલમોનો પાર રહે નહિ. જૂલમ કરનાર કરતાં જૂલમ સહન કરનાર જૂલમની આગ સળગાવવા માટે વધુ જવાબદાર છે ! જો આપણી સમાજમાં જૂલમને નમણું આપનાર સ્ત્રીઓ ન હોય તો કાંતિલાલ જેવા પુરૂષો ને જીવકોર ડોશી જેવી ક્રૂર સ્ત્રીઓ બે દિવસ પણ ન ટકી શકે."

બન્ને દુઃખીઆરી બાળાઓ પાછલા ખંડમાં જમીનપર બેસી વાતો કરતી હતી. લલિતાની આંખમાંથી હજુ પણ આંસુ વહેતાં હતાં.

" બ્હેન ! તમે જશો પછી મારૂં શું થશે ?–" તેની આંખોમાં–તેના વદનપર–તેના સ્વરમાં ગંભીર કરૂણભાવ હતો. જયાનું મ્હોં ઉતરી ગયું. તેણે એક લાચાર હરિણીને પારધી સામે વીફરાવી હતી. હવે એ રાંક પ્રાણીને પારધીના પંઝામાં છોડી જતાં તેને કમકમાં આવ્યાં.

" હું પાછી આવું ત્યાં સુધી......"

" ઓ જયા મ્હેન ! મારી બાને તમે ઓળખતાં નથી. કોણ

જાણે કેમ એ તમારાથી દબાઇ ગઇ. પણ તમે જતાં રહેશો તો મારાપર ઝાડનાં ઝાડ તોડી પાડશે..." લલિતા નવધાર આંસુ રેડવા લાગી.

"તું રડ ના. લલિ ! મેં બહુ ગંભીર પગલું લીધું છે. મારી ભયંકર જવાબદારીનું મને પૂરેપૂરૂં ભાન છે. તું મારી સાથે અમદાવાદ આવીશ ?"

"હું તો તૈયાર છું, પણ મને બા આવવા દેશે ત્યારે ને ?"

જયાને હજુ હિંદુસમાજ નિર્દયતાની કઈ સીમાએ જઈ શકે છે તેનું ભાન ન્હોતું. આજના બનાવે એને નિર્દયતાની કંઇક ઝાંખી કરાવી. લલિતાનો પ્રશ્ન તેને બહુ ગંભીર લાગ્યો. તેને છોડી જતાં તેનું દીલ ચાલ્યું નહિ. તે પોતે વધુવાર કાંતિલાલને ત્યાં રહી શકે તેમ ન્હોતું. હવે શું કરવું ? લલિતાને સાથે લઇ જવી ? જીવકોર ડોશી સામે બંડ કરી કદાચ તે તેને લઈ પણ જાય. પણ અમદાવાદમાં તેનાં માતપિતા શું કહેશે ? લલિતામાં જયા જેટલી શક્તિ ન્હોતી. જયાનો સાથ જતાં તે પુનઃ વધુ જૂલમનો ભોગ થઇ પડવાની એવી તેની ખાત્રી હતી. જયાનું મગજ ગુંચવાઇ ગયું.

"લલિ બ્હેન ! હમણાં તો મને જવાદો. તમારી બા તમને મારી નાંખવાની નથી. આટલા દિવસ સહી લીધું તેમ થોડા દહાડા વધુ સહી લેજો. તમારે માટે હું થોડા વખતમાં બીજો બંદોબસ્ત કરીશ–"

લલિતાની દશા લાચાર ગાય જેવી હતી. તે જયાપર વધુ દબાણ પણ કેમ કરી શકે ? જયાની દશા કફોડી હતી. હજુ તેને માથે માતપિતાના ક્રોધનો જ્વાલામુખી ધુંધવાતો હતો. તેની ચારે બાજુએ આગ સળગી હતી. સમાજની તેના પ્રત્યે સહાનુભૂતિ ન્હોતી. તેનો માલિક તેની સામે રૂઠયો હતો. જો તે તેને તેનું શરીર વેચી દે તો કાન્તિલાલ તેની હથેલી પર નાચે–મા, બ્હેન, પ્રભુ, સર્વને તિલાંજલી આપી દે ! પણ જયા તેના માલિક સાથે વ્યભિચાર કરવા

માગતી ન્હોતી. તેના પિતા શું કરશે તે તે જાણતી ન્હોતી; પણ તેની માતા કદિ પણ તેનો પક્ષ કરવાની નથી એવી તેની ખાત્રી હતી. કાન્તિલાલ સાથે તેની સગાઇ નક્કી થઈ ત્યારે જ તેની માતાએ પોતાની સત્તાનો પડઘો પાડયો હતો. એક બાજુ લલિતાની લાચાર દશા જયાની છાતી ચીરી નાખતી હતી ને બીજી બાજુ હિંદુસમાજ તરફના અસામાન્ય ધિક્કારથી તેની આંખ અગ્નિ વરસાવી રહી હતી.

દિવસના થાક પછી મનુષ્યને માટે આરામ લઈ આવનારી રાત્રિ કોને ગમતી નથી ? પ્રેમીઓ ઉત્સુકતાથી રાતની રાહ જુએ છે. નીલાકાશપર મુગ્ધાની સાડીપરની રૂપેરી કોર સમી આકાશગંગા જગત્‌ના આદિકાળથી કવિકુળને પોષતી આવી છે. કોઇ મદભર નયનાંનાં નાકમાં ચમકતી રત્નની જડ સરખા તારલા, મંદ મંદ વહી જતી સમીર લહરી અને પ્રેમીઓને જગતના તખ્ત કરતાંય અતિ વ્હાલું એકાંત—એ નીશાદેવી માનવીઓને માટે રોજ લઈ આવે છે. આજે પણ રમણીય સંધ્યા પછી તેવી જ રમ્ય રજની આવી; પણ કાન્તિલાલના ઘરમાં ઘોર અંધકાર હતો. દીવાના પ્રકાશ છતાં આંખને અંધારાં આવતાં હતાં. ઉન્મત યુવાનીના આરંભ છતાં હૃદયમાં નિરાશાની ઓટ હતી. જયાએ તેને લાલપીળાં બતાવ્યાં હતાં. તેણે જયાને એક રાંક, નમ્ર, આંખને ઈસારે જેમ નચાવે તેમ નાચનારી દાસી જેવાની આશા રાખી હતી, જયા જૂદી જ નીકળી. બાલપણથી તેણે દ્રૌપદીને હૃદયમાં રમાડી હતી. અર્જુન સાથે સ્વપ્નમાં મસ્તી કરી હતી, સહદેવ સાથે જ્ઞાન ગોષ્ટી કરી હતી, યુધિષ્ઠિરનું ધર્મામૃત પીધું હતું, ભીમની પ્રચંડ શક્તિ જોઇ હતી, નકુલની કલામાં તે રસબસ થઇ હતી. કયાં એનો બત્રીસ લક્ષણો પાંડવ ને કયાં આ વહેંતીઓ, પોતાના જ આત્માને છેતરનારો કાન્તિલાલ! ચંદની, વસંત, પુષ્પોની કુંજ ને સીતારીના સૂર કાન્તિલાલને પ્રેમને ખાતર નહિ; પણ એ ચીજો વાસનાની ખુમારીમાં ઘેરી કેફ લાવે છે તે

માટે જોઇતી હતી. કવિતાને ખાતર તે કવિ ન્હોતો પણ પોતાની પાશવતાને કાવ્યમય ગણાવવાના વલખાં મારનાર ઉલ્લુ હતો ! અંતે તેણે જડ અભણની પેઠે જયાની લાકડીથી જ પૂજા કરી પોતાનો ક્રોધ વ્યક્ત કર્યો ને બદલામાં જયાનો જીવનપર્યંતનો ધિક્કાર વ્હોરી લીધો.

તેનું મગજ ઘુમી ગયું હતું. શું કરવું તે તે જાણતો જ ન્હોતો. કેમકે જયા યુદ્ધમાં ઉતરશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. આજના બનાવથી તેની ખાત્રી થઈ કે જયાને તેની તલમાત્ર પરવા નથી. આ અભિમાની સ્ત્રીને ગમે તે રીતે એક વાર તો નમાવવી જ જોઇએ, નહિ તો તેનું પુરૂષત્વ કલંકિત થાય એવા વિચાર તેને આવવા લાગ્યા. તે જયાનો ગુન્હેગાર હતો, તેણે જયાની માફી માગવી જોઇએ, વિના કારણે તેણે તેને માર માર્યો છે, એ વાત તેના દીલમાં વસી જ નહિ. જયા તેની નીચ માગણીનો ઇનકાર કરી જ કેમ શકે ? આ પ્રશ્ન તેને કોરી ખાતો હતો. આવતી કાલે જયાને અમદાવાદ મોકલવાનું તેણે કબૂલ્યું હતું. એક બાજુથી સત્તાનું ગુમાન તેને અંધ બનાવતું હતું. બીજી બાજુથી અંતરાત્માનો અવાજ તેને શિથીલ બનાવી દેતો હતો. વાંચનાર, સત્તા કેવી બૂરી ચીજ છે. ?

રાતે દશ વાગે જયા મેડે ગઈ. કાન્તિલાલ વિચાર કરતો આરામ ખુરશીપર પડયો હતો. શાંત, ગૌરવભર્યાં ડગલાં ભરતી જયા ઓરડામાં આવી.

" જયા ! હું તને એક વાત કહેવા માગું છું... " કાન્તિલાલે ઉંચું જોઇ કહ્યું.

" એક શા માટે ? દશ સંભળાવી દોની ?"

" તું શા માટે મારા જીવનની ધૂળધાણી કરી રહી છે ?"

" હું તમારા જીવનની ધૂળધાણી કરૂં છું કે તમે મારા જીવનને

મીટ્ટીમાં મીલાવી દીધું છે ?..."

"થનાર થઇ ગઇ. હવે તેનો કંઇ ઉપાય નથી. શું આપણે સંધી ન કરી શકીએ ?"

"કરી શકીએ. તમે મારા શેઠ થાઓ—હું તમારી દાસી થઇશ. શેઠ ને નોકર શિવાય આપણી વચ્ચે બીજો સંબંધ થવો અશક્ય છે."

કાન્તિલાલ મુત્સદ્દી થવા ગયો પણ થઇ શક્યો નહિ.

"જયા ! જયા !..." પુનઃ કાન્તિલાલના સ્વરમાં ક્રોધની છાંટ આવીઃ "તું શા માટે મારૂં લોહી ઉકાળે છે ? હું તારાથી ડરી ગયો છું એમ જો તું માનતી હોય તો તારી ભૂલ છે. તારૂં આવું તોફાન કેટલા દિવસ ચાલશે ?"

"જ્યાં સુધી તમે જાનવર મટી મનુષ્ય નહિ થાઓ ત્યાં સુધી—" જયાએ વજ્રાસ્ત્ર ફેંક્યું.

"એમ કે ! તો જો આ જાનવર તારૂં ગુમાન કેમ તોડે છે તે જો !..." કાન્તિલાલના ગુસ્સાનો પાર રહ્યો નહિ. જોસથી તેણે જયાનો હાથ ઝાલ્યો અને તેના ગંદા ઓઠ જયાના અધરપર લગાવવા તૈયાર થયો.

"તું મારી બૈરી છે. સમજી ? હું તને આજે નથી છોડવાનો..."

"મેં તમને કેટલીવાર કહ્યું કે તમે મારા પતિ નથી ને હું તમારી પત્ની નથી. હું તો પાંડવને વરવાની છું તેની ખબર નથી ?..." કાન્તિલાલ સાથે હિમ્મતથી ઝઝુમતી બાલા બોલી.

"શું આ શિવાય તને બીજી કોઈ વાત જ આવડતી નથી ? આવા તીવ્ર વચનબાણો સહન કરવા માટે મેં તારી સાથે લગ્ન કર્યાં હતાં ?..." તે આ શબ્દો બોલતો હતો એવામાં જયા તેના હાથમાંથી હાથ છોડાવી દૂર જઇ ઉભી.

"ત્યારે શા માટે લગ્ન કર્યાં હતાં ?—" તેણે સામો સવાલ પૂછ્યો.

"કેવો વિચિત્ર સવાલ છે? લોકો શા માટે લગ્ન કરતા હશે?" કાન્તિલાલ બોલ્યો.

"કેમ કરતા હશે? વિલાસ-વાસના તૃપ્ત કરવા માટે! ખરૂં?–"

"હા..."

"તો એક વેશ્યા જ કેમ ન રાખી લીધી?" આ તીર સામા હૃદયમાં સોંસરૂં પેસી ગયું.

"આહ! જયા! તું મને પાગલ બનાવી દેશે..." બે હાથે માથું દબાવતો તે બોલ્યો.

"કાન્તિલાલ! જો તમે તમારી પશુવૃત્તિનું જ પ્રદર્શન કરવા માગતા હો તો તેનું સ્થાન કુલીન કામિનીનું પવિત્ર અંતઃપુર નથી. એ કામ માટે વેશ્યાના સુસજ્જિત નર્કભુવનમાં જાઓ. તમે રૂપીઆ આપો–તે રૂપ આપશે. તમે તેની પાસે વાસનાની તૃપ્તિ માટે જશો–તે તમારી પાસે પાપી પેટની આગની બળતરાથી આવશે. પતિ-પત્નીનો સંબંધ એવો નથી."

"ત્યારે?"

"દમ્પતીજીવન પ્રેમજીવન છે. પ્રેમ જ તેનો આધાર છે. એ પ્રેમ પ્રિયજનથી ધરાતો નથી, રોજરોજ કંઇક નુતનતા જન્માવે છે. એ પ્રેમ પોતાની ચિંતા ભૂલી જાય છે. તે પ્રિયજનને ખાતર હોમાઈ જવામાં જીવન સાફલ્ય સમજે છે. એ પ્રેમ પ્રભાતના કિરણની માફક જેનાપર પડે છે તેને જ્યોતિર્મય બનાવે છે, ગંગા જળની પેઠે પવિત્રતા અર્પે છે, દેવતાના વરદાન સમ એ પ્રેમ જેના પર વરસે છે તેનું નસિબ જ ફરી જાય છે. એ પ્રેમ શાંત, સ્થિર અને આનંદમય છે. કેમકે તે સ્વાર્થત્યાગનું રૂપાંતર છે. તમારામાં આમાંનું કંઈ પણ છે? તમે તો કૂતરાની પેઠે આ તુચ્છ યોવન અને સૌન્દર્યની પાછળ પડયા છો! એક વાર તૃપ્તિ થતાં તમે બીજા જ હાડચામનાં પૂતળાંની શોધમાં પડવાના..." તેના સ્વરમાં, તેના શબ્દમાં, તેના નયનમાં ને તેના અંગ પ્રત્યંગમાં કોઈક અજબ

લોહીનો વેપારઃ—



"તો એક વેશ્યાજ કેમ ન રાખી લીધી !" ( પાનું ૬૦ )

પ્રભાવ જણાતો હતો. કાન્તિલાલ કંઈ જ ન સમજ્યો. તેને રૂંવે રૂંવે કામ વ્યાપી ગયો હતો. વાસનાએ તેને અંધ બનાવ્યો હતો. જયાના ભયંકર વ્યંગથી તેના ક્રોધની જ્વાલા ભભુકી નીકળી. વિકરાળ વાઘની પેઠે તેણે જયાપર હલ્લો કર્યો. તે સાનભાન ભૂલ્યો હતો, મનુષ્યત્વ ભૂલ્યો હતો, સારાસાર વિસર્યો હતો. ક્રોધ અને કામની જ્વાલા તેના આખા શરીરમાં ધીખી રહી હતી.

જયા ધ્રુજી ગઇ. આ પ્રચંડ હલ્લા સામે ઝુઝતાં તેની શક્તિ નષ્ટ થવાનો તેને ભય લાગ્યો. એક પલ તેની આંખે અંધારા આવ્યાં. એક પલ હિમ્મત તેને તજી જતી જણાઇ. બીજી જ પલે તે સાવધ થઇ. પુનઃ તેની શક્તિ સતેજ થઇ. કાન્તિલાલપરનો તેનો ધિક્કાર હવે અસામાન્ય થઇ પડયો. તે પણ વકરાયલી વાઘણ જેવી યુદ્ધ માટે તૈયાર થઇ.

" છોડ ! બદમાસ ! હીચકારા !–" કાન્તિલાલના બાહુપાશમાંથી છૂટવા માટે સઘળી શક્તિ સહિત ઝઝૂમતી તે બોલી. કાન્તિલાલ ન સમજ્યો. તે અંધ થયો હતો. જયા વીફરી. તેણે કાન્તિલાલ સાથે મલ્લકુસ્તી શરૂ કરી. કાન્તિલાલનું જોર સહેજ નરમ પડયું–જયાએ આ તક ઝડપી લીધી ને તેને ધક્કો મારી જમીનપર પછાડયો.

હવે હદ થઈ. કાન્તિલાલ પુનઃ ઉભો થયો. આ પલે જયા ઓરડાનું બારણું ખોલી બહાર નીકળી ગઈ હતી. કાન્તિલાલ તેની પાછળ ગયો. લલિતા જાગી. જીવકોર ડોશીની ઉંઘ ઉડી ગઇ. જયા ધબધબ દાદરપરથી નીચે ઉતરી પડી. તેણે વીજળી વેગે ઘરનાં બારણાં ઉઘાડી નાખ્યાં ને તે ઓટલાપર જઈ ઉભી.

"ચાલ, ઘરમાં ચાલ–" કાન્તિલાલ બહાર આવી બરાડયો.

"હવે તમારે તમારી ખાનદાની બતાવવી હોય તેટલી બતાવો. આખી રાત હું ઓટલાપર કાઢીશ. જો અહિં નહિ રહેવા દો તો રસ્તાપર પડી રહીશ. હું ઘરમાં તો નથી જ આવવાની." જયા દૃઢ સ્વરે બોલી. કાન્તિલાલને ચક્કર આવ્યા. શું કરવું તે જ તેને સુઝયું નહિ. એક હિંદુ પતિ માટે આ તદન નવો અનુભવ હતો.

યુગયુગથી દાસીઓપર હુકમ બજાવવાને ટેવાયલા હિંદુ પતિઓને જયાના બંડમાં સનાતન ધર્મની કબર દેખાય અથવા આર્ય સતીત્વનું ખૂન જણાય તે સ્વાભાવિક છે. હડહડતી ગુલામગીરીમાં સડી જઇને જયા "સતી" ગણાવા ન્હોતી માગતી. કાન્તિલાલને આ સમયે લાગ્યું કે દુનિયાનો પ્રલય બહુ નજીક આવી પહોંચ્યો છે. જીવકોર ડોશીએ તેને ઉશ્કેરવાનો બહુ પ્રયાસ કર્યો પણ કાન્તિલાલ જયાપર હાથ ઉગામવાની હિમ્મત કરી શકયો નહિ. ડોશીએ "શ્રીનાથજીબાવા" ને સંભાર્યા પણ શ્રીનાથજીબાવા કોઈ ગોપી સાથે રાસ રમવા ગયેલા હોવાથી જીવકોર ડોશીની વ્હારે ધાયા નહિ. લલિતા એક ખુણામાં થરથર ધ્રુજતી ઉભી ઉભી હિંદુસંસારનો આ કરૂણ નાટક જોઈ રહી હતી.

"ચાલ, ઘરમાં ચાલ. હું તને કંઈ નહ કહું–" કાન્તિલાલ સહેજ ધીમો પડી બોલ્યો.

"નહિ સાહેબ ! માફ કરો. હવે તમારાપર મને વિશ્વાસ નથી આવતો. બે તો વાગ્યા છે. સ્હવારે સાત વાગે તો મારે જવું છે. રાત્રિના ત્રણ ચાર કલાક ઓટલાપર પડી રહેવામાં કેવી મઝા છે તેનો મારે અનુભવ લેવા છે..."

કોણ જાણે કેમ કાન્તિલાલના ગાત્ર શિથીલ થઇ ગયાં. તેની માએ તેને અનેક રીતે ઉશ્કેર્યો, ગાળો દીધી, હીચકારો કહ્યો. પણ કાન્તિલાલ પુનઃ યુદ્ધમાં ઉતરવા તૈયાર ન થયો. તેને કારી ઘા થયો હતો. એવી જખમી હાલતમાં જયાને પરાજિત કરવાની તેનામાં શક્તિ ન્હોતી. તે વ્હીલે મ્હોડે મેડે ચાલી ગયો. જીવકોર ડોશીએ જયાને પુષ્પાંજલિ અર્પવા માંડી.

જયાની હઠ ભયંકર હતી. આખી રાત તેણે ઓટલે જ પસાર કરી. સ્હવારે છ વાગતાં તેણે ટ્રંક તૈયાર કરી ને લલિતાને હિમ્મત રાખવાનું કહી તે સ્ટેશન તરફ રવાના થઇ.

## પ્રકરણ ૯ મું.

### બાપને ત્યાં.

જયા પ્રભુને આશરે ટ્રેનમાં બેઠી. હજારો વિચારો બાળાના કોમળ હૃદયને કોતરી ખાતા હતા. કાન્તિલાલના વર્તનથી પુરૂષસમાજ તરફ તેના દીલમાં અસીમ ધિક્કાર ઉપજ્યો હતો. હવે તે યુદ્ધ પોકારી ચૂકી હતી. યુદ્ધનો આરંભ પણ થઇ ગયો હતો. આ યુદ્ધમાં તેના માતપિતા કોને પડખે રહે છે તે જોવા તે જતી હતી. તેની ખાત્રી હતી કે તેની માતા સુમિત્રા તો જમાઇરાજની સેનામાં જ ભળશે. પિતાપર તેને કાંઇક આશા હતી. રાક્ષસી રિવાજ એક વાર જડ ઘાલી બેઠા પછી અભણ સ્ત્રીઓ તેને જેટલું પોષણ આપે છે તેટલું જૂલમી અને સત્તાશીલ પુરૂષો નથી આપતા. પુરૂષો આવી વખતે સ્ત્રીની બુદ્ધિને અનુસરે છે.

લથડતે પગલે, ભીની આંખે જયા અમદાવાદના સ્ટેશનપર ઉતરી. ઘેર ગઇ. હર્ષદરાય ગંભીર વિચારમાં બેઠા હતા. સુમિત્રા તેમની પાસે બેસી મોટે મોટે વાત કરી રહી હતી.

"દીકરીની જાતને બહુ બહેકાવી તેનું આ પરિણામ! લેતા જાઓ હવે–" બારણામાં પગ મૂકતાં જ જયાએ આ શબ્દો સાંભળ્યા. જયાના દીલ પર પહેલી વાર વજ્રપ્રહાર થયો. માતાની હુંફાળી ગોદ માટે સ્વર્ગને તુચ્છ ગણનારા રસિયા કવિઓના કથન જયાને આ પલે જુઠાં લાગ્યાં. તે જન્મદાતા માતાપિતાને આંગણે પોતાના દુઃખ રોવા આવી હતી. તેને સહાનુભૂતિ, પ્રેમ અને આર્દ્રતાની આશા હતી. પ્રેમને સ્થાને તેને અહિં કઠોરતા મળી અને તે પણ પ્રેમથી છલકાતી માતા તરફથી!

"બા!......" જયા ટ્રંક ઘરમાં મૂકી માતપિતા પાસે જઇ દીન સ્વરે બોલીઃ

"તું આવી? મરી કેમ ન ગઇ? તારા માટીને ત્યાં આવા ધીંગાણાં કરીને અહિં આવતાં તને લાજ ન આવી?–" સુમિત્રાનો બધોય પ્રેમ જયાને જોઇ સૂકાઈ ગયો. જયા અક્ષમ્ય અપરાધ કરીને વિના હકકે પિયરમાં આવી હતી એમ તેને લાગ્યું.

કાન્તિલાલે જયાના બંડની બધીય વિગત હર્ષદરાય ઉપર અગાઉથી લખી મોકલી હતી. તેમાં તેણે પોતાને દેવ ચીતર્યો હતો અને જયાને ડાકણના અવતાર રૂપ આલેખી હતી. જયાને કોઇ સાથે આડો વહેવાર હોવો જોઇએ એવી પરોક્ષ સૂચના કરવાને પણ 'જયાનો પ્રભુ' ચૂક્યો ન્હોતો. ગઈ રાતના બનાવની તેણે હર્ષદરાયને તારથી ખબર આપી હતી. આ સમાચારે હર્ષદરાયને ગંભીર બનાવ્યો હતો. અને સુમિત્રા તે સાંભળી લાલપીળી થઇ ગઈ હતી.

"માબાપને ઘેર આવતાં દીકરીને લાજ શાની? બા! તેં મને આવા પિશાચને પરણાવી તેના કરતાં ચાર પૈસાનું ઝેર કેમ પાઈ ન દીધું?" જયા આંસુ સારતી બોલીઃ "બાપુજી! હું કસમ ખાઇને કહું છું કે મારો વાંક નથી. મારો જો કંઇ દોષ હોય તો તે એ કે મેં કાન્તિલાલને મારૂં દીલ ન મળે ત્યાં સુધી મારા પતિ તરિકે સ્વીકારવાની ના પાડી–"

"અરે! રાંડ! કાળમુખી! તું ડહાપણ કોની આગળ ડહોળે છે? એ તારો ધણી છે કે કોણ? તું એનો હુકમ તોડનારી કોણ? ચાર માણસની વચ્ચે છડેચોક તારો જમણો હાથ પકડીને એ તને લઈ ગયો હતો. સમજી!—"

"હા. સમજી!—" જયાનો સ્વર તીવ્ર થયોઃ "ચાર માણસની વચ્ચે મારી મરજી વિરૂદ્ધ એ મને ઉપાડી ગયો હતો અને એ રાક્ષસી બલાત્કારને 'લગ્ન' માનીને તમે મલકાયાં હતાં. તમારા એ પિશાચી લગ્નને હું ગુલામી વેપાર કહું છું. બાપુજી! સાંભળો! તમે મારી નાખશો તો મારો કોઇ આરો નથી! હિંદુ સમાજમાં જન્મી છું એટલે મારે કપાળે રોવાનું તો લખ્યું જ છે;

પણ હું મારી બીજી બ્હેનોની પેઠે પશુજીવનમાં સંતોષ માનવાની નથી. તમારે મને આમ જ ગમે ત્યાં ફેંકી દેવી હતી તો મને ભણાવી શા માટે? મારી ભાવનાઓને તમે વિકસાવી તે હવે તે પર નિર્દય ઘા શા માટે કરો છો? મારી નિર્દોષ લલિબ્હેનને હું દવા અપાવવા નર્સને ત્યાં લઈ ગઈ તેમાં ક્યો ધર્મ રસાતળમાં પહોંચી ગયો? કાન્તિલાલે ને તેની નિર્દય માએ મારા પર કેવાં ઝાડ ઉગાડયાં છે તે તમે જાણો છો? જુઓ, હજુ મારા બરડા પર લાકડીના મારની નિશાની છે—" કહી જયાએ હર્ષદરાયને કાન્તિલાલે આપેલા 'સ્વર્ગિય ઉપહાર' ના દર્શન કરાવ્યાં. પતિનો માર પતિવ્રતાની છાતી પર–પતિની લાત એટલે પ્રભુના ઘરની અમૂલ્ય ભેટ–એ ગુલામગીરીના મંત્રો જયા ન્હોતી માનતી.

"હશે, બ્હેન! તારા નસિબમાં આવું લખ્યું હશે તેમાં હું શું કરૂં? જા–ખાઈ લે. આખા દિવસની ભૂખી હશે–એને ખવડાવ–" છેલ્લા શબ્દો હર્ષદરાયે સુમિત્રાને કહ્યા. પિતાના સ્વરમાં રહેલી કોમળતાએ જયાના દીલમાં કંઈક આશા પ્રકટાવી. પણ તેની મા પ્રાચીન સતીત્વના કિલ્લાનું રક્ષણ કરવાને જીવતી જાગતી બેઠી હતી.

"જે ધણીની ઉપરવટ થઇને ચાલી આવી તે આખો દહાડો ચાંપ્યા વિના રહી હશે? તમે પણ કેવી વાત કરો છો? અરે! એ તો સ્ટેશને સ્ટેશને હોજરૂ ભરતી આવી હશે!–"

"તારા હીરા જેવા જમાઇએ મને કુબેરની દૌલત સાથે બંધાવી છેને એટલે હું ખાતી ખાતી જ આવું તો!–" જયાએ વાગ્બાણ ફેંક્યું.

"જુઓ તો ખરા! એની જીભને કાંટા વાગે છે? મારી સામે આવું બોલે છે તો ત્યાં કોણ એની મા એવા બોલ સાંખી રહે? જીવકોરબા જેવી ભોળી વૈષ્ણવ બાઈ, મરતાને મર ન કહે; પણ આ રાંડે જાણી જોઇને હોળી સળગાવી હશે. અહિંયાં કયા તારા માટીને ત્યાં મરવાની છે?–"

" ઓહ ! મારે માથે પાંડવ જેવો પતિ છે..." જયાનો સ્વર ગૌરવશીલ થયોઃ " તારા વહેંતીઆ જમાઈની મને પરવા નથી, સમજી ! બાપુજીને દયા આવે તો મને રાખે–નહિ રાખે તો દુનિયા અફાટ પડી છે—"

" સાંભળો ! હું પહેલાથી જ કહેતી'તી કે દીકરીની જાતને બહુ ના ચઢાવો રે ! ના ચઢાવો. પણ તમારે દીકરીને બારીસ્ટર બનાવવી હતી ! લો હવે આ બારીસ્ટરને સંભાળો ! નાતજાતમાં કેવી વાતો થાય છે તે જાણો છો ? બધાને તમારી દીકરીની નામનાની ખબર છે. તમારે શું છે ? તમે તો આખો દહાડો ઓફીસમાં બેસી રહો. પણ મારૂં તો લોકોની વાત સાંભળી કાળજું કોરાઇ જાય છે—"

" લોકોને મારી સાથે શું લાગે વળગે ?–" જયાએ પૂછ્યું.

" તું તો તરી પાર ઉતરી ગઇ ને ! એટલે લોકોને તારી સાથે કંઇ લાગે વળગે નહિ ! જો મોટી ! આટલી અમથી ટીચકીની કંઇ જીભ ચાલેછ ! આવી કાતર જેવી લુલી હોય તો પારકે ઘેર ક્યાંથી સમાશ થાય ?—"

" નહિ થાય તો મને પારકે ઘેર નાખી શા માટે ?—"

" ત્યારે શું આવી ગોધા જેવી છોકરી ઘરમાં રાખી મેલું ? રાંડ અભાગણી ! તને શું ઓછું પડયું ? કાન્તિલાલ જેવો વર ને ઘર ક્યાં મળવાનાં હતાં ? તારે ક્યા નવલખીનું ઘર માંડવું છે ?—" સુમિત્રાએ મર્યાદા મૂકી દીધી. જયાના વદન પર ક્રોધની રતાશ છવાઇ.

" જો બા ! હું કોનું ઘર માંડીશ ને કોનું નહિ તે તારે નક્કી કરવાનું નથી. તેં મારી મરજી વિરૂદ્ધ કાન્તિલાલનું ઘર માંડયું ! જા, જઇને પૂછી આવ કે એ ઘર માંડવામાં કેવી લહેજત છે !—"

" જયા ! દીકરી !–" હર્ષદરાય ગંભીર સ્વરે બોલ્યાઃ " તું શાંત નહિ થાય ?—"

" તમે બાને વારતા નથી, બાપુજી !—"

"એને શું કહું ? એ અજ્ઞાન છે."

"હું અજ્ઞાન ને તમે બધા ભણીને પાટલે બેઠેલા ! અરે તમારા જેવા સુધરેલાઓએ જ બધું નખ્ખોદ વાળ્યું છે. કાલને કાલ એને પાછી મોકલી દો. જુવાન દીકરીને આપણે ત્યાં રાખશો તો દુનિયા શું કહેશે ?"

"દુનિયા જે કહેવાની હશે તે કહેશે. પણ હું તો કહીશ કે આજે હિંદુસ્થાનમાં એવાં હિંદુ માબાપો છે કે જે પોતાની નિર્દોષ ગાય જેવી દીકરીને કસાઇને સોંપી દેવામાં ધર્મ સમજે છે. હું પોકાર મારીને દુનિયાને જણાવીશ કે હિંદુ સ્ત્રીઓ પોતાની સગી દીકરીઓ પર આવો રાક્ષસી જૂલમ ગુજારવામાં ભાગ લે છે ને હિંદુસ્થાનના નામર્દ પુરૂષો આ જૂલમ ઉઘાડી આંખે જોયા કરે છે !—"

"જયા ! તું બહુ બોલે છે. માતાપિતા પ્રત્યેની ફરજ પણ તું ભૂલી ગઈ ?"

"નહિ, પિતાજી ! હું ફરજ ભૂલી નથી. પણ તમે ભૂલ્યા છો. તમે મારી સગાઇ નક્કી કરી ત્યારે મેં ના ન્હોતી પાડી ? તમે લગ્નને નામે ફારસ ભજવ્યું અને આખી અમદાવાદની વણિક ન્યાત મિષ્ટાન્ન ખાઈ ખુશ ખુશ થઇ ગઈ. પણ તમે એક આશાભરી જીંદગીની કેવી ધુળધાણી કરી છે તેનું તમને ભાન છે ? તમને પુરૂષોને તમારા ધાંધલીઆ જીવનમાં ભાવનાના ખૂનથી બહુ નહિ લાગી આવતું હોય; પણ અમને એક વાર ઉચ્ચ ભૂમિકામાં ગયા પછી ગબડી પડતાં કેવું દુઃખ થાય છે તે તમે નહિ સમજો ! મેં કેવા કેવા મનોરથો ઘડેલા, કેવી કેવી આશાઓ બાંધેલી. એ સર્વ મનોરથો, એ સર્વ આશાઓ ધુળમાં મળી ગયાં. આજે હું એક ક્રૂર માલીકની દાસી થઇ ગઈ છું. એ માલીકના ક્રૂર આવાસમાંથી હું ચાલી આવી તે માટે હિંદુસમાજ મારા પડછાયાથી પણ અપવિત્ર થઇ જશે; મારા માતપિતા મને આશરો નહિ આપે; કીડી ને કૂત-

રાને બચાવવા માટે તરફડી મરતા હિંદુઓ મને મરતી જોઈ 'પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારના આવા જ હાલ થાય' એમ કહેશેઃ અને આવી રીતે છૂંદાઈ જતી કુસુમકલિઓની ખાખ પર હિંદુસમાજ ખડી રહેવા માગે છે! શું સુંદર સમાજવ્યવસ્થા છે! કોઈ સેતાને આ સમાજના પોલાદી ચોકઠાં ગોઠવ્યાં હશે. આવા લોખંડી કાયદા જો કોઈ પ્રભુએ ઘડયા હોય તો તે પ્રભુ ને સેતાન મારે મન સરખા જ છે..." જયાનાં નયનોમાંથી આગના તનખા ખર્યા. તેના સુંદર વદન પર ક્રોધની રક્તિમા છવાવાથી તે વધુ મોહક બન્યું. તેની ઉગતી જીંદગીપર થતા આઘાતોથી તે વીફરી હતી. હર્ષદરાયને છોકરી ઉદ્ધત જણાઈ. સુમિત્રાને તો તે વહી ગયલી—વંઠી ગયલી—લાગી. જયા જેવા પવિત્ર આત્મામાં દોષ જોનારી 'સતીઓ' ને તેની દિવ્ય ભૂમિકાપર જતાં બીજા હજારો જન્મો લેવા પડશે!

"તમે ચુપ કેમ બેઠા છો? આ શાહજાદી બોલે છે તે સાંભળો છો? હમણાં કોણ જાણે એ શું લવી ગઈ? રાંડ! ઇશ્વરને પણ ગાળ દે છે..."

"તું સમજ્યા વિના આગમાં ઘી ના રેડ—" હર્ષદરાય જરા ચીડાયા.

"મુઇ રાંડ હું! મારે નસિબે જશ લખાયો જ નથી. સાચું કહીએ છીએ ત્યારે દુઃખ લાગે છે! પડોને બન્ને બાપ દીકરી મોટા ખાડામાં! મારૂં શું જાય છે? દુનિયામાં નાક કપાઈ જશે ત્યારે મારા બોલ યાદ આવશે..."

"જયા! જા દીકરી, આપણે આ વાતનો પછી વિચાર કરશું...તું ખાઈ લે..."

બબડતી ફફડતી સુમિત્રા રસોડામાં ગઈ. હિંદુ લલના ગાયને વ્હાલથી ખવડાવે, કૂતરાને બોલાવીને રોટલો નાખે; પણ જયાના નસિબમાં એ રીતે પણ કટકો રોટલો ખાવાનું લખ્યું ન્હોતું. કોઇ

હતભાગી ગુલામ તરફ ધિઃક્કારથી કકડો ફેંકવામાં આવે તેમ જયાનું ભાણું પીરસાયું. જયા બે કોળીઆ પણ ન ભરી શકી. માતાની નિષ્ઠુરતા જોઇ તેનું હ્રદય બળી ગયું. તેની મોહક આંખો દડદડ આંસુ રેડી રહી. સુમિત્રાને કંઇ ન લાગ્યું. તેની નજરે જયા ભયંકરમાં ભયંકર ગુનેહગાર જણાઈ. એ પાપીણીને સજા કરવાને સુમિત્રા તલપી રહી હતી. જયા દુઃખી દીલે કંઈ ખાઇ ન શકી. સુમિત્રાએ તેનો ઉલટો જ અર્થ કર્યો.

"રાંડ ! ચાંપ્યું ન્હોતું તો ખાતી કેમ નથી ?—"

"બહુ થયું. બા ! હવે હદ થઇ..." કહી જયા રડતી રડતી ભાણાપરથી ઉઠી ગઈ.

"આટલો બધો નખરો હતો તો કોઇ રાજાને ત્યાં જનમવું હતું..." જયાની માતાએ પડતીને પાટું માર્યું.

## પ્રકરણ ૧૦ મું.

**બલાત્કાર.**

વેઠીઆ ગુલામને ટુકડો નાખે તેમ જયાને ખવડાવી સુમિત્રા સુઇ ગઇ. જયા પણ ભેદાયલા દીલે પોતાના ઓરડામાં ગઈ. એકલી પડતાં જ બાળાની સઘળી હિમ્મત ચાલી ગઇ. ગઇ રાતે તે કાન્તિલાલની પાશવતા સામે ઝુઝી હતી. પિતાને ત્યાં આવતાં વાર તેની માના શબ્દબાણોએ તેના કોમળ હૃદયને વીંધીને ચાળણી જેવું કરી નાખ્યું. તે ઉશીકા પર મ્હો નાખી ડુસકે ડુસકે રડવા લાગી. થોડીક વારમાં તેના દીલનો ભાર થોડોક ઓછો થયો.

"ઓ પ્રભુ ! તેં કેવી સૃષ્ટિ રચી છે ? માનવજાતિ આટલી બધી નિષ્ઠુર ? પોતાના બાળક કરતાં એક જંગલી રિવાજની મહત્તા વધારે ?...સમજ નથી પડતી કે હિંદુસમાજ આવા લોખંડી કાયદાથી કઇ જાતની સિદ્ધિ મેળવવા માગે છે ?..." જયા મનમાં બબડી. પુનઃ તે વિચારમાં પડી. તેણે પોતાના વર્ત્તન પર વિચાર કર્યો. મેં શું ભૂલ કરી ? કાંતિલાલને ન સ્વીકારૂં તેમાં મારો દોષ છે ? લલિતાને આરામ આપવામાં પાપ છે ? મારા આત્માનો અવાજ સર્વ સમક્ષ રજુ કરવો એ ગુન્હો છે ? આવા સવાલો તેણે તેના મગજને પૂછ્યા.

"નહિ..." તે પુનઃ બબડી: "મારો કંઇજ વાંક નથી. આ સમાજના પાયાજ સડેલા છે. પ્રત્યેક હિંદુપર સેતાનની છાયા ફરી વળી છે. અમને ભણાવે, ગણાવે, અમારી ભાવનાઓનો વિકાસ થવા દે ને પછી ગમે તેવા વહેંતીયા સાથે અમારા જીવનની સાંકળ જોડી દે—એ શું ન્યાય છે ? મારા માતપિતાને હવે વસમું લાગે છે તેમાં હું શું કરૂં? મેં લગ્ન વખતે જ ના ન્હોતી પાડી ?..." તે થોડીકવાર મૌન રહી.

પુનઃ જયાના વિચારોનો પ્રવાહ આગળ વધ્યોઃ "હું ધારતી'તી કે નવયુગની અસર જુવાનો પર થઇ હશે; પણ કાન્તિલાલે

મને ઉલટોજ અનુભવ કરાવ્યો. તે મનુષ્યજ નથી—સા'વ પશુ છે. એવા પશુને પ્રભુ ગણવાની મને આજ્ઞા કરનાર સમાજનું સત્યાનાશ જજો ! આહ ! હિંદુઓ ! તમે પણ કેવાં પોલાદી ચોકઠાં ગોઠવી રાખ્યાં છે. એ પોલાદી પાયાપર આર્યસંસ્કૃતિ તમારે ટકાવી રાખવી છે. દીલ વિનાના લગ્ન પર જો આર્યસંસ્કૃતિ ટકવાની હોય તો તે આ પલે ભલે નષ્ટ થતી ! જો કોઇ મનુ મારે માથે કાન્તિલાલનું પ્રભુત્વ ફેંકતો હોય તો એ મનુ મને નથી જોઇતો...હવે શું છે ? પાસા તો નાખી ચૂકી છું. બાજી હારૂં યા જીતું તેની મને પરવા નથી. બહુ થશે તો મોત આવશે ! મોત વહેલું મોડું આવવાનું તો છેજ. શા માટે હું મારા આત્માનો પોકાર ગજાવતી જ ન મરૂં ? કાન્તિલાલને હું વશ થઇ જાઉં તો એ મારો ગુલામ થઇ જાય. પછી હું ગમે તેમ મ્હાલું તોય મને કંઇ ન કહે. પણ મારે એવો દમ્ભ નથી કરવો. મારે સમાજને બતાવવું છે કે તેનાં પોલાદી ચોકઠાંની જયાને બીક નથી..." જયાની હિમ્મત પાછી આવી. સમાજના અત્યાચારો સામે ઝઝુમવાનો નિશ્ચય હવે પ્રખર થઇ ગયો. આખા દિવસના થાકથી કંટાળેલી હોવા છતાં જયાને જલદી ઉંઘ ન આવી. લગભગ કલાકેક તેણે વિચારમાં પસાર કરી નાખ્યો. પ્રત્યેક પલે તેને ગેબી નાદ સંભળાતો કે તે જે કરી રહી છે તે પ્રભુને પ્રિય છે. તે સ્ત્રીનું સાચું ગૌરવ સિદ્ધ કરવા માગતી હતી. સ્ત્રીની લાચાર ગુલામગીરી ફના કરી નાખવાને તે હોમાઇ જવાને તૈયાર હતી. એક અબળા સામે હિંદુસમાજ કેવા કેવા રાક્ષસી જૂલમો ગુજારી શકે છે તે દુનિયાને બતાવવાને તે કટિબદ્ધ થઇ હતી.

આ વખતે ઘડિયાળમાં બારના ટકોરા થયા. મધરાત થઇ. રાત્રી ભયંકર સણુસણાટ કરી રહી હતી. મહોલ્લામાં મ્યુનિસિપાલીટીનું ફાનસ ટમટમી રહ્યું હતું. જયાની આંખ સહેજ ભારી થઈ. નિદ્રાદેવી તેની પાસે હળવે પગે આવતી જણાઇ. એવામાં રાત્રીની નિરવતા એક ભયંકર—કરૂણ ચીસે ભેદી નાખી. જયા સફાળી બેઠી થઇ.

"ઓ મા રે!..." બીજી ચીચીઆરી સંભળાઇ. ચીસ પાડનારનાં ડૂસકા પણ જયા સાંભળી શકી. તેણે બારી ખોલી નાખી. બાજુના મકાનમાંથી—સામેથી જ ત્રીજી ચીસ સંભળાઇ. જયા કંઇક સમજી. તેની આંખમાંથી વીજળી ખરી. જો તેનું ચાલતું હોત તો તેજ પલે તે જુલમગારને સૂળીએ ચઢાવી દેત!

"ઓ! તમને પગે લાગું! મને છોડો—" રડતાં રડતાં બોલાયલા આ કરૂણ શબ્દો જયાને કાને અથડાયા. તેની શંકા મટી ગઈ. તેની ખાત્રી થઈ ગઇ કે તેની પાડોશમાં રહેતા કોઇ પશુની જુવાનીમાં પૂર આવ્યું છે!

"ઓ! પ્રભુ! આ વખતે હું શું કરૂં? હું શી રીતે આ લાચાર હરણીને બચાવી લઉં? એનો પ્રભુ આજે એનું ખૂન કરશે..." જયા બબડી. એજ પલે બીજી ચીસ પડી.

રાત્રીની શાંતિ હજારો વર્ષથી હિંદુસ્થાનમાં આવી કરૂણ ચીસોથી ભેદાતી રહી છે; પણ એ કારમી ચીસો સાંભળી હિંદુઓનાં કાળજાં કદિ કંપ્યાં નથી. દૈત્યોને કંપાવનારી આવી ચીસો વંશવૃદ્ધિ માટે હિંદુઓ આનંદથી સાંભળે છે. જમાના થયાં બારબાર તેરતેર વર્ષની બાળાઓ પર રાક્ષસી બલાત્કારો થતા આવ્યા છે. પણ આદિ સંસ્કૃતિના વારસો હજુ તેમાં ધર્મ માની રહ્યા છે.

"ઓ પ્રભુ! મને કંઈ રસ્તો બતાવ! આ બદમાશ બિચારી નાનીને મારી નાંખવાનો." જયાએ લાચારીથી આકાશ તરફ નઝર ફેંકી. એજ પલે સામા ઘરના ઓરડાના બારણા પર કોઇની પ્રચંડ લાત પડી.

"ખોલો..." ક્રોધથી ધગધગતો સ્વર સંભળાયો. ક્રોધ અને કરૂણાથી વાતાવરણ ક્ષુબ્ધ થઇ ગયું. જયા ફાટી આંખે જ્યાં ઉભી હતી ત્યાંજ સ્તબ્ધ ઉભી રહી.

"કોણ છે?" ઓરડામાંથી કોઇ બોલ્યું.

"હું ઈંદુ! ખોલો જલદી..." બોલનારાનો અવાજ સત્તાશીલ હતો. બારણું ખુલ્યું.

"તમને શરમ નથી આવતી આવો રાક્ષસી જૂલમ ગુજારતાં?..." ઈંદુનો દમામદાર અવાજ સંભળાયો.

આ વખતે જયાની સામેની બારી ખોલી એક તેર વર્ષની બાળા અસ્તવ્યસ્ત દશામાં બારી આગળ આવી ઉભી રહી. તે ત્રાસી ગઇ હતી—કંપી રહી હતી. તેની આંખોમાંથી ચોધાર આંસુ પડતાં હતાં. ફરિયાદ કરવાનું તેને માટે સ્થાન નહોતું. ઈંદુકુમાર ઓરડામાં આવતાં તે બારી પાસે રડતી રડતી નીચું જોઇ ઉભી રહી. જયા એ કોમળ કલિને જોતાંજ દાઝી ગઇ. કેવી સુકુમાર! કેવી ગરીબ! કેટલી સુંદર! આ મોહક કલિને તેનો 'આ અને પેલી દુનિયા'નો ઉદ્ધારક નિર્દયતાથી, પોતાની ક્ષણિક વાસનાને ખાતર છુંદી નાખતો હતો. બાળાની કારમી ચીચીઆરીઓની તેણે પરવા કરી ન્હોતી. બાળા મરી જાત તો પણ તેને સુરજની સાખ્ખે ખેંચી લાવેલો રાક્ષસ છોડવાનો ન્હોતો.

"ભોગીલાલ!..." ઈંદુકુમાર કઠોર સ્વરે બોલ્યો:

"તમને હમણાંને હમણાં હું પોલિસને હવાલે કરૂં છું..."

ભોગીલાલ કંઇ સમજ્યો નહિ. ઈંદુકુમાર તેનાજ ઘરનો ભાડુત હતો. ભોગીલાલ ન્હોતો જાણતો કે તેની દાસીને મારી નાખવામાં કંઇ પાપ છે!*

---

*હિંદુસ્થાનમાં કાયદાએ સંમતી વય ( age of consent ) એટલે સ્ત્રીને સંસારમાં પડવા લાયક ઉમ્મરની હદ ૧૨ વર્ષની ઠરાવેલી છે. બાર વર્ષની તથા તેથી મોટી એટલે તેર ચૌદ વર્ષની પત્ની પર બલાત્કાર ગુજારનાર પતિના કૃત્યને બલાત્કાર ( rape ) સમાન ગણી શકાતું નથી. જો સ્ત્રીના શરીરને ઈજા થાય તો કાયદો જવાબ માગી શકે છે: પણ આપણી સમાજના રિવાજો અને નાદાન બાળાઓની શરમાળ તથા લાચાર હાલતને લીધે શરીરને ઈજા કરનારા બલાત્કારો પણ જાહેરમાં આવતા નથી. સંમતિવય ૧૨

" ઇંદુભાઈ! વધુ લપનછપન ના કરો. તમે કહેવા શું માગો છો?"

"હું એમ કહેવા માગું છું કે તમારી નાદાન પત્ની પર જૂલમ ગુજારવા માટે તમે ગુન્હેગાર છો–"

"એમ! ને તમે મને સજા કરનારા! સીધા સીધા રસ્તો માપો; નહિ તો કાંઇ સાંભળી જશો! એ મારી બૈરી છે. હું એને ગમે તે કરૂં તે સાથે તમને કંઈ લેવા દેવા નથી–"

"મને લેવા દેવા છે તેથી તો તમારા બારણા ચગદી નાખ્યાં, સમજ્યાને! હું એકજ વાત કહેવા માગું છું. જો હું ફરીથી આજના જેવી ચીસ સાંભળીશ તો તમને ભૂ પીતા કરી નાખીશ."

ઇંદુ આ શબ્દો એવા દમામથી બોલ્યો કે ભોગીલાલ અવાક્ થઈ ગયો. તેની નાદાન પત્નીએ ઇંદુને છૂપી આશિષથી વધાવી લીધો. જયા આ યુવાન તરફ માનથી જોઇ રહી.

"નાની! મારી પાસે આવવું છે?–" જયાએ ભોગીલાલની પત્નીને કહ્યું. ઇંદુનું લક્ષ જયા તરફ ગયું. તે સ્તબ્ધ થઇ જયાને જોઈ રહ્યો. એક હિંદુ બાળા પણ આવા જુલમ તરફ ધિક્કાર વરસાવતી સામે ઉભી છે તે જોઇ તેને શેર લોહી ચઢયું. તેને તેનું સાહસ સફળ થયલું જણાયું.

જયાના વ્હાલભર્યા નિમંત્રણનો નાનીએ કંઇ જવાબ ન આપ્યો.

"ભોગીલાલ! નાની બ્હેન ત્રાસી ગયાં છે. એમને આજની રાત જયાબ્હેનને ત્યાં મોકલો..."

"ઠીક...જા–" ભોગીલાલથી બોલાઈ ગયું અને બીજા બોલની રાહ જોયા વિના નાની જયાને ત્યાં ચાલી ગઇ. પાપીઓનાં હૃદય

---

વર્ષ પરથી વધારી ૧૪ વર્ષનું ઠરાવનારા કાયદાનો ખરડો લેજીસ્લેટીવ એસેમ્બલીમાં બક્ષી સોહનલાલે થોડા વખત પર રજુ કર્યો હતો; પણ "આપણા પ્રતિનિધિઓએ" એ બીલ બહુમતિએ ઉડાવી દીધું હતું. સનાતન ધર્મના કિલ્લાની આઠે પહોર ચોકી કરનાર એક શંકરાચાર્યે પણ આ બીલ સામે વિરોધ દર્શાવ્યો હતો!

હમેશાં નિર્બલ રહે છે. ભોગીલાલે ઇંદુના શબ્દને કાયદા જેટલું માન આપ્યું તેનું એક માત્ર કારણ એ હતું કે આવા માણસો હીચકરા જ હોય છે.

"તમે જો તમારૂં ભલું ચાહતા હો તો આવી પાશવતા ફરીથી ના બતાવતા..." કહી ઇન્દુ ત્યાંથી ચાલી ગયો. જયા આ જુવાન તરફ માનભરી દૃષ્ટિએ જોઈ રહી. તેને તેના વર્તનથી સંતોષ ઉપન્યો. ઇન્દુ અદૃશ્ય થતાં તે બારી પાસેથી ખસી ગઇ.

ભોગીલાલની નાદાન પત્ની નાની દોડતી દોડતી તેના 'સ્વર્ગિય આવાસ' માંથી બહાર નીકળી આવી. જયાના ઘર આગળ આવી તેણે કમાડ ઠોક્યાં. જયા તરતજ બારણાં ઉઘાડવા નીચે ગઈ. આ અવાજથી સુમિત્રા જાગી.

"કોણ છે?"

"કોઇ નહિ." જયા બોલી.

"હમણાં બારણા કેમ ઉઘાડે છે?"

"કામ છે." કહી જયાએ નાનીને અંદર લીધી. જુલમથી ત્રાસી ગયલી બાળા જયાને વળગી પડી. જયાએ તેને વ્હાલથી છાતી સરસી ચાંપી દીધી. તેની છાતી ધડકી રહી હતી. તેની આંખો રડી રડીને થાકી ગઈ હતી.

"ઓ જયાબ્હેન! હું શું કરૂં?..." તે કરૂણ સ્વરે બોલી.

"તું ગભરા ના મીઠી! હવે કંઇ ભય નથી. તને કેટલાં વરસ થયાં?"

"તેર ચૌદ થયાં હશે!"

જયાનું માથું ભમી ગયું. આવી સુકુમાર કન્યાનું ખૂન થઇ જાય; છતાં કાયદો ખૂનીને પૂછી શકે નહિ, સમાજ ખૂની પાસે જવાબ ન માગે અને રાત્રીની શાંતિ આવી કરૂણ કીકીઆરીથી ભેદાવી ચાલુજ રહે! એ સ્થિતિજ જયાને અસહ્ય થઈ પડી. કમાડ બંધ કરી તે નાનીને લઈ મેડે જવા લાગી.

સુમિત્રાએ જયા અને નાનીની વાતચીત સાંભળી. તેને લાગ્યું કે જયાએ કંઈ નવુંજ તુત ઉભું કર્યું છે. તે પથારીમાં બેઠી થઇ બરાડીઃ

“ જયા ! આ કોણુ છે ?”

“ નાનીબ્હેન !...”

“ એનું આટલી રાતે અહિં શું કામ છે ?”

“ અહિં આવ—કહું—”

સુમિત્રા જયા પાસે ગઇ. નાની હજુય થરથર ધ્રુજતી હતી.

“ જો બા ! આ બિચારીની દશા જો !–”

“ એને શું થયું ?”

“ એનો પતિ એને મારી નાખતો હતો.”

“ કેમ ?”

“ કેમકે તે ચાર માણુસની વચ્ચે એનો જમણો હાથ પકડી એને લઈ આવ્યો છે–” તેનો સ્વર પાછો ખાટો થઇ ગયો.

“ સીધી વાત કરની !—”

જયાએ બધી વાત કહી. સુમિત્રા આ વખતે નાનીનો પક્ષ લેશે એવી તેને આશા હતી. પણુ તેની આશા ફળી નહિ.

“ એનો ધણી છે ને એ છે ! તારે વચમાં પડવાની શી જરૂર ?...”

“ આ બિચારી મરી જાય તો !”

“ એમ મરી જતી હશે. એ તો સંસાર છે. મોકલી દે એને...”

“ નહિ. એ કેવી ધ્રુજી રહી છે તે તો જો. બા ! તને કંઈજ દયા નથી આવતી ?”

“ હવે હું તને શું કહું ? તારે દુનિયામાં રહેવું છે કે પાવૈયાની પેઠે ગમે તેમ નાચવું છે ?”

“ બા ! બા ! તારૂં હૃદય આટલું બધું ક્રૂર કોણે કર્યું ? આ નાદાન બાળકીની તને જરા દયા નથી આવતી ? બા ! એ બિચારી આજની રાત મારી પાસે સૂઇ રહે તેમાં તારૂં શું જવાનું છે ?”

“ ઓ મા ! આ દીકરીને કેમ પહોંચાશે–” સુમિત્રા હારી. ઠસ્સામાં ને ઠસ્સામાં તે ત્યાંથી ચાલી ગઈ ને જયાએ પારકા ઘરમાં લગાડેલી આગની હર્ષદરાયને વાત કરવા લાગી.

## પ્રકરણ ૧૧ મું.
## એરક પાર્લામેંટ.

વ્હાણું વાયું. માંડવીની પોળ જાગી ને દુનિયાનો કોલાહલ શરૂ થઇ ગયો. ગઇ રાતે બનેલા શરમભર્યા બનાવની ઇન્દુલાલે કોઇને વાત કરી ન્હોતી પણ સુમિત્રાએ એ વાત વાયરલેસ કરતાં પણ વધુ ઝડપથી ફેલાવવાનું બીડું ઝડપ્યું. સ્હવારના પહોરમાંજ તેણે નાનીને ધમકાવીને તેને ઘેર મોકલી દીધી ને જયાને કટકે કટકે ગાળ દેવા માંડી. ઈન્દુલાલ પણ લ્હાણુમાં આવ્યો. સુરજની સાખ્યે ને બ્રાહ્મણને વચને ભોગીલાલ દાસી ખરીદી લાવ્યો હતો. તેને જોઇએ તો તે નાનીને તારે અથવા મારે—સુખી કરે યા દુઃખી કરે-જીવવા દે અથવા જમને હવાલે કરી દે તેમાં ઈન્દુલાલ વચ્ચે બોલનાર કોણ ? અરધી રાતે પારકી પીડા વ્હોરવાની—પારકા ઘરમાં હોળી સળગાવવાની તેને શી પડી છે ? મુઆએ કોઈ કારણસર ભોગીલાલ પર વેર લીધું હશે એવો આરોપ મૂકતાં પણ સુમિત્રાની જીભ અચકી નહિ. સુમિત્રાએ એક પછી એક પોળની સ્ત્રીઓ ભેગી કરવા માંડી, બધી સ્ત્રીઓ સમક્ષ ઇન્દુલાલના અક્ષમ્ય અપરાધની કથા તેણે રસ લઈ લઇને કહી. દુર્ભાગ્યવશાત્ કોઈ પણ સ્ત્રીને ઇન્દુલાલ ‘ સારો માણસ ’ લાગ્યો નહિ. એકલી જયા ઈન્દુલાલના પક્ષમાં હતી. બૈરાંઓની કાતિલ જીભથી નાની પણ ન બચી.

“ ને રાંડ એની બૈરી પણ કેવી છે: આવડી મોટી ગધેડી થઇ તોય ચીસ શાની પાડી મરી ? મારી કીકીની અઘરણી આવી ત્યારે તે તો નાનીથી પણ નાની હતી!”—એક બાઈએ તેની કીકી અઘરણી લાવવામાં કેટલી પરાક્રમી છે તેનું વર્ણન કરી કહ્યું.

“ હમણાં તમારી કીકીને કેટલાં બચ્ચાં છે ! ” જયાએ પૂછ્યું.

“ મારી કીકીને હજુ વરસ તો વીસ ને બે થયાં છે; પણ શ્રી-

નાથજી બાવાની મહેરથી તેને પાંચ બચ્ચાં છે...” કીકીની મા મલકાઇને બોલી.

“ તે બધાંને પૂરાં કપડાં પહેરવાનાં મળે છે કે ? ” જયાએ બીજો સવાલ પૂછ્યો.

“ ત્યારે નહિ મળતાં હોય ? કીડીને કણ ને હાથીને મણ આપનારો હજાર હાથનો ધણી બેઠો છે–” સુમિત્રા બોલી.

“ તો પછી કીકીનાં બચ્ચાં ફાટેલે વસ્ત્રે કેમ ફરે છે ? ”

“ તારા જેવા સોદાગર નથી તેથી ! ઘરડે માબાપે ને ફાટેલે વસ્ત્રે લાજ શાની ?–”

“ પૌષ્ટિક ખોરાક વિના તેમના હાડકાંની એકેએક પાંસળી ગણાય છે તે તેં જોયું છે બા ? ”

“ હશે. એકવડા બાંધાનાં બચ્ચાં એવાંજ હોય !–”

“ એમ કે ?...” કહી જયા હસી.

“ મારા જમાઇને જે મળે તે પ્રમાણે આબરૂ દરકારથી ગરીબ સંસાર નીભાવે છે. મારી કીકી જેવી ઘરરખુ બાઇડીઓ આ જમાનામાં મળવી મુસ્કેલ છે, બ્હેન ! ”—કીકીની માએ કીકીના ડહાપણની સ્તુતિ કરી.

“ તમારી કીકી આ જમાનાની નથી તો ક્યા જમાનાની છે ! તમે કહ્યું કે તેને બાવીસ વર્ષ થયાં ! હજુ કેટલુંક જીવશે ? તેની કમ્મર તો વાંકી વળી ગઇ છે, ડાચાં બેસી ગયાં છે, આંખ ઉંડી ઉતરી ગઇ છે ને વાળ સફેદ થવા આવ્યા છે. આવતે વર્ષે પારણું બંધાશે ને ત્યારે એથીય વધુ સારા હાલ થશે ! ” જયાથી ન સહેવાયું. બાવીસ વર્ષની તરૂણ વય હોવા છતાં મોતને કિનારે જઈ પહોંચેલી કીકીને તેણે જોઇ હતી. કીકી પોતે પારણાં બાંધવા રાજી ન્હોતી પણ તેના આલોક ને પરલોકના ઇજારદારને હિંદુસ્થાનની વસ્તી ઘટી જાય તેની મોટી ચિંતા હતી ! તેણે વર્ષે વર્ષે કીકીને એક એક માયકાંગલા

જેવા બાળકની બક્ષીસ આપવી ચાલુ રાખી હતી. ત્રીસ રૂપિયાના પગારમાં પાંચ બાળકો ને પત્નીનું પોષણ કરતાં કીકીના પતિદેવના લોહીનું પાણી થઈ જતું. બાળકોને પૂરતાં અન્નવસ્ત્ર મળતાં ન્હોતાં. ઘરની સ્થિતિ તદ્દન કંગાળ હતી. કીકી પૈસા પૈસા માટે ટળવળતી. કોઈ બાળક બીમાર થતાં દવા દારૂના વાખા પડતા. નિર્દોષ બાળકો હાડપિંજર જેવાં નાગાં નાગાં મહોલ્લાઓમાં રખડીને દહાડો પૂરો કરતાં. પણ તેથી આર્યાવર્તની વસ્તી ઘટવા દેવાય?

"રાંડ! તને આટલી બધી જીભ ચલાવવાની શી જરૂર છે?–" સુમિત્રા ફાટી: "હું તો આ દીકરીથી હારી બ્હેન! કોણ જાણે કેવા કાળ ચોઘડીઆમાં મારે પેટ પડી છે! કાલે મધરાતે એ રાંડ નાનીની બ્હારે ધાઇ એ મ્હોબળીને મારે ઘેર લઇ આવી. ભોગીલાલ જાણશે કે અમે જ તેના ઘરમાં રોખરૂં જગાડયું હશે!......"

વાયુ વેગે આ વાત આખી માંડવીની પોળમાં પ્રસરી ગઇ. જુવાન પુરૂષો તે સાંભળી હસતા–કેટલીક સ્ત્રીઓ પણ હસતી; પણ ભોગીલાલનો દોષ કોઇના દીલમાં વસતો ન્હોતો. બધાને ઇન્દુલાલ અને જયા જ બદમાસ લાગ્યાં. કોણ જાણે કેમ હજુ હિંદુસમાજ આવો રાક્ષસી અત્યાચાર કરનારને પણ નિર્દોષ માની રહી છે! સમાજને આંખ ને કાન જ નથી ને હોય તો તે બંધ રાખવાના તેણે સદીઓ થયા કસમ લીધા છે!

ભોગીલાલે ઉઠતાં વાર ઇન્દુલાલને નોટિસ મોકલી કે તેણે આઠ દહાડામાં મેડો ખાલી કરવો. તેની 'પહેલી રાત'ની ઈન્દુએ ધૂળધાણી કરી નાખી હતી. એક ભયંકર પાતક કરતો ઈન્દુએ તેને બચાવ્યો હતો તે માટે આભાર માનવાની નહિ પણ તેનાપર વેર લેવાની અને પોતાની પત્ની પરની પોતાની સત્તા બીજા પતિઓ જેટલી જ છે તે સિદ્ધ કરવાની ભોગીલાલને તાલાવેલી લાગી હતી. નાની સુમિત્રાની ગાળ ખાઇ ધ્રુજતી ધ્રુજતી પાછી આવી. તેના તરફ રાજેશ્રીએ કરડી આંખે જોઇ તેને સમજાવી દીધું કે તે તેનો માલીક છે, પતિ

છે, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ છે! નાનીના રામ મરી ગયા. તે બિચારી જયા જેટલું ભણી ન્હોતી તેમ તેનામાં જયા જેટલી શક્તિ પણ ન્હોતી. બચપણથી તાબેદારીમાં ઉછરી હતી. પતિ એટલે પરમેશ્વર એજ મંત્રો ભણી આવી હતી. પતિ મનુષ્યના રૂપમાં સેતાન થાય ત્યારે પણ તેને પ્રભુ ગણવાની સમાજે તેને આજ્ઞા કરી હતી. એ આજ્ઞાપર મનુસ્મૃતિનો સહી સીક્કો હોવાથી સદીઓ થયાં હિંદુસ્તાનની સ્ત્રીઓ તેને તાબે થતી આવી છે. ભર દરબારમાં પોતાની સ્ત્રીને જુગારની હોડમાં મૂકનાર યુધિષ્ઠીરને હિંદુઓ ધર્માત્મા માને, ગર્ભવતી સીતાને વિના વાંકે જંગલમાં હાંકી કાઢનાર રામચંદ્રને આદર્શ પતિ ગણાવે ને અરધી રાતે પૂરા વિશ્વાસથી પડખે સૂતેલી દમયંતીને નિરાધાર તજી જનાર નળરાજાને પૂણ્યશ્લોકની પદવી આપે. પણ સ્ત્રી! સ્ત્રી પરપુરૂષ સાથે નિર્દોષ ભાવે હાસ્ય કરે તો તરત જ તે પતિદેવની સેવા માટે નાલાયક થઇ જાય. સ્ત્રીનો ત્યાગ થઇ શકે, છળ થઇ શકે, અર્ધાંગનાના ભ્રમાત્મક–મોહક ઉપનામ નીચે તેને સોંઘી મજુરણ અને વિષય વાસનાની તૃપ્તિના યંત્ર સમાન ગણી તેના શરીર અને આત્માની અધોગતિ કરી નાખવામાં આવે-એ બધું સ્મૃતિવાદીઓને મંજુર! આ બધી સેતાની બાજી ખેલવાની પુરૂષોને છૂટ! આવી રાક્ષસી ટંકશાળમાં ઘડાયલી સ્ત્રીઓ ભીરૂ, રાંક ગુલામ અને નમાલી થઇ જાય તેમાં નવાઈ શી?

સ્ત્રીઓની વાતો સાંભળી જયા તો ઉભીને ઉભી સળગી ગઈ. પરાધીનતા અને ગરીબીમાંથી હજારો દુર્ગુણો પેદા થાય છે તેનું તેને પ્રત્યક્ષ ભાન થયું. તેની ખાત્રી થઈ કે પુરૂષોની જુલમી અને હિંદની ગરીબીને લીધેજ સ્ત્રીસમાજ તદ્દન નિર્માલ્ય થઇ ગઇ છે. તેને ઉન્નત કરવા માટે પુરૂષોના દોર તોડવાની જરૂર છે. એ દોર તોડવા માટે સામનો કરવાની શક્તિ કેળવવી જોઇશે અને પુરૂષોનો આધાર ચાલ્યો જતાં ગુજરાન કરવાની તાકાત પણ સ્ત્રીઓએ મેળવી લેવી જોઇશે. આ વિચારોએ જયાના મગજમાં ઘર કર્યું.

તે કંટાળી–મુઝાઈ. બપોરે બારેક વાગ્યા હતા. એઠવાડ પાણી કાઢી તે પરવારી ચુકી હતી. નાનીના ઘરમાં તેના પરમાત્માએ હજુ કંઇ નવાજુની કરી બતાવેલી જણાતી ન્હોતી. ઈન્દુએ ભોગીલાલને કંઈ જવાબ આપ્યો ન્હોતો એટલે જયા ભોગીલાલને ઇન્દુ સાથે થયેલી ખટપટ જાણી શકી ન્હોતી. ઘરમાં તો તેને માટે આરામ હતોજ નહિ. તેની માતા ચંડિકા જેવી તેની પાછળ પડી હતી ને સુમિત્રાને પહોંચી વળવાની હર્ષદરાયમાં તાકાત ન્હોતી. જયાને એકલે હાથે સઘળી દિશાના હુમલાઓ સામે ટક્કર ઝીલવાની હતી.

"બા! હું જરા બહાર જઇ આવું!–" ઇન્દુલાલને મળવાની ઇચ્છા થતાં જયાએ સુમિત્રાને કહ્યું.

"ક્યાં મરવું છે?" સુમિત્રાએ ગોળો છોડયો. જયાને માતા માટે જે વ્હાલ હતું તે હવે સુકાતું જતું હતું. સુમિત્રા નમ્ર, રંક તાબેદાર ગુલામ જેવી હતી. જયાએ કાંતિલાલ સાથે વિગ્રહ જગાડયો ત્યારથી તે તેની કટ્ટી શત્રુ થઈ ગઇ હતી. અભણ અને અજ્ઞાન જંગલીઓ જેને ધર્મ માની લે તેને માટે ગમે તેવો ભોગ આપતાં ને ગમે તેવો જૂલમ ગુજારતાં અટકતા નથી. સુમિત્રા એ જંગલી વર્ગની હતી.

"હું ઇન્દુભાઇને મળવા જાઉં છું."

"ક્યાં જાય છે?"

"સંભળાતું નથી? ઇન્દુભાઇને મળવા જાઉં છું..." જયા મોટે સ્વરે બોલી.

"રાંડ કરકશા! નાના મોટાનું તો જરા ભાન રાખ!..."

"હવે રાખી મૂક્યું. મોટેરા રાક્ષસ થાય ત્યારે નાના પાસેથી માનમર્યાદાની આશા જ રાખવી નકામી."

"પણ એ વંઠેલને ત્યાં શું બળ્યું છે!"

"એ વંઠેલ ને પેલો ભોગીલાલ ખાનદાન! તને પ્રભુએ કોડીની પણ અક્કલ આપી છે કે નહિ!..." કહી જયા તરત ઘરમાંથી બહાર નીકળી. સુમિત્રામાં જો શક્તિ હોત તો તે જયાને ઉભી ને ઉભી ચીરી નાખત.

# પ્રકરણ ૧૨ મું.

## ઇન્દુલાલ.

ઇન્દુલાલ વીસ એકવીસ વર્ષનો તરૂણ હતો. તે સમજણો થયો ત્યારથીજ સામાજિક અને રાજકીય પરિસ્થિતિનો અભ્યાસ કરવાનો તેને નાદ લાગ્યો હતો. જીંદગી એટલે શું! એ ગહન પ્રશ્ન લાખો માનવીઓ કદિ પણ પોતાના અંતરાત્માને પૂછતા નથી. ઇન્દુને એ પ્રશ્ન પર ચાલુ વિચાર કરવાની ટેવ હતી. ગુજરાત કૉલેજમાં તે સિનિયર બી. એ. ના વર્ગમાં ભણતો હતો. શેલી ને મિલ્ટન, કાલિદાસ ને ભવભૂતિ તેના પ્રિય સખા હતા. પ્રતાપ, શિવાજી, કાર્લાઇલ ને કેન્ટ સાથે રમવાનો તેને શોખ હતો. હિંદુસમાજની આધુનિક સ્થિતિ જોઇ તેનું હૃદય બળી જતું હતું. માનવ જીવનના વિકાસ માટે અનિવાર્ય જરૂરી સ્વતંત્રતાનો આ દેશના રિવાજો ડગલે ને પગલે વધ કર્યા જાય છે તેથીજ અહિંની પ્રજા નિર્વીર્ય થઇ ગઇ છે એવી તેની માન્યતા હતી. ઈસ્ટ ઇંડીઆ કંપનીના અમલથી આજ સુધીના અંગ્રેજી અમલનું તે બારીક નિરિક્ષણ કરી ગયો હતો. અંગ્રેજી રાજતંત્રની ખામીઓ તેની નજર બહાર ન્હોતી. ૧૮૭૮ નો 'આર્મ્સ એક્ટ' તેની આંખમાં ભાલા જેવો ખૂંચતો હતો. હથિયારબંધીના કાયદાથી પ્રજાની થયલી કંગાળ દશા પર વિચાર કરવામાં તે કલાકોના કલાક ગાળી નાખતો. અસહ્ય કરોના બોજા નીચે ચગદાયલા ખેડૂતો, પરદેશી સરકારની બેદરકારીથી ૧૫૦ વર્ષ થયા ચાલુ રહેલી ઘોર અજ્ઞાનતા, વેઠીઆ કારકુન બનાવનારી કૉલેજની કેળવણી અને જીવનવસંતકાળમાંથી યુવાનો પર પડતા ભયંકર બોજાથી તેમની થતી પાયમાલી, ઇન્દુ જાણતો હતો. રાજ્યતંત્રમાં સુધારણા કરાવવા માટે મહાસભા અને બીજી રાજ્યદ્વારી સંસ્થાઓ જે હલચલ કરી રહી છે તે તરફ પણ તે ઉદાસિન ન્હોતો. છતાં એક વાત દીવા જેવી

સ્પષ્ટ હતી. મહાસભા કે કોઈ પ્રચંડ નાયક પ્રજા સમક્ષ જે યોજના ધરે તેનો અમલ કરવાની પ્રજામાં તાકાત જ ન્હોતી. પ્રાથમિક ઉત્સાહ, અલ્પ સમયની ઝુમાઝુમ ને સાતડેસાત! આવી ચળ-વળ જોઈ ' જોન બુલ ' નું પૂછડું પણ ન હાલે તે વિષે તેને કશો શક ન્હોતો.

તેણે સમાજ તરફ નજર ફેંકી—સામાજિક પરિસ્થિતિ જોઇ લીધી. અંગ્રેજો જરા દબાતાં કંઇક પણ ઢીલું મૂકે છે—હોહા વધી પડતાં એક બે નવા હક્કોના ટૂકડા ફેંકી ભસતા કૂતરાને શાંત પાડ-વાની વેતરણ કરે છે. પણ હિંદુસમાજ! તે ફના થઇ જવાની અણી પર આવી રહી છે તો પણ હાલની વિકૃતિ સુધારવા ચાહતી નથી. પ્રજા દિનપ્રતિદિન અધમ અને નમાલી થતી જાય છે તે નરી આંખે જોવા છતાં હિંદુઓ હજારો વર્ષ પર ઘડાયલા લોખંડી કાય-દાને જેવો ને તેવો અખંડ રાખવા માગે છે. સ્ત્રી—જગતની માતાની આ સમાજને બીલકૂલ પરવા જ નથી. ધર્મને નામે રિવાજોના પોલાદી ચોકઠાં પર ઉભેલી આ સમાજ દરરોજ હજારો બળિદાન લે છે—હજારો આશાભર્યા જીવનોની હોળી થઈ જાય છે. પલે પલે વાતાવરણ લાખો નિસાસાઓથી કલુષિત થાય છે; પણ જગતની આદિ સંસ્કૃતિના વારસો પર તેની કંઇ અસર થતી નથી.

તે ગંભીર વિચારમાં લીન થઇ લમણે હાથ દઈ ઓરડામાં બેઠો હતો. ત્યાં જયા આવી. જયાના વદન પર ઝગમગતું તેજ, તેની રડતી આંખોમાં જણાતી નિશ્ચલતા અને સ્થિર ડગલાં ભરતી બાળાની હિમ્મત જોઇ ઈન્દુ એક પલ અવાક્ થઈ ગયો. બીજી પલે કુદરતી રીતે તેના વદન પર હાસ્ય ફરક્યું. તેણે જયાને સત્કારી.

" આવો જયા બ્હેન!–"

જયા એક ખુરશી પર બેઠી.

" ઈન્દુભાઈ! મારાં અભિનંદન! તમે જો ગઇ રાતે નાનીને

ન બચાવી હોત તો એ બિચારીને એનો બદમાસ પતિ મારી નાખત—"

"મેં કંઈ બહુ મોટું પરાક્રમ નથી બતાવ્યું જયા બ્હેન !–"

"નહિ. પણ તમે જે હિમ્મત બતાવી તે વિરલ પરાક્રમની ભૂમિકા રૂપ ગણી શકાય—"

ઇન્દુ માથું નમાવી રહ્યો.

"ઇન્દુલાલ ! આપણું શું થશે ?" જયાના સ્વરમાં ગંભીરતા આવી.

"શું થશે ? ભવિષ્યનો ઇતિહાસકાર લખશે કે આ જગત્‌માં વીસમી સદીના પ્રગતિવંત જમાનામાં હિંદુ નામે એક આળસુ, એદી કુછંદી અને રાક્ષસી જાતિ વસતી હતી. તે આદિ સંસ્કૃતિના વારસ તરિકેના ધમંડમાં ને ધમંડમાં પોતાના બાળકોના લોહી પીવાના ગોઝારા પાપ માટે શાપિત થઈ આખરે પૃથ્વીના પડ પરથી ફના થઇ ગઈ." ઇન્દુની આંખો લોહી વરસાવી રહી. જયા સ્તબ્ધ થઇ તેના તરફ જોઇ રહી.

"તમે આટલા બધા નિરાશ થઈ ગયા છો ? તમને હિંદુસમાજના ઉદ્ધારની આશા જ નથી ?" જયાએ પૂછ્યું.

"જયા બ્હેન ! હિંદુ સમાજનો ઉદ્ધાર ! કેવો સુંદર ભાવ ને છતાં કેટલો ભયંકર ! જે દરદી સંધીવાથી ઝલાઇ ગયો હોય ને વૈદ્યની એકે સલાહ ન માનતાં એકલા ઊંટ વૈદ્યના ઓસડીઆ પર જ વિશ્વાસ રાખે તો તે સાજો થાય ખરો ? તેને લાયક સ્થાન સ્મશાનજ છે."

"તમારા જેવા તરૂણો આટલા નિરાશાવાદી હોય તોજ આપણે સ્મશાનમાં જવાનો વખત આવે......" જયાને ઇન્દુલાલમાં વીજળી પ્રકટાવવી હતી.

"હું નિરાશાવાદી નથી તેમ હવે બહુ આશાવાદી પણ નથી

રહ્યો. આપણા જીવનમાં કંઇ પણ રસકસ રહ્યો છે જયા બ્હેન ? સ્હવારથી સ્હાંજ સુધી ગદ્ધા મહેનત કરી ઘેર આવતા પુરૂષને ઘરમાં શાંતિ મળે છે ?—"

"સ્ત્રીઓ પુરૂષોની આરામકુંજને બદલે શાંત કહ્યાગરી દાસીઓ થઇ ગઈ છે. દાસત્વ બધી મસ્તીને મારી નાખે છે તે તમે જાણો છો ?"

જયાનો આ પ્રશ્ન સાંભળી ઈન્દુ સ્હેજ ચોંક્યો. તેની હવે ખાત્રી થઈ કે તે કોઇ વિચિત્ર આત્મા સાથે વાત કરી રહ્યો છે.

"જયા બ્હેન ! હિંદુ બાળાઓની દયાજનક દશા મારા લક્ષ બહાર નથી."

"નહિ હોય. પણ તમે એ માનો છો કે એ દશા પુરૂષોએ જ કરી છે ?"

"હા."

"ઇન્દુભાઇ ! તમારા જેવા વીરો પુરૂષોમાં હજુ છે તે સંતોષની વાત છે. પુરૂષ સમાજને માથે કુદરતનું કરજ ભયંકર હદે વધી ગયું છે. તમે તમારી શક્તિના મદમાં તમારા તરંગ પ્રમાણે સૃષ્ટિની ઇમારત ઘડી–તમે અનેક પ્રલયો અને ક્રાંતિઓ આણી–સ્ત્રી હૃદય પર તમે ડગલે ડગલે વજ્રપ્રહાર કરવા ચાલુ રાખ્યા. આને પરિણામે આજે સ્ત્રી સ્ત્રીત્વ ગુમાવી બેઠી છે ને તેથી જ આપણાં ગૃહમંદિરો રસસૂનાં છે. તેમાં પૂતળીઓ છે, યંત્રો છે, દાસીઓ છે પણ સ્ત્રીઓ નથી."

"અમારા ગુન્હાનો હું ઇનકાર કરવા નથી ચાહતો જયા બ્હેન ! પણ તમે એમ માનો છો કે અમે જાણી જોઇને તમને ચગદી નાખી છે ?"

"નહિ તો શું ? તમે સ્મૃતિ શાસ્ત્રો બનાવ્યાં, તમે કાયદા ઘડયા, તમે અમારે માથે તમારી સત્તા કાયમ કરવાને ધર્મનો

ઉપયોગ કર્યો ને આ કાયદાના જમાનામાં કાયદાનો ઉપયોગ કરો છો. "

" બરાબર. પણ અમે પણ કેટકેટલું સહન કર્યું છે તેનો તો જરા વિચાર કરો. સાતમી સદીથી ઓગણીસમી સદી સુધી હિંદુઓને એક જ વિચાર કરવાનો હતો અને તે સરહદ પરથી આવતા હલ્લા સામે બચાવ કરવાનો ! એક પછી એક લડાઇઓ થઈ, લાખો માનવ બંધુઓ રહેંસાઇ ગયા ને દોઢસો વર્ષથી એક ખંધી પ્રજા બંદુકના કુંદાને જોરે શાંતિ સ્થાપી શકી ત્યારે અમે નવી જ મોહજાળમાં ફસી પડયા. અમને હિંદુસ્થાનને ઈંગ્લીસ્તાન બનાવવાનો વાયુ થયો. પુરૂષોએ જાણી જોઇને સ્ત્રીઓને અધમ બનાવી નથી; પણ તેમની બેદરકારીથી સ્ત્રીઓના જીવન પર પડ બાઝી ગયાં છે. '

" એકની એક વાત બીજા શબ્દોમાં કહેવાની કલા તે આનું નામ !" સહેજ વ્યંગ કરતી જયા બોલી.

" જયા બ્હેન ! મારી ભૂલ થતી હોય તો તમે મારાં મિત્ર થઇ સુધારજો. "

ઇન્દુના સરળ જવાબથી જયાના દીલમાં વ્હાલ ઊભરાયું. તે બોલીઃ

" ઈન્દુભાઇ ! માફ કરજો. મારા પર એક પુરૂષે એવી વીતાવી છે કે હું સઘળા પુરૂષોને દાંભિક અને નીચ માનતાં શીખી છું."

" આવો અભિપ્રાય બાંધી લેવો ઠીક ગણાય ? સઘળી સ્ત્રીઓ કજીઆખોર શંખણી જેવી છે એમ પુરૂષો માની લે તો તમે શું કહો ? "

" મારી ભૂલ મને સમજાય છે, ઈન્દુભાઈ ! ભોગીલાલે તમને કંઇ કહ્યું ? એ બદમાસ સુધરશે ? "

" સુધરે એવાં ચિન્હો તો નથી જણાતાં. મને એણે ખાલી કરવાની નોટિસ આપી છે. "

" કેવો નીચ ! "

"નીચ તો ખરો પણ જયા બ્હેન! જ્યાં સુધી સમાજનો મોટો ભાગ આવા રાક્ષસી અત્યાચારમાં પાપ જોતો ન થાય ત્યાં સુધી ભોગીલાલ જેવા માણસો નિર્દોષ બાળાઓના ભોગ લેવા ચાલુ જ રાખશે."

"કમનસિબે સ્ત્રીઓને પણ કંઇ લાગતું નથી. મારી બા ને બીજી સ્ત્રીઓ જે વાત કરતી હતી તે સાંભળી હું તો આભી જ થઇ ગઇ. ઈન્દુભાઈ! તમે મારા મિત્ર થશો?" જયાનો સ્વર લાગણી-ભીનો થયો.

"તમારો મિત્ર થવાની કોણ ના પાડી શકે?"

"મારે કોઇ જ મિત્ર નથી. મારી સગી મા પણ નહિ. હું બહુ જ દુઃખી છું" જયાની આંખ ભીની થઈ. ઇન્દુના વદન પર ગંભીરતા છવાઇ. જયાએ ટુંકમાં પોતાનાં વિતકો તેને સંભળાવ્યાં.

"તમે વીરાંગના પેઠે એ પામર સામે ઝુઝી રહ્યાં છો તે માટે મારા ખરા જીગરનું અભિનંદન! જયા! તમને જ્યારે જરૂર પડે ત્યારે ઇન્દુ તમારી સેવામાં તૈયાર છે."

જયા ઈન્દુની આભારી થઇ.

આ વખતે એક નોકરે ઈન્દુના નામની બૂમ પાડી.

"કોણ છો ભાઇ?"

"એ તો હું ભીખો—ચીમન શેઠનો નોકર."

"શું છે?"

"શેઠાણી ગુજરી ગયાં..."

"હેં!—"

નોકર દયામણે મ્હોડે ચુપ ઉભો રહ્યો.

"જા હું આવું છું."

નોકર ગયો.

"ગરિબ બિચારી! પૂરાં પચીસ વર્ષ પણ ન જીવી..."

"ચીમનલાલને તમે ઓળખો છો?"

"હા. એ મારા મિત્ર છે."

"તેમની સ્રીને શું થયું હતું !"

"ક્ષય !..."

"તમારા મિત્ર તેને ચાહતા હતા ?"

"હા..."

"આજે એ ચાહની ખાખ થઇ જશે." જયાએ ક્રૂર હાસ્ય કર્યું.

"એટલે ?"

"એટલે સ્મશાનમાં તમારા મિત્ર પોતાની પત્નીના શરીરની ખાખ સાથે તેનાં સ્નેહ અને સ્મરણની પણ ખાખ કરી નાખશે."

"જાઓ બ્હેન ! એવું ના બોલો. ચીમનનું હૃદય એવું નથી. તમે એને ઓળખો છો ?"

"નહિ, ખાસ પરિચય નથી. પણ એમની ન્યાતને હું ઓળખું છું ને !—"

"તમે સ્પષ્ટ બોલશો ?"

"ઇન્દુભાઇ ! ચીમનલાલની ન્યાતમાં એવો રિવાજ છે કે પત્ની મરી ગયા પછી તેની લાસ સાબરમતીપર ભસ્મ થતી હોય તેજ વખતે જેને પાછા ચાંલ્લા થાય તે ખાનદાનનો ખાનદાન! બારમા સુધીમાં બીજાં પટરાણી આવે તો સામાન્ય માણસ ! અને બારમું વીત્યું કે ખેલ ખલાસ ! પછી તે માણસ જીંદગી સુધી વા ખાતો રહી જાય."

ઇન્દુએ બે હાથોએ માથું દબાવ્યું.

"ચીમન જીંદગી સુધી તમે કહો છો તેમ વા ખાતો રહેશે..."

"એ તમારી માન્યતા છે. મારી માન્યતા એવી છે કે તે આજ-કાલમાં ગોળધાણા વહેંચાવશે..."

"મને જવા દો. તમે મારૂં માથું ભમાવી નાખો છો. શું અમે એટલા બધા લાગણીહીન હૃદયશૂન્ય પશુ બની ગયા છીએ ?–"

"તમારી ખાત્રી ન થતી હોય તો કરી આવો..."

જયા ઘેર આવી. ઇંદુલાલ મૈયતમાં જવા નીકળ્યો.

## પ્રકરણ ૧૩ મું.

### સ્મશાનમાં.

ઇન્દુલાલનો મિત્ર ચીમનલાલ પાંચ પૈસે સુખી અને શિક્ષિત ગૃહસ્થ હતો. કપોળને નામે ઓળખાતા 'હિંદુ કૂવા'માંનો તે દેડકો હતો. હાલમાં તેનું વય ૩૦ વર્ષનું હતું. કૅાલેજમાં ભણતો હતો ત્યારથી તેને સાહિત્યનો શોખ લાગ્યો હતો. સુધારક ગણાવાની તેને હોંસ હતી. વિધવા વિવાહ, વર્ણાંતર લગ્નની વકીલાત કરવામાં શૂરો હતો. તેની પત્ની સુરજ તે પંદર વર્ષનો હતો ત્યારે તેના માતપિતાએ તેને સોંપી હતી અને જુવાનીના પ્રારંભથી સુરજ પર સઘળો પ્રેમ ઢોળી દઇ તે સ્નેહકુંજો થઇ ગયો હતો. સ્નેહકુંજો ગણાવામાં તે અભિમાન લેતો. પાંચ પૈસા પાસે હોવાથી દુનિયા તેને વહુઘેલો કહી નીંદતી ન્હોતી. ન્હાનાં ન્હાનાં રમ્ય પ્રસંગો પર કાવ્યો બનાવવાની તેને ધૂન હતી. પ્રિયાના વાળની લટ, વ્હાલીની આંખનું કામણ, અલીની હથેલીપરની મેંદી વગેરે વગેરે અનેક સ્નેહભીનાં કાવ્યો લખી-ને તે લલિત કાવ્યોનો ઇજારદાર થવાનો ભગીરથ પ્રયાસ કરી રહ્યો હતો. સ્ત્રી ચુલાની ચાકરડી નથી પણ જીવનની સહચરી છે, આરામ કુંજ છે, હૃદયનો આરામ અને વિશ્રામ છે, સ્ત્રીની આ ડોલનમય વ્યાખ્યા પર તે પાગલ હતો. સુરજને તેણે દુઃખી કરી ન્હોતી. સુરજે પણ પ્રિયતમનાં પ્રેમના વ્રત અપનાવી લીધાં હતાં. બાર વર્ષના મસ્તીભર્યા સહચાર પછી સુરજ તેને છોડી ગઇ. ચીમનના શોકનો પાર ન રહ્યો. ઇન્દુ તેને ઘેર ગયો ત્યારે ચીમન રડી રડીને અરધો થઇ ગયો હતો. ઇન્દુએ તેને દિલાસો દઇ જેમ તેમ શાંત કર્યો.

સુરજની લાસ ઉપડી. સાબરમતીના કિનારા પર ચિતા ખડકાઇ અને ચીમનલાલે બળતે હૃદયે અગ્નિસંસ્કાર કર્યો. ભડભડ ચિતા સળગી રહી. ચીમનની અર્ધાંગનાનું શરીર ધીમે ધીમે ખાખ થવા લાગ્યું. નજીકમાં બીજી ત્રણ ચાર ચિતા સળગતી હતી. સંસારીઓ સ્મશાન-

ભૂમિમાં બેસી જગતની મોહ માયા પર વિચાર કરતા હતા. કેટલાક બીડી ફુંકતા હતા તો કેટલાક મરનારની બાર પેઢી ઉકેલવાનો ધંધો લઇ બેઠા હતા.

ચીમન ઇન્દુલાલને પડખે શોકગ્રસ્ત વદને બેઠો હતો. તેણે સુરજની પાછળ એક પત્નીવ્રત પાળવાનું ઇન્દુને વચન આપ્યું હતું.

“ મારી આંખોનું નુર ચાલી ગયું. હવે હું બીજાં વલખાં મારૂં એમ તું માની જ કેમ શકે છે ? ” ચીમને કહ્યું.

“ હું માનતો નથી પણ તને ચેતાવું છું.”

આ વખતે ચીમનલાલનો વૃદ્ધ પિતા હસતો હસતો બન્ને મિત્રોની પાસે આવી ઉભો રહ્યો. લાલદાસની સાથે એક બીજો ગૃહસ્થ હતો તે પણ હસી રહ્યો હતો.

“ ચીમન ! રડે છે શાનો ! ” લાલદાસે ચીમનના માથાપર હાથ મૂકી કહ્યું.

“ રડું નહિ તો શું કરૂં બાપુજી ? મારી દુનિયા ખાટી થઈ ગઇ. મારૂં જીવન ધુળમાં મળ્યું. મારો સુરજ હમેશને માટે આથમી ગયો. ”

“ તું તો ગાંડો છે. સંસાર છે–જન્મે છે તે જવા માટે ! તેમાં આટલો બધો શોક શાનો ? ચાલ, ડાહ્યો થા હવે ! તારૂં સગપણ નક્કી થઇ ગયું. .....”

“ શું ?...” બન્ને મિત્રો સાથે બોલી ઉઠયા.

“ ચમકો છો શા માટે ? આપણા જેવા ખાનદાનને વળી વહુ લાવતાં વાર કેટલી ? વહુને નહાવા લીધી ત્યારથી અત્યાર સુધીમાં છ માગાં આવી ગયાં. છગનલાલ શેઠની કુસુમ સાથે મેં તારૂં નક્કી કરી નાખ્યું છે, દીકરા ! હવે જરા હસ. મ્હો સુકાઈ ગયું છે ?...”

“ કુસુમ મારી બ્હેન થાય, પિતાજી ! ” ચીમન જરા ઉશ્કેરાઇને બોલ્યોઃ “ મારી સુરજના શરીરની હજુ ખાખ થઈ નથી ત્યાં આવી વાત ? તમને સુરજની જરાય લાગણી નથી ? ”

" લાગણીનાં ભલેને ગાડાં ભર્યાં હોય ! એકલી લાગણી પર જગતમાં જીવાતું હશે ?" ચીમનલાલના ભાવી સસરાજી છગનલાલ બોલ્યા.

" તમારાથી ન જીવાતું હોય તો ભલે. મારો બીજું લગ્ન કરવાનો વિચાર નથી."

" આ વળી શું ધતીંગ છે ? મ્હોંમાં બત્રીસી ન હોય તે લોકો ચોથી પાંચમી વાર પરણે છે તો તને શું વાંધો છે ? તેં તો પૂરી ત્રીસ દીવાળી પણ જોઇ નથી."

" તેનું કંઈ નહિ. મેં બહુ સંસાર ભોગવ્યો. પ્રભુએ મને પ્રેમની પ્રતિમા આપી હતી એ ચાલી ગઈ. બસ હવે મારૂં નાટક પૂરૂં થયું."

" તું તો ગાંડો છે ગાંડો ! એક ગઈ તો બીજી આવશે."

" લાલદાસ શેઠ ! સુરજ બ્હેન તમારાં કુલલક્ષ્મી ! ચીમનલાલને પરણ્યા પછી એ તમારા ઘરમાં ૧૦–૧૫ વર્ષ રહ્યાં. બે પાંચ વર્ષ સુધી પાળેલા કૂતરાના મરણ પાછળ પણ માણસ થોડાક દિવસ શોક પાળે છે. શું સુરજ બ્હેનની કિમ્મત પાળેલા કૂતરા જેટલી પણ નથી ?"

" તમે આજ કાલના જુવાનીઆ સંસાર વહેવારમાં ન સમજો. ઘેર બેઠાં ગંગા આવે ત્યારે મ્હો ધોવા ન જોઇએ. ચાલો છગનલાલ ! તમારે આ લોકોના બોલવા પર ધ્યાન આપવાનું નથી. હોય જુવાન છોકરા છે ! બે ઘડી પછી ઠેકાણે આવી જશે."

બન્ને વૃદ્ધ હસતા હસતા ચાલ્યા ગયા ને ચિતા પરથી લાકડું ગબડી પડવાથી આમ તેમ અગ્નિની ચીનગારી ઉડી રહી.

## પ્રકરણ ૧૪ મું.

### તાંડવની તૈયારી.

જ્યારે ઇન્દુને કહ્યું હતું કે ચીમનની પત્ની સુરજનાં સ્નેહ અને સ્મરણની સ્મશાનમાં ખાખ થઇ જશે. ઈન્દુ આ ભયંકર કથન સાંભળી ભડકયો હતો. તેણે ચીમનને ચેતાવ્યો. ચીમને તાજા સ્નેહ સ્મરણને લીધે સ્મશાનમાંજ નવવધુ લાવવાની ના પાડી અને સુરજના શરીરની ખાખ થઈ ગઈ.

ચીમન રડી રહ્યો. તેના સ્નેહભીના હૃદયપર ઘા થયો. સુરજના વિરહમાં તેણે અસંખ્ય કાવ્યો ચીતરી માર્યા. કેટલાંક કાવ્યો ભૂતકાળના મીઠાં સંસ્મરણનાં હતાં, કેટલાંકમાં સુરજને એકલી ઉપાડી લેવા માટે તેણે પ્રભુને દોષ દીધો હતો, કોઈક કાવ્યમાં યમ રાજાની ધૂળ ખંખેરી કાઢી હતી અને કોઈક કાવ્યમાં પોતે સ્વર્ગમાં સુરજનો કબજો લેવા આવે ત્યાંસુધી તેનું સારી પેઠે જતન કરવાની પ્રભુને વિનંતિ કરી હતી. તેના માતપિતા સુરજની લાશ બાળીને ડાઘુઓ પાછા ફર્યા ત્યારથીજ તેની પાછળ લાગ્યાં હતાં. બન્નેની મરજી દીકરાને ઘેર દીવો રાખવાની હતી. સુરજના સ્નેહની તેમને મન બહુ ઓછી કિમ્મત હતી. 'એ મરી ગઈ તો શું થયું? આપણા જેવા ખાનદાનને બૈરીના શા ટોટા? આમ બાયલાની માફક રડેછ શાનો? તારે જોઇએ તો ઈંદ્રની અપસરા આણી આપું?' આવાં વાકયો ચીમનલાલની માતા બોલતી. ડોશીનું હૃદય સ્નેહાળ હતું. તે પ્રમાણિકપણે માનતી હતી કે સુરજ મરી ગયા પછી ચીમને તેની પાછળ બાવા બનવાની કે વૈરાગ્ય ધારણ કરવાની કંઇજ જરૂર નથી. કોઇ ગરીબ ભિખારી એવું વ્રત લે તો તે માફ કરી શકાય. પણ ચીમન જેવો ખાનદાન યુવાન તો વિધુર થતાં તરતજ ઝડપાઇ જવો જોઇએ.

વડીલોએ સઘળું નક્કીજ કરી નાખ્યું હતું. ચીમનને સમજાવીને

ઠેકાણે લાવવાનું ડોશીએ બીડું ઝડપ્યું હતું. લાલદાસ શેઠ પણ વચમાં વચમાં પુત્ર પર પોતાની માત્રા અજમાવી જોતા હતા. સગા વ્હાલાં-ઓમાંથી 'ભાભી' નો સંબંધ ધરાવતી કેટલીક યુવાન સ્ત્રીઓ પણ ચીમનને ઘોડે ચઢાવવાને ઉત્સુક હતી. ચીમનનું વહાણ આમ તોફાની વમળમાં સપડાયું હતું. તેનો નિશ્ચય ધીમે ધીમે ડગતો હતો. ઇન્દુ તેને રોજ મળતો ને તેના ઢીલા પડતા નિશ્ચયને પુનઃ પ્રબલ કરી જતો. પણ ચીમનનું મન નબળું પડતું ગયું. તેને સગાં વ્હાલાંઓની વાતમાં ડહાપણ જણાવા લાગ્યું ને અંતે સુરજના મરણ પછી દશમે દહાડે તેણે બીજી સ્ત્રીને પોતાની જીવનસખી બનાવવાની હા પાડી. તેના માતપિતાના હર્ષનો પાર રહ્યો નહિ. ચીમનની ભાભીઓ મલકાઇ ગઈ. ન્યાતમાં આ વાત વાયુવેગે પ્રસરી રહી અને મોટેરાંઓને સ્વર્ગ બે જ ડગલાં દૂર રહેલું જણાયું.

ઈન્દુ આ ખબર મળતાં અવાકૂજ થઈ ગયો. તેને મોગીલાલે ઘર ખાલી કરવાની નોટિસ આપી હતી. હજુ તેને બીજું ઘર મળ્યું નહોતું. સુરજના મરણ પછી ઘણો ખરો વખત તેણે ચીમન સાથેજ ગાળ્યો હતો. નાની પરના બલાત્કારનો બનાવ સ્મરણમાં તાજો જ હતો. જયાની દીલ કમ્પાવનારી કહાણી તેને અશાંત બનાવી રહી હતી. આવા વિચિત્ર સંજોગોમાં સપડાયલા ઇન્દુની એકની એક આશા નષ્ટ થઈ. ચીમન જેવો શિક્ષિત અને ભાવનાવાહી યુવાન આવા રાક્ષસી રિવાજને વશ થશે એમ તે માની શકતો ન્હોતો. તેની માન્યતા ખોટી ઠરી. ચીમને હવે વિરહને બદલે નવીજ જાતનાં કાવ્યો રચવા માંડયાં હતાં. 'નવવધુને સત્કાર,' 'નવજીવનનાં વધામણાં,' વગેરે નવાં કાવ્યોનો રંગ ચીમન પર ચડયો. સુરજના નયન મદઘેલાં હતાં—નવવધુના નયન તેને જાદુભર્યાં જણાયાં. સુરજના વદન પર કમલપુષ્પ શી સુંદરતા હતી—નવવધુના વદનને પૂર્ણિમાના ચંદ્રની ઉપમા મળી. ઇન્દુ આ તમાસો જોઈ આભો જ થઇ ગયો. તે સીધો ચીમન પાસે ગયો. કોણ જાણે કેમ પહેલીવાર

ચીમનને ઇન્દુ અકારો લાગ્યો.

"આ વાત સાચી ?" ઇન્દુએ ઉતાવળા સ્વરે પૂછ્યું.

"કઇ ?"

"તારા બીજા લગ્નની ?"

"હા, ઇન્દુ ! આપણો પાગલ ભાવનાવાદ વહેવારમાં નકામો છે. બેસ, મેં બહુ વિચાર કરીને હા પાડી છે. મને લાગે છે કે મારા સ્નેહકુંણા સ્વભાવને લીધે જીવનસખી વિના મારાથી નહિ જીવાય–" ચીમને ગંભીરતાથી હાસ્ય કરી કહ્યું.

"ચીમન ! તું શું બોલે છે ? તારાં બધાં કાવ્યો જુઠ્ઠાં ? તારા વચનો જુઠ્ઠાં ? તું પોતે પણ જુઠ્ઠો ? સ્મશાનમાં તેં શું કહ્યું હતું ? 'મારી આંખોનું નૂર ચાલી ગયું' એમ તું બોલ્યો હતો ? એ આંખોનું નૂર દશ દિવસમાં પાછું આવ્યું ? સુરજ બ્હેનના અણમોલ સ્નેહની આટલીજ કિમ્મત !" ઇન્દુ આવેશમાં ને આવેશમાં બરાડયો.

"એના સ્નેહની મને બહુજ કિમ્મત છે. પણ જો ઇન્દુ ! મરનારની પાછળ કંઇ મરી જવાય છે ? વળી માતપિતા તરફની ફરજનો પણ મારે ખ્યાલ રાખવાનો છે. મારાં માતપિતાને બીજું લગ્ન ન કરૂં તો કેટલું દુઃખ થાય તેનો ખ્યાલ છે ?"

"તું તારી ધર્મપત્નીના સ્મરણમાં બીજું લગ્ન ન કરે તેમાં માતપિતાને શું દુઃખ ?"

"તું એ વાત ન સમજે. હવે બન્ને ઘરડાં થયાં. મારી માથી હવે ઘરપર દેખરેખ રખાય તેમ છે ?"

"આ બધાં બ્હાનાં ! તારૂં જ મન ચળી ગયું છે..."

"હા ભાઈ તેમ ! તારાપર વીતશે ત્યારે તનેય આવો જ અનુભવ થશે"–ચીમન હસ્યો. જાણે સુરજ મરી ગયાને યુગો થઇ ગયા હોયની તેમ !

" એવો અનુભવ મને થાય તે પહેલાં પ્રભુ પાસે હું મોત માગી લઇશ."

" હું પણ પહેલાં એમ જ કહેતો હતો."

" ત્યારે જયા બ્હેન સાચુંજ કહેતાં હતાં. પ્રથમથી જ એમણે ભવિષ્ય ભાખ્યું હતું કે સ્મશાનમાં જ સુરજ બ્હેનનાં સ્નેહ અને સ્મરણની ખાખ થઇ જશે. તેં એ ભવિષ્ય વાણી સાચી પાડી......"

" ઇન્દુ ! આમ તપી જવામાં કંઇ સાર નથી. આપણાં બધાં વલખાં નકામાં છે. માનવજીવન એટલે જ નિર્બળતા !—"

" વાહ ! શી ફીલસુફી ! માનવજીવન એટલે જ નિબંળતા ! પુરૂષ પત્નીના મરણ પછી દશ દિવસમાં બીજી સહચરી શોધવા તૈયાર થાય અને સ્ત્રીને પતિ મરી જતાં જીવનભર તપશ્ચર્યા કરવાની ! ચીમન ! હું ખાત્રીથી કહું છું કે આપણે ફના તરફ કૂચ કરી રહ્યા છીએ..."

" તું કહે છે તે બધું હું સમજું છું. પણ મારાથી મારા માતપિતા અને સમાજની સામે થવાતું નથી..."

ઇન્દુલાલ વિચારમાં પડયો. થોડીવાર પછી તે બોલ્યોઃ

" ભલે તારે સહચરી શોધવી હોય તો શોધી લે..."

" હવે શોધવાનું ક્યાં બાકી છે ? એ તો શોધાઇ ગઇ..."

" એમ નહિ. જો તારે સહચરી જ જોઇતી હોય તો કોઇ યોગ્ય વિધવા સાથે પુનર્લગ્ન કર..."

" શું ?..." લાલદાસ શેઠ આ વખતે ઓરડામાં આવી બરાડયા.

" મારો દીકરો પુનર્લગ્ન કરે ? શા માટે ? શું કપોળની ન્યાતમાં કન્યાઓનો દુકાળ પડયો છે કે મારો દીકરો નાતરૂં કરવા જાય ? ઇન્દુલાલ ! તમેજ મારા સાલસ છોકરાને ભંભેરી મૂકયો છે. આજ સુધી તમારા ઝેરી ઉપદેશની મને ખબર ન્હોતી. જાઓ, ફરીથી

આ ઘરમાં પગ મૂકશો તો અપમાન થશે."

"એવા અપમાન ખમવા માટે હું નવરો નથી શેઠ!......"

"બાપુજી!" ચીમન વચ્ચે પડયોઃ "મને ઇન્દુએ કદી ખૂરી સલાહ આપી નથી."

"ચુપ રહે, મેં મારે કાને એને પુનર્લગ્નની સલાહ આપતો સાંભળ્યો છે."

"હા. હા. મેંજ એને એ સલાહ આપી છે. લાલદાસ શેઠ! ચીમનલાલે આજ સુધી સુધારક હોવાના બણગાં માર્યા છે અને તમે પણ એક બે વખત વિધવાવિવાહની હિમાયત કરી છે. હવે તમારે ત્યાં ઇશ્વરે એવો પ્રસંગ આપ્યો છે તો તમારા વિચારોનો અમલ કરી બતાવો—"

"ઇન્દુલાલ! ચીમન જે લખે ને બોલે તે બીજાઓ માટે-અમારે માટે નહિ, સમજ્યા!"

"સમજ્યો સાહેબ! જ્યાં સુધી તમારા જેવા ગૃહસ્થો સમાજસુધારાની સંસ્થાઓના નેતા હોય ત્યાં સુધી સુધારણાની આશા રાખવી નકામી છે."

"તમારે વધારે ગડબડ કરવાની જરૂર નથી. અમે અમારી મરજી પડશે તેમ કરશું. તમે અમને કહેનાર કોણ?..."

"ચીમન! તારા વિચારો પણ આવાજ છે કે?"

"દુનિયા એમજ ચાલે છે ઇન્દુ! તું ખોટું ન લગાડ—"

"હવે હદ થઈ."

ઇન્દુ અશાંત મને ઘેર આવ્યો. પાંચ મિનિટ ન ગઇ એટલામાં જયા હસતી હસતી આવી ઉભી રહી.

"કેમ! ઇન્દુભાઈ! મારી વાત સાચી પડીને?"

"હા બ્હેન!" ઇન્દુ શોકગ્રસ્ત સ્વરે બોલ્યો.

"તમે શા માટે દુઃખી થાઓ છો ઇન્દુભાઈ! આ સમાજ

ફના થવા જ સરજાયલી છે એટલે તેને આવા ઉંધાં કામ જ સૂઝ-વાનાં. સ્ત્રી વિધવા થાય તો તેને જીવનપર્યંત આત્મદમનની ભયંકર સજા ને પુરૂષને પત્નીની લાશ બાળતી વખતે નવી કરવાની છૂટ ! આવા તાંડવનૃત્ય હિંદુસમાજ શિવાય બીજી કોઇ સમાજમાં થતાં જોયાં છે ?" જયાનાં નયનોમાંથી અગ્નિ ખર્યો.

"જયા બ્હેન ! મને કંઇજ સુઝતું નથી. હજુ મને બીજું ઘર મળ્યું નથી. ભોગીલાલ રોજ દમ દાટી કરે છે ને ચીમને મારૂં હૃદય ભાગી નાખ્યું છે."

"આટલામાં નિરાશ થઈ ગયા ? ઇન્દુલાલ ! હજુ તો તમારે ઘણાં રણક્ષેત્રો વટાવવાનાં છે..."

"હા, પણ હું એકલો શું કરીશ !"

"હું છું ને !" જયા હસી. એ હાસ્યે ઈન્દુની નસેનસ ઉછાળી મેલી.

"ઓહ ! જયા ! જો તમે મારે પડખે હો, જો તમારી અમીભરી વાણી મારામાં પ્રેરણા રેડતી હોય તો હું આખું ત્રિભુ-વન ડોલાવું..."

"એમને ? ત્યારે ત્રિભુવન ડોલાવવા તૈયાર થઈ જાઓ—જોઉં !—" જયાનાં નયનમાં મસ્તી આવી. ઇન્દુ કોઈક અનિર્વાચ્ય આનંદમાં ડૂબી ગયો.

"તમે ચીમનભાઇને મળી આવ્યાં ?" થોડીક પલ પછી જયાએ પૂછ્યું.

"હા. ત્યાં તાંડવની તૈયારી ચાલી રહી છે. ચીમનના માતપિતા નવી વહુ લાવવા કૂદી રહ્યાં છે—"

"તેઓ તો અજ્ઞાન છે; પણ ચીમનલાલ કેમ નમી પડયા ?"

"હું ધારતો હતો તેવું આત્મબળ તેનામાં નથી."

" ઇન્દુલાલ ! આજની આખી તરૂણ પ્રજા એવીજ છે. બધા બોલવામાં બહાદુર ! કસોટી કાળ નજર સામે આવી ઉભો રહેતાં ભલભલા સુધારકની ડાગળી ચસકી જાય છે ! આ સમાજને સુવ્યવસ્થિત અને સુસુન્દર બનાવવા માટે વહેંતીઆ પુરૂષોની જરૂર નથી—શાબ્દિક ઢંઢેરાની જરૂર નથી—સુમધુર ભાષણોની આવશ્યકતા નથી; પણ હૃદયની જરૂર છે—દીલના દરદીઓની ફોજની જરૂર છે. આવા દીલના દરદીઓ જ્યારે સમાજ સામે જંગમાં ઉતરશે ત્યારે રિવાજોના લોખંડી કિલ્લાઓ એની મેળે કડાકડ તુટી જશે..."

ઇન્દુ આ દીલની દરદીને માનભાવે—પૂજ્યભાવે જોઇ રહ્યો. જયાના એક એક શબ્દમાં હૃદયની વેદના હતી. તેના એક એક વાકયમાં આગની ચીનગારી હતી. ઇન્દુના હૃદયમાં જયાનો પ્રત્યેક બોલ પ્રેરણા રેડતો, નવી શક્તિ જન્માવતો, નવી આશા ઉત્પન્ન કરતો. ચીમનની નિર્બળતાથી તેના યુવાન હૃદય પર જબરો ઘા થયો હતો. આવા યુવાનો સમરભૂમિમાં ઉઘાડી છાતીએ ઉભા ન રહે તો બીજાની તો વાતજ શી કરવી ? એ વિચારે ઇન્દુલાલને નિરાશ કર્યો હતો. નિરાશાના એ મોજાંને જયાના ઉત્સાહે તોડી નાખ્યું.

" ઇન્દુલાલ ! હું તો યુદ્ધ પોકારી ચૂકી છું. મને તેમાં વિજય મળશે કે નહિ તે હું જાણુતી નથી. પણ મારી એક ખાત્રી છે. આકાશ ઉપરથી નીચે ઉતરે તોપણ હું પરાજય નથી સ્વીકારવાની... "

" જયા ! જયા ! આર્ય લલનાની તેજસ્વી પ્રતિભાનું તમે મને પ્રત્યક્ષ ભાન કરાવો છો. હું પ્રભુને હાજર ગણી સોગન ખાઉંછું કે તમે આરંભેલા યજ્ઞમાં મારાથી અપાશે તેટલો બલિ હું પણ આપીશ."

" એ યજ્ઞ નથી—એ તો ખપ્પર છે. " જયા મસ્તીભર્યું હાસ્ય કરતી બોલી: " આપણી સમાજ જોગમાયા છે. એના ખપ્પરમાં આપણા જેવા નિર્દોષ આત્માઓ જ હોમાવા જોઇએ. સદીઓ થયાં

આપણાં માબાપો પોતાનાં વ્હાલાં સંતાનોને એ ખપ્પરમાં હોમતાં આવ્યાં છે. તેઓ અજાણતાં હોમાઇ જતાં એટલે ઇતિહાસે તેમની નોંધ લીધી નથી. આપણે જાણી જોઇને હોમાઇ જઇશું ને એ પવિત્ર તથા ભયંકર હોમ કાં તો આપણો ઉદ્ધાર કરશે અથવા હિંદુ-સમાજ પૃથ્વીના પડપરથી ભુંસાઇ જશે..." યુધ્ધે જતા પતિને સશસ્ત્ર કરતી વીરાંગના સમી તે ઇન્દુલાલ તરફ જોઇ રહી. ઈન્દુ કંઇ જ બોલી શકયો નહિ. તેને જયા સાક્ષાત્ દ્રૌપદીના અવતાર સમી જણાઈ.

" તમે ચીમનલાલને સમજાવી ન શકયા ?'

" નહિ. મારી સઘળી મહેનત ધૂળમાં મળી. વિરહી કાવ્યોની હવે પૂર્ણાહુતિ થઇ છે ને રાજેશ્રી નવવધુના સત્કારની ધુનમાં પડયા છે."

" તમે એને શું કહ્યું ? "

" મેં સુરજપરના એના સ્નેહની યાદ આપી, એના લેખો બતાવ્યા; પણ એ કહે છે કે એના સ્નેહકુંણા સ્વભાવને......"

" પૂતળીની જરૂર છે એમજને !—"

" હા. મેં એમ પણ કહ્યું કે જો સહચરી જ જોઇતી હોય તો પુનર્લગ્ન કર..."

" એટલે ? કોઇ વિધવા સાથે એ પત્નીના મરણ પછી બારમે દિવસે સંસાર માંડે તેથી એ પ્રેમનો ખૂની મટી જશે ? "

જયાની આ દલીલ અભંગ હતી. ઇન્દુએ તરતજ પોતાની ભૂલ કબૂલી.

" એ ચિત્રવિચિત્ર દલીલો કરવા લાગ્યો ત્યારે મેં એને વિધવા સાથે પુનર્લગ્ન કરવાની સલાહ આપી હતી. પણ એ સલાહ ખોટી હતી. "

"તમે તમારી શક્તિ વાપરી આવ્યા. હવે હું મારી શક્તિ વાપરૂં. ચીમનલાલના લગ્ન કુસુમની સાથે થવાનાં છેને ?"

"હા. પણ તમે શું કરશો ?"

"જુઓ તો ખરા ! હું ચીમનલાલને બતાવવા માગું છું કે સુરજની ખાખ સાથે બીજી સુરજ લાવવામાં કવિતા નથી."

ઇન્દુ આ નવા બોંબથી ભડકયો. જયા નયન નચાવતી ચાલી ગઇ.

## પ્રકરણ ૧૫ મું.

### જયા બાંય ફેંકે છે!

જયા માતપિતાની હુંફાળી મનાતી છાયામાં હતી પણ ત્યાં તેને સુખ ન્હોતું. હર્ષદરાયની સર્વ સત્તા સુમિત્રાએ છીનવી લીધી હતી અને તેથી સુમિત્રાની મરજીથી જ આખું તંત્ર ચાલતું હતું. કોઇકવાર હર્ષદરાય લાગણીથી જયાની વ્હારે ધાય તો સુમિત્રા રડી કકળી છાતી માથાં કૂટીને તેમને ઠેકાણે લાવતી. ત્રાગાંથી સામાને ઠેકાણે લાવવાની કલામાં આવી સ્ત્રીઓ નિપુણ હોય છે.

જયા એકલે હાથે ઝુઝવાને તૈયાર હતી. તેની માતા ધર્મ ડૂબી જતો અટકાવવા માટે તેની સામે રણમાં ઉતરી હતી. રોજ વ્હાણું વાતાં જયાને સાસરે મોકલવાની વાત થતી. નાના પ્રકારના ત્રાસથી જયાને સતાવવામાં આવતી. પણ જયાનું રૂંવું પણ ન હાલતું. તે દીલમાંને દીલમાં બળી મરતી. પણ બહારથી કદિ નમણું ન આપતી. ઇન્દુલાલ સાથે પરિચય થયા પછી પોળની સ્ત્રીઓની નીંદાની પરવા કર્યા વિના તે ઇન્દુને મેડે વારંવાર જતી અને તેની સાથે કલાકો સુધી વાત કરતી બેસી રહેતી. સુમિત્રા પુત્રીથી હારી ગઇ. જયા હાર કબૂલવા જન્મી જ નહોતી.

ટૂંક સહવાસમાં ઇન્દુ અને જયા ગાઢ મિત્રો બની ગયાં હતાં. દીલના દરદીઓ મળતાં અંતરના પટ એની મેળે ફાટી જાય છે. ઉભયે એક બીજા સમક્ષ પોતાનાં દીલ ખુલ્લાં મૂકી દીધાં હતાં. બન્નેની ભાવનાઓ દિવ્ય હતી. બન્નેએ હિન્દુસમાજની વિકૃતિ ફના કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. ઇન્દુને હવે અભ્યાસમાં રસ પડતો ન્હોતો. જયાના ઉન્નત આત્મામાંથી નીકળતા સૂર તેને નવા જ પાઠ ભણાવતા હતા. ચીમન જેવા નિર્બલ અને સરલ હૃદયના સુધારકો જ સુધારણાના પ્રવાહને રોકી દે છે એવી ઉભયની ખાત્રી થઈ.

જયા ચીમનની દુશ્મન નહોતી પણ ચીમન સ્ત્રીજાતિનું અપમાન કરી રહ્યો હતો તેથી તે ગુસ્સે ભરાઇ હતી.

"મારી જાતિની વ્હારે હું નહિ ધાઉં તો કોણ ધાશે? સુરજ બ્હેન જીવતાં હતાં ત્યારે તે એને બહુ મીઠાં લાગ્યાં! એ મરી જતાંજ આવી નીચતા? પાળેલા કૂતરાના મોત માટે પણ માણુસ પાંચ છ મહિના શોક પાળે છે. કેટલાકોને જીંદગીભર પાળેલા જાનવરનો વિરહ સાલે છે. હિંદુસમાજમાં સ્ત્રીની કિમ્મત પાળેલા જાનવર જેટલી પણ નહિ? અમને અર્ધાંગના, દેવી, પત્ની, સહચરીના ગૌરવભર્યાં નામો આપવામાં આવે છે તે અમારી મહત્તાને ખાતર નહિ; પણ અમે પુરૂષોને મોહની મદીલી કેફમાં નિરંતર નચાવ્યા કરીએ તે માટે! પુરૂષોને અમારી પરવા નથી—અમારા હાડચામની પરવા છે. આ ભયંકર દંભ હું છતો કરીશ." જયાએ ઘેર આવી વિચારમાળા ગુંથવા માંડી.

"બિચારી કુસુમ! ભોળી, ભલી, સરલ! એ સુરજની પેઠેજ ચીમનના ભ્રમાત્મક કાવ્યમાં, એના સ્નેહકુંણા સ્વભાવમાં ફસી પડશે, એનાપરથી જીવન ઓવારી નાખશે અને ન કરે નારાયણને એ પણ સુરજની સાથી થાય તો ચીમનલાલ ભાઈ પાછા બે ચાર વિરહનાં કાવ્યો ચીતરી ત્રીજી નવ વધુને સત્કારવા તૈયાર થશે! પ્રેમની—લગ્નની—સ્ત્રી જાતિની આવી ભયંકર મશ્કરી ઓ પ્રભુ! તું ક્યાં સુધી ચાલવા દેશે?" તેનું માથું ભમવા લાગ્યું. એક પછી એક તેના લગ્ન પછીના બનાવો સીનેમાનાં ચિત્રો પેઠે તેની નજર આગળથી પસાર થઇ ગયા. કાંતિલાલનો જુઠો ભાવનાવાદ, એ ભાવનાવાદની પાછળ છૂપાયલી નીચ વાસના અને એ વાસનાની તૃપ્તિ માટે સત્તાનો કોરડો, જયાને યાદ આવ્યાં. જીવકોર ડોશીની અજ્ઞાનતાને લીધે જુઠ્ઠા અને લાગણીહીન થયલા હૃદયની નિષ્ઠુરતા અને લલિતાના આશાભર્યા જીવનની ધૂળધાણી! કોમલ સુકુમાર કલિસમી નાની પર રાક્ષસી બલાત્કાર તથા તેની માતાની તેના પરની જુહાકી!

ચીમનલાલનાં મોહક કાવ્યો, વિધવાઓની વકીલાત, સ્ત્રીસન્માન પરનાં ભાષણો અને લેખો તથા એ બધા પર પાણી ફેરવનારા તેનાં બીજાં લગ્ન! જયાની આસપાસ દુનિયા ચક્કર ચક્કર ફરવા લાગી. સર્વત્ર તેને દંભ જ જણાયો. આજકાલનાં જુઠા દાંભિક સુધારકો કરતાં જૂના વિચારના અજ્ઞાન જુલમીઓ તેને વધુ સારા લાગ્યા. આ અજ્ઞાન જુલમીઓ હૃદયની નીચતાથી જુલમ ગુજારતા નથી. પણ એક માની લીધેલી જુઠી ધર્મભાવનાને અચળ રાખવા માટે લડે છે. દાંભિક સુધારકો પ્રથમ સ્ત્રીસન્માનની વાતો કરે છે, કેટલીક સ્ત્રીઓની ભાવનાઓ વિકસાવે છે, નવીન આશાઓને જન્મ આપે છે, ભાવનાના ક્ષેત્રને વિશાલ બનાવે છે અને પછી કસોટી કાળ આવતાં પોતે જૂનામાં જૂના વિચારના રાક્ષસ કરતાંય અધમ કર્મ કરવાને તૈયાર થાય છે! તેઓ કેટલાક અજ્ઞાન જીવોને લડાઇમાં ઉતારે છે ને લડાઇના મેદાનમાં તેમને નિરાધાર છોડી હીચકારાની પેઠે નાસી જાય છે.

"આવા દાંભિકોથી સમાજસુધારણા થવાની હતી? તેઓ તો વિદ્રોહીઓ વધારી મેલશે ને પાછળથી એજ વિદ્રોહીઓ સામે પોતે જ સમશેરના ઘા કરશે! પ્રજાસત્તાક ચળવળમાં જો પ્રજાપક્ષની જીત થાય તો પ્રેસીડંટ થવાના સ્વાર્થથી બંડખોરોને છૂપી મદદ કરનારા અને રાજ્યને પક્ષે રહી પ્રજાપક્ષનું જોર નરમ પડે તો પ્રજાને છૂંદી નાખી સત્તાધીશ થવાના નીચ કાવત્રાં રચનારા મુત્સદીઓ જેવા જ આ સમાજસુધારકો છે! તેમને સ્ત્રીની ગુલામગીરી સાલતી નથી પણ સ્ત્રીઓને બહેકાવી મૂકી તેઓ પોતાની નીચ વાસના તૃપ્ત કરવા માગે છે. અહીંયાં પણ પુરૂષજાતિ સ્ત્રીજાતિના હિતચિંતક તરીકે તેને ઝેરી ગોળી જ આપી રહી છે. આહા દંભ, દગો, નીચતા, જૂલમ, આપખુદી અને પ્રપંચના આવા નીચ યંત્રો શોધી કાઢવામા પુરૂષો કેટલા હુશિયાર છે? સ્ત્રી એટલે જગતની માતા—પ્રજાનું જીવન—

ભાવી પ્રજાનું સત્વ! આ સ્ત્રીનો જે સમાજ પળે પળે છળ કરે, તેને ડગલે ડગલે છૂંદી નાખે, તે સમાજ જગતની બીજી જાતિઓમાં ઉંચે મસ્તકે રહેવાની આશા રાખે તે પણ ગુન્હો છે. જો આ પ્રજા સ્ત્રીને ગુલામગીરીમાં રાખીને સ્વરાજ્ય મેળવશે તો તે દિને હું કહીશ કે પ્રભુ અદલ ઈનસાફી નથી પણ સત્તાના નીશામાં ચકચુર થઇ રાક્ષસી જુલમ ગુજારનારાઓનો સાથી છે." સમાજના ભયંકર છળથી ત્રાસી વિદ્રોહી બનેલી જયાના આ વિચારોમાં આવેશ હશે, ઉદ્ધતાઇ હશે, અવિચાર હશે; પણ અસત્ય તો નથીજ. યુગયુગજૂની ગુલામગીરીની પ્રથાની સામે તે બંડ ઉઠાવી રહી હતી. આ બંડખોર બાળા જે શસ્ત્ર વાપરી રહી છે તે શસ્ત્ર કદાચ ધાર્યાં નિશાન ન પણ પાડે. પણ તેથી શત્રુપક્ષ નિશ્ચિંત ઉંઘી તો નહિજ શકે. એક જયાનો આત્મા કાંતિલાલ જેવા વિકારીને ધૂળ ચાટતો કરે, ચીમન જેવા પાગલ ભાવનાવાદી સામે લડવા તૈયાર થાય, ઈન્દુલાલ જેવા યુવાનને પ્રેરણાનું પિયુષ પાય, ભોગીલાલ જેવા રાક્ષસને ઝાંખો પાડી દે અને જીવકોર ડોસી તથા સુમિત્રા જેવી અજ્ઞાન સ્ત્રીઓના અમાનુષી જુલમને પગ તળે કચરીને આગળ વધે તો સેંકડો જયા ગુજરાતમાં સ્ત્રીસન્માનની પ્રસ્થાપના કરી પૃથ્વીપર સાચું સ્વર્ગ ઉતારે તેમાં કંઈ આશ્ચર્ય યા અતિશયોક્તિ છે?

"હું કુસુમને શી રીતે બચાવું?" જયા પુનઃ મુદ્દા પર આવી.

"એ તો ચીમનને દેવ જેવો માનતી હશે. ચીમનલાલ ખરાબ માણસ નથી પણ નિર્બળ વહેંતીઓ છે. દશ દિવસમાં એનો ભાવનાવાદ નષ્ટ થઇ ગયો—એનાં કાવ્યો પર એણે પાણી ફેરવ્યું. દિવ્ય પ્રેમ અને સ્નેહજીવનની એણે ઘડેલી વ્યાખ્યા એણે જ તોડી. એ સાચો વિદ્રોહી છે! એ ખરો અરાજક છે! એને સજા થવીજ જોઇએ." જયાને કંઇક વિચાર આવ્યો. તુરત તે ટેબલ પાસે જઇ એક કાગળ લખવા બેઠી.

"પ્રિય બ્હેન કુસુમ:

ઘણે દહાડે તને આ પત્ર લખું છું. તું મારી બાળ સખી છે. આપણે બન્ને મહિલા વિદ્યાલયમાં સાથે ભણેલી. તારા આદર્શો હું જાણું છું. આપણે બન્ને 'ઈન્દુકુમાર' સાથે વાંચતાં ત્યારે કાંતિના આદર્શ પતિ પર તું મોહી પડેલી. આજે તારા પતિનું પદ નક્કી થવાનો સમય આવ્યો છે. ચીમનલાલ સાથે તારી સગાઇ નક્કી થઈ છે. આ સમયે તું તારા આદર્શ પતિને ભૂલી જઇશ ?

બ્હેન ! તું સુખી થાય તેમાંજ મારો આનંદ છે. મારૂં જીવન તો મારા માતપિતાના તરંગથી ધૂળમાં રગદોળાઈ ગયું છે. મારાં બળતા દીલના અનુભવને આધારે તને ચેતવવાની મારી ફરજ બજાવવાના પવિત્ર હેતુથી જ બે શબ્દો લખું છું તે પર તું વિચાર કરશે જ એવી મારી ખાત્રી છે.

ચીમનલાલનાં કાવ્યો અને લેખો વાંચીને તું ગાંડી થઈ હોય તે સંભવિત છે. તેના લેખો આપણને ખરેજ પાગલ કરી નાખે એવા છે. તે પોતે પણ ખરાબ માણસ નથી. છતાં એક વાત સ્પષ્ટ છે અને તે એ કે તે સુધરેલો ધુતારો છે. તેનાં કાવ્યો—તેના લેખો—તેની વારતાઓ સર્વ મોહક પણ કાંટાળા પુષ્પોની જાળ છે. દૂરથી મોહક—નજીક જતાં બીહામણી એવી તેની માયા છે. હું એક જ દાખલો આપીશ. સુરજ બ્હેન જીવતાં હતાં ત્યારે તેણે આદર્શ દમ્પતીજીવન પર વિદ્યાલયમાં ભાષણો આપેલાં તે તને યાદ છે ? તે સમયે તેણે એક પત્નીવ્રતની ભાવના પર લાંબાં લાંબાં વિવેચનો કર્યા હતાં. 'સ્ત્રી ચુલ્હાની ચાકરડી નથી, પુરૂષની વાસનાની તૃપ્તિનું સાધન નથી. પણ જીવનનો આરામ અને વિશ્રામ છે' એવી સુંદર વ્યાખ્યાથી તે આપણી પ્રશંસા પામી ગયો હતો. આજે તેની એ વ્યાખ્યા સુરજ બ્હેનની ખાખની સાથે લુપ્ત થઇ ગઈ છે. ફક્ત દશ દિવસમાં તે સુરજ બ્હેનને ભૂલી જઇ જે સ્થાન સુરજ બ્હેને બાર બાર વર્ષ સુધી ભોગવ્યું હતું તે સ્થાન અચાનક તને આપી દેવા તૈયાર થયો છે. માનવજીવનની નિર્બળતા મારાથી અજાણી નથી. એકલાના

જીવનની ભયંકરતા મારી જાણ બહાર નથી. પણ આ પ્રશ્ન એકલવાયા જીવનનો નથી. આ પ્રશ્ન સ્ત્રીના ગૌરવનો છે. પત્નીના મરણ પછી દશ દિવસમાં બીજી પૂતળીને ખરીદી લાવવાની આ પ્રથા જંગલીમાં જંગલી અને નીચમાં નીચ છે. આપણે સ્ત્રીઓએ જ તે સામે લડવું પડશે. ઘણા થોડા પુરૂષો સાચા દીલથી આપણી લડત અપનાવી લેશે; કારણ કે પુરૂષસમાજ યુગયુગ થયા પાશવતામાં ટેવાઈ ગયો છે. તેમને મન સ્ત્રી એટલે ખરીદેલી બાંદી–દાસી ! બહુ બહુ તો તેમના વિલાસનું એક મોહક રમકડું ! તું આવું મોહક રમકડું થવા માગે છે ? પ્રભુ તને દીર્ઘાયુષ્ય અરપે; પણ ઘડીભર માની લે કે બે વર્ષ પછી તું મરી જાય ને ચીમનલાલ એક બે વિરહી કાવ્યો લખી ત્રીજી વહુ લઇ આવે તો તને કેવું લાગે ? ચીમનલાલને ત્યાં તને આર્થિક દુઃખ નથી પડવાનું. પણ જે આદર્શ દમ્પતીજીવનની તેં આશા રાખી છે તે આશા તો નથી જ ફળવાની. એને કાવ્યો જોઇએ છે, પણ તે પૃથ્વી પર પ્રભુમય જીવન ઉતારવાને નહિ–એ કાવ્યો એના વિલાસી સ્વભાવને પોષે છે તે માટે !

છેવટે હું એકજ વાત કહેવા માગું છું. ભલે એ પુરૂષોમાં રત્ન સમો હોય; તોપણ જે માણસના મનમાં પોતાની સ્નેહાળ પત્નીના મરણ માટે પાળેલા કૂતરા જેટલો પણ શોક થતો નથી તેની પત્ની બનીને ત્રિભુવનનું સુખ ભોગવવું તે મારે મન ઘોરતમ પાપ છે. હું તને જે સલાહ આપું છું તેની ગંભીરતાનું મને પૂરેપૂરૂં ભાન છે. તારા માતપિતા, ચીમનલાલ ને આખી કપોળ જ્ઞાતિ અને તે સાથે આખી હિંદુસમાજ તારાં દુશ્મન થશે. કદાચ તારે રખડતી ભીખારણ પણ થવું પડે. આવી સ્થિતિ સહી લેવા જેટલું આત્મબળ તારામાં હોય તોજ ચીમનલાલનો હાથ ધરવાની ના પાડજે; નહિ તો આપણી હજારો બ્હેનો જીવે છે તેમ ચીમનલાલની પત્નીનો વેષ ભજવી જીંદગી પૂરી કરજે.

સ્ત્રીસમાજના ડગલે ડગલે થતાં અપમાનોથી મારૂં કાળજું ધીખી રહ્યું છે તેથી મારાથી કોઈ કડવો બોલ લખાયો હોય તો મારી કુસુમ મને માફ કરશે એવી મારી ખાત્રી છે.

લી૦ તારી,
જયા.

આ પત્ર લખી જયા પાછી વિચારમાં પડી. એક હોંસીલી—આશાભરી, લગ્ન મંડપમાં બીરાજવાને તત્પર થયલી બાળાના દીલમાં તે અસંતોષની આગ સળગાવતી હતી. આમ કરવામાં તેની ભૂલ તો ન થતી હોય! તેણે ખુબ વિચાર કર્યો. જો કુસુમ સાચે જ પોતાના માતપિતાની સામે થાય તો બહુ બહુ તો તેને ગરીબી વેઠવી પડે! તે ગુજરાન જેટલું કમાવાની શક્તિવાળી છે! આવી બાળાને ચીમનલાલ જેવા દમ્ભી સુધારકને ગળે વળગતી મુગે મ્હોડે જોઇ રહેવામાં જયાને પાપ જણાયું. તે જે કરી રહી છે તે યોગ્યજ છે એવો તેના દીલમાંથી ટંકાર થયો. તરતજ તેણે પત્ર પરબીડીઆમાં બીડયો ને કુસુમ પર રવાના કર્યો.

## પ્રકરણ ૧૬ મું.

### કુસુમ.

"આત્મા ઓળખે તે વર,
ને ન ઓળખે તે પરઃ"*

જયા આ કાળજૂના સત્યને ઓળખી કાન્તિલાલને અવગણી રહી હતી. સત્યને માટે ઝૂમતાં અસત્યના દાવાનળ ભભુકી નીકળ્યા. બાળા દાઝી પણ ડરી નહિ. એક પછી એક તેની નજરે હિન્દુસમાજના જૂલમો ખુલ્લા થવા લાગ્યા. કાન્તિલાલ વિફર્યો—માતપિતા રૂઠયાં—ચારે પાસથી તે હીણાવા લાગી. એવામાં કુસુમના ભયંકર બળિદાનની તૈયારી થઈ રહી. જયા ધર્મયુદ્ધમાં કૂદી પડવા એકદમ તૈયાર થઈ ગઇ ને તેણે કુસુમને ચેતાવવા પત્ર લખી નાખ્યો.

ચીમનલાલની વિવાહિત પત્ની કુસુમ જયાની બાળસખી હતી. બન્ને અમદાવાદના મહિલા વિદ્યાલયમાં સાથે ભણેલી. બન્નેએ અનેકવાર ભાવી જીવનનાં સુંદર ચિત્રો સાથે મળીને દોર્યાં હતાં. જયાના આદર્શો જીવનમાં પડતાં વાર ઘવાયા. કુસુમના કૌમારના દહાડા હવે પૂરા થવા આવ્યા હતા.

કુસુમ શ્રીમંત માતપિતાની એકની એક લાડકવાઇ કન્યા હતી. તેના પિતા છગનલાલે તેને બચપણથી જ સ્વતંત્રતામાં ઉછેરી હતી. કુસુમની ભાવનાઓ અનુકૂળ સંજોગો, શિક્ષણ અને માતપિતાના પ્રેમથી પોષાઇને વિકસિત થઇ હતી. દુઃખ અથવા ગ્લાનિ કઇ જાતની ચીડીયા છે તેનું બાળાને સ્વપ્નું પણ ન્હોતું આવ્યું. કૌમારની મોહક લજ્જા તેને પોપચે તરવરતી હતી. નેત્રો તેજસ્વી ને શ્યામ ! એ નયનોમાં કંઇક એવું કામણ હતું કે જે વિના શસ્ત્રે

* રા. નાનાલાલ.

સલતનતો ડોલાવી નાખે ! ઘઉં વર્ણાં મ્હોપર નિર્દોષતા અને તેજોમય શાંતિ હતી. કંઇ કંઇ ઉન્નત મનોરથો ઘડતી મુગ્ધા " સુંદરીસમાજના મહામૂલા મુગટ " સમી શોભતી. આ દેવબાળા પર ચીમનલાલની માલિકીનો સીક્કો ઉભયના માબાપે માર્યો હતો. ચીમનની સંમતિ લેવામાં આવી હતી; પણ કુસુમ તો આત્મા વિનાનું—લાગણી વિનાનું જડ પ્રાણી એટલે તેની સંમતિ લેવાની કોઇને જરૂરજ જણાઇ ન્હોતી. સ્વર્ગિય આદર્શોમાં રમતી કુસુમને પણ આ મહા ભૂલ દેખાઇ ન્હોતી. માતપિતાના પ્રેમમાં તે એટલી બધી ઝબોળાઇ ગઇ હતી કે તેનાં માબાપ ભૂલ કરે એ વાત પણ તેના મનમાં આવતી નહિ. ચીમન સાથની તેની સગાઇ જાહેર થતાં તેના આનંદનો પાર રહ્યો ન્હોતો. ચીમનનાં લેખો અને કાવ્યો પર તે અસલથી જ મોહિત હતી. આ મોહની કેફ એટલી બધી ઘેરી હતી કે ચીમન સુરજની ખાખ પર નવું સ્નેહમંદિર ચણી રહ્યો છે તેનું ભાન કુસુમને થયું નહિ.

છગનલાલ અને તેની પત્ની જમના સદેહ સ્વર્ગમાં મહાલતાં હતાં. કુસુમ માટે ચીમનલાલ જેવો પતિ મળ્યો તે માટે ઉભય પરમાત્માનો આભાર માની રહ્યાં હતાં. ધન, રૂપ, ગુણ ને વિદ્યાનું મધુર મિલન ચીમનમાં હતું. કુસુમ તેની સાથે સુખી થશે એવા ખાત્રીથી છગનલાલે આ સગાઇ કરી હતી.

ધનાસુતારની પોળમાં છગનલાલના ઘરમાં લગ્નની તૈયારી થવા લાગી. સ્ત્રી વર્ગ વડી પાપડ કરવામાં ગુંથાઇ ગયો. અનેક સુંદર ગીતોથી છગનલાલનું ઘર ગુંજી રહ્યું. કુસુમ આ આનંદમાં તરબોળ થઇ રહી હતી. તેના મોહક અધર પર હમેશાં જાદુભર્યું સ્મિત ફર-કયા કરતું. સખીઓની મશ્કરી ઝીલતી, વડીલોથી શરમાતી. કુસુમ એક એવા રમ્ય ઉપવનમાં મહાલતી હતી કે જ્યાં જીવન કાવ્યમય બની રહેતું. ચીમનની એક પણ ખામી બાલાને દીલે વસી ન્હોતી.

એકાંતમાં તે ઇન્દુકુમાર લઈ બેસતી અને મલકાતે મુખડે લમની સુંદર–કાવ્યમય કલ્પના વાંચતીઃ

"કુમારાને તો કરમાવાનું
પછી હોય શું પુરૂષ
કે શું સુન્દરીની વેલ !—"

તે ગણુગણુી–હસી. એવું મીઠું હસી કે જે હાસ્ય માટે કોઇ મસ્ત કવિ બોખારા કે સમરકંદ કુરબાન કરી દેત !

બાળા આગળ વાંચવા લાગીઃ

"પતિ ! પ્રમદા ! પતિઃ
નહિ અધુરો, નહિ સમોવડો
પણુ પ્રાણેશ્વર, જીવનનિયન્તાઃ
જેના આદેશ ગમ ઉચું જોઈ
નેત્ર ઢાળી પ્રણિપતો કરૂં;
સંસાર સાગરમાં મ્હારી નૌકા
જેના કરકૌશલ્યમાં ધીરૂ
એવો રસવીર નાવિકઃ
મ્હારો આત્મજેતા યશસ્વી સ્વામિનઃ
મ્હારો આશાકેન્દ્ર હૃદયનાથઃ
મ્હારો પૃથ્વી ઉપરનો પ્રભુઃ
અહોરાત્ર નમન નમવા
પ્રેમથાળ ભરી ભરી પૂજવા
મ્હારે ગૃહદેવ જોઇએ છીએ.... "

"કેવો સુંદર આદર્શ ? કેવી રમ્ય કલ્પના ? અને હવે એ કલ્પના સાચી પડશે ! ઓ પ્રભુ ! તું કેવો દયાળુ છે ? સ્નેહાળ આત્માની તને કેટલી બધી ચિંતા છે ? લમ એ તો પ્રાણુ વિકાસનું મહાવ્રત ! ખરેખર ! બે આત્માઓ ઉંચે જવા માટે, પ્રભુને પામવા માટે,

સંસારમાં સ્વર્ગ ઉતારવા સટે જે સ્નેહાળ સહકાર કરે તેનું નામ લગ્ન! આવાં લગ્નો—મારા જેવાં લગ્નો હિંદુ સમાજમાં ઘેર ઘેર થતાં હોય તો કેવું સારૂં... " તે બબડી. ગરિબ બિચારી કુસુમ! તે ન્હોતી જાણતી કે તે સ્ત્રીજાતિના ભયંકર વિદ્રોહીનું સ્નેહમંદિર ચણી રહી છે. તે ન્હોતી જાણતી કે તે ભ્રમાત્મક કાવ્યની મરૂ ભૂમિમાં સુંદર કાવ્ય સૃષ્ટિ જોઇ રહી છે. ચીમનલાલનાં સઘળાં કાવ્યો નિર્બળતાના નમુના હતાં. તેમાં દીલનો ઉછાળો અને દીલનાં દર્દ ન્હોતાં. પ્રેમની સારતામાં તરત પૂર આવે—દીલ ધડક ધડક થાય—પાછી ઓટ આવે—ઘડીભર દીલપર ઘા થયલો જણાય—ને પાછું જેમ ચાલતું હોય તેમજ જીવન ચાલ્યું જાય એવી ચીમનલાલની દશા હતી. તેનો સ્વભાવજ એવા તરલ, ચંચલ અને મોહાધ હતો. સુરજ ગઇ—તેના અવસાનપર બે ચાર આંસુ રેડયા—કુસુમ આવી—કુસુમનો સત્કાર કર્યો—કુસુમ જાય—પાછી બે ઘડીની ફકારો આવે—બસ, આવાજ ક્રમ ચીમનલાલને પસંદ હતો.

" હું મારી બ્હેનોને બતાવીશ કે પૃથ્વી પર સ્વર્ગ આમ ઉતરે છે!"

કુસુમના અધર પર હાસ્ય રમી રહ્યું. તેની આંખો એકાંતમાં પણ શરમથી નીચે ઢળી ગઈ. છાતી ધડકી રહી. હર્ષના પૂરમાં નાદાન બાળા તણાઇ રહી હતી. આ વખતે ટપાલીનો અવાજ સંભળાયો. કુસુમ બારણે ગઈ. પત્ર લીધો, ખોલ્યો, વાંચ્યો. તેની આંખે અંધારાં આવ્યાં. ઘડી પહેલાની રમ્ય સૃષ્ટિ અલોપ થઈ ગઇ. તેનો આદર્શ પતિ વહેંતીઓજ નહિ પણ મોહાંધ દંભી જણાયો. કુસુમનું આખું શરીર ધ્રુજી રહ્યું. બે ડગલાં ચાલવાની તાકાત પણ ન રહી. તેણે જોસથી માથું દાબી શાંત થવાનો પ્રયાસ કર્યો. જેમ તેમ, લથડતે પગલે, તે ઓરડામાં ગઈ. બારણાં બંધ કરી તેણે જયાનો પત્ર પાછો વાંચ્યો. ફરી ફરી વાંચ્યો. જયાના દીલની આગે કુસુમને સળગાવી મેલી. બાળાનું સ્વાત્માભિમાન

જાગ્રત થયું. સ્ત્રી સમાજના વિદ્રોહીની ?જાળ તોડી નાખવા નાદાન–કોમળ પુષ્પ સમી કુસુમ તૈયાર થઇ. જયાનો હેતુ સફળ થયો.

“ અરેરે ! મને આ વિચાર પ્રથમથી કેમ ન આવ્યો ? ખરેખર, જે પુરૂષ બાર બાર વર્ષની સહચરીને બાર દિવસમાં ભૂલી જાય તેની નિર્દયતાને કેવાં વિશેષણ લગાડવાં ? આ મારો આદર્શ-પતિ જેને હું ‘ નેત્ર ઢાળી ઢાળી પ્રશ્રિપતો કરવાની’ હતી ! નહિ. નહિ. ઓ પ્રભુ ! ઓ જયા ! તેં મને વખતસર બચાવી લીધી. હું એની મોહક જાળમાં ફસાઇ ગઇ હતી. એ સુંદર ઈંદ્રવરણાં હું ન ઓળખી શકી. સ્ત્રીસમાજને બજારની વસ્તુ સમજી ખરીદવા ચાહનાર ચીમનલાલને હવે હું બતાવી આપીશ કે તે જુઠ્ઠો છે, તેનો ભાવનાવાદ જુઠ્ઠો છે, તેની કવિતાઓ જુઠ્ઠી છે-”

તે થોડીક પળ મૌન રહી. સેંકડો વિચારો તેના કોમળ મગજમાંથી પસાર થઇ ગયા. હિંદુ સમાજમાં વિવાહિત કુમારિકાનાં વિવાહ ખાનદાન કુટુંબોમાં તૂટતાં નથી. કુસુમના વિવાહ શી રીતે તૂટશે ? તેના માત પિતા શું કરશે ? જ્ઞાતિ શું બોલશે ? કુસુમ ગુંચવાઇ પણ તેનો નિશ્ચય તૂટયો નહિ.

“ ગમે તેમ થાય; પણ આ જુઠો કવિ મારે નથી જોઇતો. એના સ્નેહકુંણા સ્વભાવને સુરજ બ્હેનની ખાખ પર કવિતા લખી મારો સત્કાર કરતાં શરમ ન આવી ! એ સોનાનો હોય તોપણ મારે તો કથીરજ ! ક્યાં મારો આદર્શ પતિ ને ક્યાં આ દમ્ભી ભાવનાવાદી ? જયા બ્હેન સાચુંજ કહે છે. જ્યાં સુધી સ્ત્રીઓ આવા રાક્ષસી રિવાજોની સામે કમ્મર ન કસે ત્યાં સુધી કંઈ વળવાનું નથી. સ્ત્રી સમાજનો ઉદ્ધાર થોડાક મુઠ્ઠીભર સુધારકોથી નથી થવાનો. તેને માટે તો સ્ત્રીઓએ પોતેજ કેસરીયાં કરવાં પડશે. ”

તે ચાર પાંચ પળ મૌન રહી. ચીમનલાલની મૂર્તિ તેની દૃષ્ટિ સમક્ષ ખડી થઇ. કુસુમ અનિમિષ ખિલખિલ હસીઃ

" આ મારો આત્મજેતા યશસ્વી સ્વામિન્ ! આ મારો આશા-કેન્દ્ર હૃદયનાથ ! મારો પૃથ્વી પરનો પ્રભુ ! આને મારે પ્રેમ થાળ ભરી ભરીને ધરાવવો ! હું પણ કેવી મૂર્ખી બની હતી ? મને પણ કેવી ભયંકર કેફ ચઢી હતી ? જયા ! વ્હાલી બહેન ! તેં જો એ કેફ ન ઉતારી હોત તો મારૂં જીવન ધૂળમાં મળત. પ્રભુ તારૂં કલ્યાણ કરો " જયા તરફ આભારથી ભળી પડતાં હૃદયે જયાને આશિષ દીધી. ચીમનલાલમાં છૂપાયલો–માની લીધેલો ઈન્દુ કુમાર ઉડી ગયો. હવે ચીમનલાલ–એકલો ચીમનલાલ તેનાં જુઠાં સ્વપ્નાંથી કુસુમને વરવો લાગ્યો.

'ઇન્દુકુમાર' ના કથન જરા પલટાવી કુસુમ બબડીઃ

" અમે તો રસ રાજ્યની રાણીઓ ! અમે પાઇએ એટલું જ પાણી પુરૂષો પીએ; વાદળી વરસે તેટલું જગત પામે. અમૃતના સરોવર સમાં ઉંડાં અમારાં ઘેરાં નયન, સોના રૂપાના થાળ શાં વદન, અને કીર્તિની કોર જેવી, નાચતી ને જગનચવતી અલકલટો– એ શું ચીમનલાલ જેવાનાં કાવ્યોની બનાવટી સામગ્રીઓ છે ! "

કુસુમ થંભી.

પુનઃ વિચારમાળા આગળ ચાલી.

" નાનાલાલનેય કોણ જાણે શું ભૂત ભરાયું છે ? " કુસુમ પોતાના આદર્શો ભૂલી કવિની સમાલોચક થઈઃ " આવી સુંદર ભાવના ! આવા રમ્ય શબ્દો ! સ્વર્ગના મીઠા મધુરા અમીરસ સમી એમની વાણીને " કાવ્ય " ની પેઠે ગોઠવવામાં કવિને કઇ જાતની 'કલા' જણાતી હશે ? ગેયત્વ ન હોય તો ભલે–અમે એમને પદ્યમય ગદ્યના લેખક તરિકે પૂજીશું; પણ આમ કવિતાની પેઠે લીંટીઓ ગોઠવવાથી ગદ્ય પદ્ય બની જતું હશે ? "

પુનઃ તે વિચારમાં પડીઃ

" ભલે હું કુમારી રહેતી ! છો મારા આદર્શો મારી પાસે

પડયા રહેતા! એ રમ્ય આદર્શોને હું પુરૂષના રમકડાં બનાવવા નથી માગતી. હું સ્ત્રી છું–મારા સ્ત્રીત્વને લજાવી, સ્ત્રીજાતિનું ભયંકર અપમાન કરનારને હું મારી દેહ નથી વેચવાની." થયું. કુસુમનો બધો આનંદ ઉડી ગયો અને તેની જગ્યા વીરાંગનાના શૌર્યે લીધી. તે જયાની પેઠેજ હિંદુ સમાજ સામે યુદ્ધમાં ઉતરવા તૈયાર થઇ.

"હું પ્રથમ માત પિતાને વીનવીશ–રડીશ- કરગરીશ. જો નહિજ માને તો પછી મારૂં હૃદય કહેશે તે રસ્તે જઇશ. પણ ઓ પ્રભુ! તું મને બળ આપજે. મને નિર્બળ ન બનાવતો. આ ગરીબ દેશની ગાય જેવી કન્યાને તારે જોઇએ તો આ દુનિયામાંથી ઉપાડી લેજે. પણ મારા આદર્શોના ખુનીની ગુલામગીરી મને ના સોંપતો!—"

મનુષ્યનો સ્વાભાવિક ગુણ એવો છે કે તેને જ્યાં સુધી એક આદર્શની લગની લાગતી નથી ત્યાં સુધી તે સમાજના જુલમો સામે માથું ઉંચકતો નથી. એકવાર આદર્શની ધુન જાગ્યા પછી નિર્બળમાં નિર્બળ માણસો પણ તેની પાછળ શહીદની પેઠે કુરબાની કરી જાય છે. કુસુમની સમાજ સામે રણાંગણ ગજાવવાની તત્પરતા આદર્શની લગનીને આભારી હતી. એક સ્વર્ગીય આદર્શમાં રમ્યા પછી, તેનો ફલિતાર્થ થવાની પળે નિરાશાનાં વાદળાં ઘેરાઈ આવતાં જે શોક થાય તેવો શોક કુસુમને પણ થયો. છતાં તે અડગ રહી. તે ઇન્દુ કુમારની "કાન્તિ" થવા માગતી હતી. તેનો ઇન્દુ કુમાર બનાવટી નીકળ્યો. આ આઘાત બાળાના કોમળ હૃદયને ભેદી નાખે તેવો હતો. અસામાન્ય સહન શક્તિથી તે આ વજ્ર પ્રહાર ખમી રહી ને થોડીક વાર પછી તેણે નીચેનો જવાબ જયા પર લખી મોકલ્યો:

પ્રિય બ્હેન,

તારી છેલ્લી ઘડીની કિમતી સલાહ માટે કયા શબ્દોમાં આભાર માનું? જયા બ્હેન! હું ખરેજ ભોળવાઈ ગઇ હતી. સુરજ બ્હેનનું મૃત્યુ મારી સ્મૃતિમાં પણ ન્હોતું. બાર બાર વર્ષની સહચરીને બાર

દિવસમાં ભૂલી જવાનો અક્ષમ્ય અપરાધ કરનાર **ચીમનલાલ** મારી નજરમાં દેવ જેવો હતોઃ પણ તેં મને ચેતાવી. મારી આંખ પરની અંધારી હવે ઉડી ગઈ છે.

હમણાં લાંબો પત્ર લખવાની મને ફુરશદ નથી. માત પિતા, સમાજ, સગાં વ્હાલાં, આદિ સામે ટૂંક સમયમાંજ મારે વિગ્રહ જાગશે એવો ભય છે. આ વિગ્રહમાં પ્રભુ મને બળ આપે એવી પ્રાર્થના કરૂં છું. બ્હેન ! છેવટે તને એક ખાત્રી આપું છું. જીવ જતાં પણ હું **ચીમનલાલને** નથી વરવાની.

લી.

**તારી કુસુમ.**

## પ્રકરણ ૧૭ મું.

### " ગાંડી છોકરી "

" ભલે એ પુરૂષોમાં રત્ન સમો હોય; તો પણ જે માણસના મનમાં પોતાની સ્નેહાળ પત્નીના મરણ માટે પાળેલા કૂતરા જેટલો પણ શોક થતો નથી તેની પત્ની બનીને ત્રિભુવનનું સુખ ભોગવવું તે મારે મન ઘોરતમ પાપ છે. " જયાના બળતા દીલમાંથી નીકળેલા આ શબ્દોની આગ કુસુમને રૂંવેરૂંવે લાગી ગઇ હતી. "

સુન્દરી સમાજના થતા હડહડતા અપમાનથી તેની છાતી ભેદાઇ ગઇ. ઘડી પહેલાંની હસતી, રમતી, કંઇકંઇ રસ ભર્યા સ્વપ્નાં જોતી કુસુમ હવે ચંડિકા બની. ચીમનલાલ પ્રતિ તેના દીલમાં અત્યંત તિરસ્કાર ઉપજ્યો અને પહેલીજ તકે તેણે પોતાના માતપિતાને વીનવવાનો નિશ્ચય કર્યો.

જયાને જવાબ લખી તે પુનઃ વિચારમાં પડી. તેની સામે ગંભીર કર્તવ્ય આવી પડયું હતું. જે માત પિતાએ આજસુધી તેનો પડતો બોલ ઝીલી લીધો હતો, જેમની હુંફાળી ગોદમાં તે આજ સુધી ઉછરી હતી તેમની સામે થતાં બાળાના કોમળ હૃદયને અસંત દુઃખ થયું. શું કરવું ? બીજો કોઇ ઉપાયજ ન્હોતો. કુસુમના માત પિતાએ પુત્રીના સુખનો પૂરે પૂરો વિચાર કરીનેજ આ સગાઈ નક્કી કરી હતી. પણ વિધાતાનું નિર્માણ કંઇક જુદુંજ હતું. અરધો એક કલાક સુધી તે વિચારમાં ને વિચારમાં બેસી રહી. ઘણા ઘણા વિચાર કર્યા પણ જયાની સલાહજ તેને સાચી જણાઈ. તેણે છેલ્લીવાર નિશ્ચય કર્યો ને તે દિવાનખાનામાં ગઇ.

તેના વદન પર શોક અને ગંભીરતા છવાઈ હતી. દિવાનખાનામાં તેનાં માતપિતા તેના લગ્ન વિષેજ મલકાતે મુખે વાતચીત કરી રહ્યાં હતાં. કુસુમનું કરમાયલું મ્હોં જોતાંજ ઉભયના પેટમાં ફાળ પડી.

"શું છે દીકરા ?–" જમનાએ વ્હાલથી પુત્રીના માથા પર હાથ ફેરવતાં કહ્યું.

"બા ! બાપુજી ! હું તમને એક અરજ કરવા આવી છું" નમ્ર–વિનીત સ્વરે તે બોલી

"શું છે બહેન ?–"

"મારે ચીમનલાલને નથી પરણવું–" કુસુમના સ્વરમાં દઢતા આવી. સ્થિર નયને તે માતપિતા તરફ જોઈ રહી.

"શું ?–" જાણે પગ આગળ હોવિટ્ઝર તોપનો ગોળો આવી પડયો હોય તેમ આશ્ચર્યચકિત થઇ છગનલાલ બોલી ઉઠયો. જમના આ સત્ય છે કે સ્વપ્ન તેનો વિચાર કરવા લાગી.

"બાપુજી ! હું કરગરીને તમને વિનવું છું કે મારી સગાઇ તોડી નાખો–" કુસુમ પુનઃ બોલી.

"સગાઇ તોડી નાખું ? કુસુમ ! બહેન ! તું શું કહે છે ? તું ગાંડી તો નથી થઈ ?"

"નહિ બાપુજી ! હું ગાંડી નથી થઇ. તમારા દીલપર ઘા કરતાં મને મોત જેવું દુઃખ થાય છે. હું ઇચ્છું છું કે આજ પળે યમ-રાજાના દૂત મને ઉપાડી જાય. મારે ચીમનલાલ સગા ભાઈ જેવો છે."

"ગમે તેમ શું લવલવ કરે છે ? સીધી વાત કરની !–" જમના પોતે સ્વમામાં નથી એવી ખાત્રી થતાં સહેજ ગરમ સ્વરે બોલી.

"બા ! સુરજ બ્હેનને મરી ગયાને કેટલા દિવસ થયા ?—"

"એએક મહિના થયા હશે."

"બરાબર ! જે માણસ સુરજ બ્હેનને આટલી વારમાં ભૂલી જાય તે મને ન ભૂલી જાય ?"

"એટલે ?–"

"જે પુરૂષ પોતાની પત્નીના મરણ પછી એક પખવાડીયામાં બીજી લાવતાં શરમાતો નથી તે મને શું સુખી કરવાનો હતો ?"

" ગાંડી રે ગાંડી !–" છગનલાલ માયાળુ સ્વરે બોલ્યા: " એમાં ચીમનલાલનો વાંક નથી. આપણી ન્યાતનો રિવાજ જ એવો છે કે એક સ્ત્રી મરી જતાં તુરતા તુરત બીજી સગાઇ થવી જોઇએ–"

" ને તેમ ન થાય તો ?"

" તેમ ન થાય તો જન્મ સુધી વાંઢો રહે " જમનાએ તાપસી પૂરી.

" ચીમનલાલ પ્રથમથીજ સગાઇ વિરૂદ્ધ હતા. તેમને ઠેકાણે લાવતાં આભ અવનિ એક કરવા પડયાં છે બ્હેન !—"

" નહિ બાપુજી ! નહિ. ચીમનલાલની પહેલાની આનાકાની સ્મશાન વૈરાગ્યનું પરિણામ હતું. એ ચોકખો દમ્ભ હતો. સુરજ બ્હેનના અવસાનપર એમણે રચેલાં કાવ્યો તમે વાંચ્યાં છે ? તેમાં એ કહે છે કે સુરજની પાછળ પોતે પણ ઝૂરી ઝૂરીને મરી જશે. ઝૂરી ઝૂરીને મરી જવાની વાત તો બાજુએ રહી પણ દશપંદર દિવસમાં સુરજ બ્હેનને તદ્દન ભુલી જઇ એ બીજી પરણવા તૈયાર થયો છે. અમારૂં સ્ત્રીઓનું આ કંઇ જેવું તેવું અપમાન છે? હું એ અપમાન કદિ પણ સાંખવાની નથી. "

" હવે બેસને સ્ત્રીના અપમાન વાળી! નાને મ્હોડે મોટા બોલ બોલે છે ? શરમ નથી આવતી ? જરા નાનામોટાનું ભાન તો રાખ ! ચીમનલાલ જેવો લાયક જુવાન બીજો કયો છે ?–" જમનાનું મગજ વીફર્યું. આવો વિરોધ દીકરીથી નજ થઇ શકે એવી તેની અતૂટ માન્યતા હતી.

" નહિ હોય તો હું કુંવારી રહીશ. "

" સરસ્વતીની દીકરી ખરીને ? જો મોટી ! લાડમાંને લાડમાં રાખી ત્યારે આટલી બધી ચઢી ગઇ ! જરા ડાહી થા બ્હેન ! તારા મગજમાં આ ભૂત કોણે ભરાવ્યું ?"

" કોઇએ નહિ. સારૂં થયું કે મારી આંખ વહેલી ઉઘડી. ગમે તેમ થાય તો પણ હું સુરજ બ્હેનની ખાખ પર ગાદી નથી માંડ-

વાની–" કુસુમના સ્વરની દઢતા, તેના વદન પર તરવરતી ગ્લાનિ અને તેનાં નેત્રોની નિશ્ચલતા જોઈ છગનલાલ વિચારમાં પડયો.

" કુસુમ ! મેં તને લાડ કોડમાં ઉછેરી તેનું આ પરિણામ ?–"

" તમેજ વિચાર કરી જુઓ પિતાજી ! ચીમનલાલનું વર્તન તમને એક મહા દમ્ભી જેવું નથી લાગતું ?–"

" દુનિયાના બધાજ જુવાનો એવા હોય છે. "

" હશે. દુનિયાના એવા જુવાનોને જોઇએ તેટલી બૈરી મળી રહેશે. મારે એની પટરાણીનું પદ નથી જોઈતું. "

" કુસુમ ! તેં તો કહી નાખ્યું કે તારે નથી પરણવું પણ દુનિયામાં એવું ગાંડપણ નથી ચાલતું. આપણા કુટુંબનો બોલ કદિ તુટયો નથી. બ્હેન ! આપણી ન્યાતમાં એક વાર સગાઇ થયા પછી તે નાતરીયા ન્યાતની પેઠે તોડી શકાતી નથી. " છગનલાલે વ્હાલથી કુસુમને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

" ત્યારે તમે મને જાણી જોઈને અંગારામાં નાખશો ? બાપુજી ! તમને તમારી દીકરી કરતાં ન્યાતનો જંગલી રિવાજ વધારે વ્હાલો છે ? જે ન્યાત બળતી ચીતા પર બીજા લગ્ન કરવાની છુટ આપે તે ન્યાતને જીવવાનો કંઈ હક છે ખરો ? " કુસુમનો સ્વર તીવ્ર થયો. તેની આંખ ચમકી રહી.

" જો કુસુમ ! તારા બાપની સામે આમ કાતર જેવી જીભ ન ચલાવ સમજી ? દીકરીની જાતને મોઇ દાંડીઆની રમત નહિ છાજે ! આજકાલ કેટલાક ઉદ્ધત જુવાનીઆઓ મડમ લાવવાની ધુનમાં પડયા છે તેમ દીકરીઓ મનપસંદ માટી પરણવાની વાત કરે તે નથી ચાલવાનું... " જમનાનો પીતો ઉકળ્યો.

" બા ! હું પગે પડીને માગી લઉં છું કે તારે જોઇએ તો મને બળતી ચેહમાં ફેંકી દે, કુવામાં નાખ પણ આ સગપણ તોડી નાખ–"

"પણ તને એવું શું પડયું? ચીમનલાલ જેવો ધનવાન, ભણેલો ગણેલો લાયક વર તું ક્યા ચુલામાંથી શોધી લાવવાની ?—"

"કમનસીબી એ છે કે હું માથું પટકીને મરી જાઉં તો પણ મારી વાત તું સમજી શકવાની નથી. બાપુજી ! તમારે આવીજ રીતે મારો ભોગ આપી દેવો હતો તો મને ભણાવી શા માટે? અમને ઉંચા ઉંચા મનોરથોના મિનારા બાંધવા દઈ અચાનક અંધારી ખાઇમાં શા માટે ધકેલી દો છો?"

"આ તું બકે છે શું? કુસુમ!"

"લો, હવે આ દીકરીને બહુ ભણાવી તેનું પરિણામ! કહે છે કે પરણવું નથી! ડોસો કુંવારો રહે–કંઇ ડોસી કુંવારી રહી સાંભળી છે ?—"

"બા! અસલના વખતમાં ગાર્ગી ને સરસ્વતી જેવી દેવીઓ કુંવારી ન્હોતી રહી ?–"

"એ જમાનો ગયો. એ જમાનાના લોકો ગયા. આ તો કળીયુગ છે–"

"જેવી માણસની ભાવના તેવો યુગ! જો મારા વિચારો શુદ્ધ હોય તો મારે માટે સત્યયુગ છે–"

"કરો વકીલાત હવે આની સાથે ?–" છગનલાલ તરફ જોઇ જમના કંટાળીને બોલી.

"કુસુમ! કુસુમ! જરા ડાહી થા. દીકરી! તને આવું ન શોભે. જો ચીમનલાલમાં બીજો દોષ હોય તો મને કહે. પણ આવી ગાંડી વાત જવા દે–"

"એ હીરા જેવો હોય તોપણ મારે નકામો છે બાપુજી! જેને સ્ત્રીની કિમ્મતજ નથી તે મારો પતિ થવાને નાલાયક છે."

"અરે વાહરે રાજા વિક્રમની દીકરી!" જમના માતાનું વ્હાલ ભૂલી વ્યંગ કરનારી સ્ત્રી થઈ ગઈ: "શું રૂઆબથી વાત કરે છે!

તમે પણ શું ઢીલી દોરી મૂકો છો? આજે આટલું બોલે છે. તો કાલે તો તમારા ને મારા માથા પર છાણાં થાપશે. પારકે ઘેરે એનો આવો મીજાજ કંઇ એની મા સાંખવાની હતી?—"

"તું એના પર ધ્યાન રાખજે. છોકરીનું મગજ કોઇએ વિફ્રાવ્યું લાગે છે." છગનલાલ ગંભીર સ્વરે બોલ્યા.

"તમારી દીકરીને કોઇ વીફ્રાવી શકે એમ નથી. બાપુજી! આ તો દીવા જેવી સ્પષ્ટ વાત છે. ચીમનલાલ મારી જાતિનો વિદ્રોહી છે. એ વિદ્રોહીની સાથે મારે સંબંધ નથી જોડવો—"

"જા—જા—ગાંડી!—"

"એમ! તમે મને ગાંડી ગણીને હસી કાઢો છો! ઠીક છે. હું પણ જોઉં છું કે તમે મને બલાત્કારે કેમ પરણાવો છો!—" કુસુમ દૃઢતાથી બોલીને ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલી ગઇ.

"એના પર હવે ચાંપતી નજર રાખજે. ઘરમાંથી બહાર જાય તો તું સાથે જજે—" છગનલાલે જમનાને કહ્યું. જમનાએ એ હુકમનો અમલ કરવામાં જરા પણ મંદતા ન બતાવવાનો ક્યારનો નિશ્ચય કરી મૂક્યો હતો.

## પ્રકરણ ૧૮ મું.

## "હું તમને જીંદગી સુધી ધીક્કારીશ."

કુસુમની દશા જયા જેવીજ થઇ. જયાને અભણ માતા નડી હતી. કુસુમની માતા પણ તેવીજ નીકળી. છગનલાલને પોતાનો 'વટ' ન જાય તેની ભારી ચિંતા હતી. દીકરીનું ભવિષ્ય ધૂળમાં મળે તો ભલે; પણ વટ ન જવો જોઇએ. 'વટ' એટલે એક જંગલી અને પીશાચી રિવાજને નમણું આપવું તે! આવા અર્થહીન ટેક પાછળ પોતાના નિર્દોષ સંતાનોના બળીદાન આપનારા હિન્દુઓ આર્ય સંસ્કૃતિના ખૂનીઓ ન ગણાય?

કુસુમને માતપિતા તરફથી નિરાશા મળી. પણ તેના અંતરાત્માની શક્તિ પર તે મુસ્તાક હતી. જયા જેવી સિંહણ તેને પડખે ઉભી હતી. જયા એકબેવાર કુસુમને મળી ગઇ—તેણે કુસુમના નિશ્ચયને અચળ બનાવ્યો. બન્ને સખીઓએ સાથે મળી પુરૂષ સમાજના દોર તોડવાની પ્રતિજ્ઞા લીધી.

ઇન્દુલાલને આ વાતની ખબર પડી ત્યારે તે તો ચકિતજ થઇ ગયો. જયામાં તેને અદ્દભૂત શક્તિ જણાઇ. ચીમનલાલને સમજાવી સમજાવીને થાકી જવા છતાં જે કામ ન થયું તે જયાના એક પત્રે કરી નાખ્યું. જયા માટે ઇન્દુના દીલમાં વ્હાલ ઉભરાયું. આવી વીરાંગનાઓ હજુય અમારે ત્યાં પાકે છે પણ અમને તેની કિમ્મત નથી એમ તેને લાગ્યું.

કુસુમ હવે માથા પર ઝઝૂમતી જૂઠા લગ્નની બેધારી તલવારથી શી રીતે બચી જવું તેના ઉપાય શોધવા લાગી. તેણે પુનઃ જમનાને વીનવી. છગનલાલ સમક્ષ જોઇ રોઇ.

"મને રસ્તે રખડતી ભીખારણ કરો—મારી નાખો—કુવામાં ફેંકી દો—પણ આ લગ્ન અટકાવો—" કુસુમની આંખમાંથી મોતી

જેવા અશ્રુ બિંદુઓ દડદડ વહેવા લાગ્યા. પણ તેનાં માતપિતા પર તેની કશી અસર થઈ નહિ. જમનાને તો એમજ વસી ગયું હતું કે કુસુમ કંઇ કાળું ધોળું કરી આવી છે તેથી જેમ બને તેમ જલદી તેને પીડી ચઢાવી દઇ પારકી કરી નાખવી જોઇએ. છગનલાલ પોતાના ટેક માટે મરી જતો હતો. 'કપોળની ન્યાતમાં મારૂં નામ બૂડે ? મારે ત્યાંથી વિવાહ તૂટવાની પ્રથા પડે ? નહિ. પ્રભુએ ધાર્યું હશે તે થશે' આવા વિચારથી છગનલાલ અડગ રહ્યો. બન્નેની ખાત્રી હતી કે કુસુમના મગજમાં ભરાયલું ભૂત ચુંદડી ઓઢતાં ઉડી જશે ને કુસુમ ચીમનલાલ સાથે સુખી થશે. નવયુગમાં કેવા આત્માઓ જન્મે છે તેની ઉભયને ખબરજ ન્હોતી. એ આત્માઓ રડશે, ટળવળશે, ભૂલો કરશે, ખતા ખાશે, અંધાધુંધી જગાવશે, પોતે જંપશે નહિ ને બીજાને જંપવા પણ દેશે નહિ અને અંતે મરી જશે. પણ પોતાની ધૂન નહિ છોડે—એ વાતજ છગનલાલ જેવા માણસના મનમાં ઉતરતી નહિ. આવા માણસો મનમાં બધું સમજે છે. કુસુમની લડત સાચી હતી એમ છગનલાલને પણ લાગ્યું હતું પણ નાદાન ટીચકી જેવી ધુની છોકરીની કોડીની કિમ્મત ગણનારી સમાજના જુગજુગ જુના સંસ્કારો તેને રૂંવેરૂંવે પચી ગયા હતા. આવા માણસો આવી વખતે પ્રેમ, દયા, સૌજન્ય, ધર્મ અને નીતિને છાપરે મૂકી દે છે. તેમને એકજ ચડસ ચઢે છે ને તે પોતાનો કક્કો ખરો કરવાનો. કુસુમના સઘળાં રૂદન વ્યર્થ ગયાં. ભીષ્મ યા કર્ણ જેવા યોદ્ધાને ચળાવે એવાં કુસુમનાં અશ્રુબિન્દુઓ હિન્દુ સમાજ ને તેના માતપિતાને ચળાવવાને અશક્ત નીવડયાં.

જમનાએ કુસુમ પર હવે આપખુદ નોકરશાહી જેવી સત્તા ચલાવવા માંડી. કુસુમથી બહાર જવાય નહિ, મિત્રોને રજા સિવાય મળાય નહિ, એવાં કંઇ કંઈ મનાઈ હુકમો જમનાની સરકારે બહાર પાડયા.

કુસુમે ધીમેધીમે હૈયું સખત કર્યું. માતપિતાની અજ્ઞાનતા પર

તેને દયા આવી. ચીમનલાલ જાણી જોઇને તેનો ભોગ લેવા માગતો હતો તેથી તેના તરફ ધિક્કાર છુટયો.

લગ્નની તૈયારી થઇ રહી. ભાત ભાતના વસ્ત્રાભુષણોની ખરીદી વરપક્ષ તરફથી થવા લાગી. જમના મલકાઇને દીકરી આગળ રંગ-બેરંગી સાડીઓ ને મોહક અલંકારોની વાત કરતી. કુસુમ એ રસીલી વાત સાંભળી ધિક્કારથી હસતી. આમ બે ત્રણ મહિના વહી ગયા.

આષાઢ સુદ પૂર્ણિમાએ લગ્ન લેવાયાં. કુસુમની ચિંતા વધી. સાત દિવસ પછી તેના જીવનપર અણગમતી માલીકીનો સીક્કો પડનાર હતો. લગ્ન એટલે પ્રાણ વિકાસનું મહાવ્રત! અહિંયા જૂદીજ સ્થિતિ હતી. લગ્ન એટલે ભયંકર બળિદાન! સ્વર્ગપંથે સંચરવાનો ધોરી માર્ગ નહિ પણ નર્કમાં ગબડાવી નાખનારી ભયંકર ખાડી! આ ખાડીમાં પડવાનો ઇનિકાર કરવાના ગુન્હા માટે નમ્ર, સ્નેહાળ, પવિત્ર કુસુમ ઉદ્ધત, એઅક્કલી અને ગાંડી લેખાઇ હતી. તેના માતપિતા તેને દુશ્મન જેવી જોતાં હતાં. પિતા કરતાં માતાની સત્તા વધુ કપરી અને કરડી થઇ હતી. કુસુમ આ રિવાજઘેલા પામરોના ધમપછાડા જોઈ તુચ્છકારથી હસતી. તેની પળે પળે ખાત્રી થતી જતી કે આ સમાજના દહાડા હવે ગણાઈ રહ્યા છે.

બે દિવસ વહી ગયા. કાળને કોઇની પરવા નથી. કુસુમની મોતની ઘડી નજીક આવતી ગઈ. ત્રીજે દિને કુસુમે લાગ સાધ્યો. જમ-નાની નજર ચુકાવી તે ઘરમાંથી બહાર નીકળી. સીધી તે ચીમનલાલને ઘેર પહોંચી. ચીમનના માતપિતા ઘરમાં ન્હોતા. નોકરો કુસુમને જોઈ અજબ થયા. ચીમનલાલ પોતાના ઓરડામાં બેસી 'મેઘદૂત' વાંચતો આરામ ખુરશીપર પડયો હતો. મ્હોડામાં 'હવાના' સીગાર સળગતી હતી અને ધુમાડાના ગોટા ઓરડામાં આમતેમ ઉડી રહ્યા. હતા. કુસુમ સીધી તેના ઓરડામાં ગઇ. ચીમનલાલ અવાક્ થઈ ગયો. એક સત્તાધીશ રાણી પેઠે કુસુમ તેની સામે ઠસ્સાથી ઉભી

રહી. તેની આંખમાં નિશ્ચલતા હતી. વદને જ્યોતિ ઝગઝગતી હતી. આજ વદનને ચીમને ચંદ્રવદન કહ્યું હતું–આજ નયનો તેને જાદુભર્યા લાગ્યાં હતાં. આજે તેને જુદોજ અનુભવ થયો. તેની સામે કોઈ શકિતવંત દેવી જાણે તેને શાપ દેવા ઉભી હોયની એમ તેને લાગ્યું. એક પળ–ફકત એકજ પળ તે કમ્પ્યો. બીજી પલે તે હસ્યો. એ હાસ્ય બહુ ફીકકું હતું.

" તું અહિંયા ?–" તે બોલ્યો.

" હા, હું કુસુમ અહિં આવી છું. શા માટે આવી છું તે જાણો છો ? "

"નહિ. બેસ તો ખરી."

" આભાર ! બેસવાની જરૂર નથી. ચીમનલાલ ! આ તમારોજ નિબંધ છે ને ?–" કહી કુસુમે 'લગ્ન' પર ચીમને લખેલી પત્રિકા તેના હાથમાં મૂકી.

" હા—"

" એમાં તમે એક પત્નીવ્રતના ગુણગાન ગાયા છે. સીતાના સતીત્વ સાથે રામના પત્નીત્વને સંભાર્યું છે. આ સુંદર વાતો લોકોને ભમાવવાનેજ લખી હતી ?—"

" નહિ."

" ત્યારે તમે આપણા લગ્નની વિરૂદ્ધ છો ?"

" નહિ—"

" સ્પષ્ટ વાત કરો. તમે આપણી સગાઈ તોડી નખાવશો !—

" શા માટે ? "

" એટલા માટે કે તમારી મૃત પત્નીની ખાખપર નવું સ્નેહમંદિર બાંધવામાં ઘોર પાપ છે. તમે એવું પાપ કઈ જીંદગી માટે કરવા તૈયાર થયા છો ? "

"કુસુમ ! શાંત થાઓ. મેં મારા વિચારો બદલ્યા છે. વહેવારમાં એકલી ભાવનાપર જીવાતું નથી—"

"વહેવારને શા માટે અંદર લાવો છો ? સુરજ બહેન મુઆને હજુ પૂરા ચાર મહિના થયા નથી તેટલામાં બીજી પત્ની લાવવામાં ક્યો વહેવાર સમાયો છે ?—"

"આપણી નાતનો રિવાજ તો તમે જાણુતાંજ હશો."

"હા. પણુ તમે તો જંગલી રિવાજોને જહન્નમમાં નાખવાની વાત કરતા હતા ! હવે એજ ઘાતકી રિવાજને વશ થઈ તમે તમારી જાતને દંભી અને પાખંડી પૂરવાર કરવા માગો છો ?"

ચીમન વિચારમાં પડયો. તેને લાગ્યું કે આ ઈન્દુલાલનું કામ છે. ઈન્દુએ મિત્ર થઈ શત્રુની ગરજ સારી એવી શંકા આવતા તેને ઇન્દુલાલ તરફ ધિક્કાર છૂટયો.

"તમને કોઇએ ભંભેર્યાં લાગે છે ?—" જેમ તેમ હસવાનો પ્રયાસ કરતો તે બોલ્યો.

"હું નાદાન કીકી છું ખરી ને એટલે લોકોની વાતથી ભંભેરાઈ જાઉં ! તમે પુરૂષો અમને વિચાર વગરની ઢીંગલીઓજ સમજતા લાગો છો."

"નહિ. કુમારી ! મારા વિચારો સ્ત્રીઓ માટે કેટલા માનભર્યાં છે તે તમે સારી પેઠે જાણો છો. વાત એમ છે કે એકલાનું જીવન જીવનજ નથી. સુરજ ગયા પછી મારા સ્નેહકુંણા સ્વભાવને લીધે જગત્ ખારૂં ખારૂં લાગે છે. એ ખારા સાગરમાં તમે મીઠી વીરડીનું સ્થાન ન સાચવો ?"

"નહિ. તમે સુરજ બહેનની પાછળ પત્નીવ્રત પાળવાના કસમ લીધા હતા. તમારા કાવ્યોમાં તમે સુરજબહેનની પાછળ ઝૂરી મરવાની વાતો કરી હતી. હવે એ સ્થાન મને આપતાં તમને શરમ નથી આવતી ?—"

"કુસુમ ! કુસુમ !—" ચીમનલાલનો સ્વર ગંભીર થયો: "તું મારી પત્ની થઈ ચૂકી છે. હવે ઉપરથી બ્રહ્મા નીચે ઉતરી આવે તોપણ કંઇ વળવાનું નથી. આપણા ભાવી સુખને ખાતર આ વાત ભુલી જા—"

"કાળાંતરે પણ હું મારી બહેનનો તમે કરેલો દ્રોહ ભુલવાની નથી. તમે આ સગાઈ તોડી નાખશો કે નહિ ?"

"નહિ. એમાં મારૂં કંઇ ચાલે એમ નથી."

"ચીમનલાલ ! તમને જે સ્ત્રી ધિક્કારે છે તેને પરણીને શો સાર કાઢશો ?"

"મારા પ્રેમના પ્રાબલ્યથી હું તેને જીતી લઇશ."

"એ કંઇ અપદ્યાગદ્ય રચવાનું નથી હો ! આ તો મોત જીવનનો સંગ્રામ છે."

"તું નાહક ગરમ થાય છે. આપણે ધારીએ તો સંસારમાં સ્વર્ગ ઉતારીશું."

"એવા સ્વર્ગને હું નવ ગજના નમસ્કાર કરૂં છું. બોલો, હું છેલ્લી વાર પૂછું છું. તમે મારો ભોગ લેવાની ના ન પાડો ?"

"મારૂં કંઈ ચાલે તેમ નથી." ચીમનલાલ હસ્યો. કુસુમ આજના જેવી સુંદર તેને કદિ પણ જણાઇ ન્હોતી. આવી સૌન્દર્ય દેવીને તજી દેવાની તેની ઇચ્છાજ ન્હોતી.

"તો હું તમને જીંદગી સુધી ધિક્કારીશ—"

આટલું કહી કુસુમ ચીમન તરફ નજર કર્યા વિના ચાલી ગઈ. છેલ્લા વાક્યથી ચીમન પાછો મુંઝ્યો, બે ચાર સીગારના દમ લીધા, જરા હસ્યો ને ઈન્દુલાલને ગાળો દેવા લાગ્યો.

## પ્રકરણ ૧૯ મું.

### લગ્ન મંડપમાં.

કુસુમ ઘેર આવી. તેને માથે અંગારા ધીખી રહ્યા હતા. આંખોમાંથી અગ્નિ ઝરતો હતો. ઘરમાં પગ મુકતાંજ તેની માતા સામી મળી. જમનાએ ડોળા કાઢી કહ્યું.

" ક્યાં ગઈ હતી ? "

" મારે સાસરે–" કુસુમ હસીને બોલી.

જમના જરા શાંત થઈ હસી.

" કેમ ? "

" મારા વરને જોવા. "

" જોઈ આવી ? ગમ્યો ને ? કેવો હીરા જેવો છોકરો છે ! "

કુસુમે કંઇ જવાબ ન આપ્યો. જમનાને આ વર્તનમાં ગુન્હો લાગ્યો. પણ દીકરી ઠેકાણે આવી ગઇ એમ માની તે ચુપ રહી. ચીમનને જોઈ કુસુમ ગાંડી થઇ ગઈ હશે એવી તેની કલ્પના હતી.

કુસુમ ગુપચુપ પોતાના ઓરડામાં ગઈ. બારણું બંધ કરી સોફાપર પડીને રોઇ–બાળક પેઠે રોઇ. આખી દુનિયાનાં દુઃખો તેના પર આવી પડયાં હોય એમ તેને લાગ્યું. તે માતપિતાને સમજાવીને થાકી–ચીમનલાલને વીનવવા ગઇ–પણ કપાળે નિરાશાજ લખાઈ હતી.

" હવે શું કરૂં ? શું મારૂં શરીર આખરે વેચાશે ? મારી મરજી વિરૂદ્ધ એ મારો ધણી થઇ બેસશે ? અરે રામ ! હિંદુ સંસારમાં સ્ત્રીઓને રડવા માટેજ તેં પેદા કરી લાગે છે. " કુસુમ વિચાર કરવા લાગી. " ઇન્દુકુમાર "ની ભાવના પાછી સ્મૃતિમાં તાજી થઇ.

" કુમારાને તો કરમાવાનું,

પછી હોય શું પુરુષ
કે શું સુન્દરીની વેલ......

"બરાબર ! પણ નિર્દોષ કૌમાર જીવનમાંથી બલાત્કારે અમને અણગમતા લગ્નની સાંકળે જોડવામાં કયો મનુ રાજી થતો હશે ? શા માટે રજપૂતોની પેઠે હિંદુઓ દીકરીઓને દુધપીતી કરતા નથી ? અમને જાણે અમે વહેવારની કોઇ સગવડભરી વસ્તુ હોઇએ તેમ અમારી મરજી વિરૂદ્ધ ગમે ત્યાં ફેંકી દેવામાં કઈ જાતનો ધર્મ સમાયો હશે ?" તેની વિચારમાળા તુટી. બારણા પર કોઇએ ટકોરા માર્યા. કુસુમે ભીની આંખો લુછી નાખી બારણું ઉઘાડ્યું.

"ઓ જયા બહેન !–" જયાને વ્હાલથી ભેટી પડતી કુસુમ બોલી: "તમે ?"

"હા બહેન ! તારી બા મારા પર ગુસ્સે થઈ લાગે છે. એને મારા ઇતિહાસની ખબર પડી છે—"

"છતાં તને આવવા દીધી એ પ્રભુનો આભાર !–" કુસુમ જયા સાથે સોફા પર બેસતી બોલી.

"શું થયું ?"

"થાય શું ? આપણા સમાજમાં બધા જુલમગારોજ વસતા લાગે છે. બધા ઢોંગીઓ–બધા ધુતારાઓ–" કુસુમ ઉશ્કેરાઈ.

"તારાં માતપિતા નથી માનતાં ?"

"નહિ. આજે મેં એક સાહસ કર્યું—"

"શું ?"

"હું ચીમનલાલને મળી આવી."

"પછી ?"

"એ કંઈ સીધી રીતે માને ખરો ? એ તો મને જોઇને પાણી પાણી થઇ ગયો, મીઠી મીઠી વાતો કરી. પણ મારા શરીરનો ભોગ ન લેવાની ઉદારતા એ બતાવી શકયો નહિ."

"તેં શું ધાર્યું છે ?"

"કંઈ નહિ. જે થવાનું હશે તે થશે."

ઉભય સખીઓ વિચારમાં પડી. અચાનક કુસુમ હસી. તેને કંઈ નવી કલ્પના આવી. આ નવો વિચાર તેને એટલો બધો ગમી ગયો કે તેના આનંદનો પાર રહ્યો નહિ.

"બસ એ એમજ ઠેકાણે આવશે."

"તેં શું વિચાર કર્યો મીઠી !–"

"હમણાં નહિ કહું. જયા ! હવે હું તને ખાત્રી આપું છું કે ચીમન ધૂળ ચાટવાનો."

"શી રીતે ? મને કહે તો ખરી ?"

"કોઇને નહિ કહે તો કહું !"

"લે આ વચન !—"

કુસુમે જયાના કાનમાં કંઈ કહ્યું. જયા ખડખડ હસી પડી. કુસુમ પણ હસી. ઉભયના આનંદનો અવધિ થયો.

"કુસુમ ! તું તો મારા કરતાંય જબરી નીકળી !" જયા કુસુમની પીઠ થાબડતી બોલી.

"હું તારી ચેલી છુંને જયા ! ગુરૂ કરતાં ચેલા સવાયાજ થવા જોઈએ–"

જયાએ રજા લીધી. કુસુમ હવે આનંદમાં રહેવા લાગી. તેના માતપિતાની ચિંતા ટળી. ગાંડી છોકરી ડાહી થયલી ગણાઈ. કુસુમને પીઠી ચઢી. બારણે સરણાઇ વાગવા માંડી. લગ્ન ગીતો ગુંજી રહ્યાં, જુદી જુદી ક્રિયાઓ ધામધુમથી થવા લાગી. ઉભય પક્ષ શ્રીમંત હોવાથી લગ્ન પાછળ ધુમ ખર્ચ થતો હતો. રોજ મિષ્ટાન્ન ઉડવા લાગ્યાં. કુસુમ–ચીમનલાલની માની લીધેલી પત્ની આ તમાસો આનંદથી જોઈ રહી.

પૂર્ણિમા આવી. આજે કુસુમ અને ચીમનલાલની લગ્ન તિથિ હતી. ગૃહશાંતિ થઈ–સાંજ પડી. છગનલાલે વિશાળ સુંદર મંડપ બંધાવ્યો હતો. વરપક્ષના સ્વાગત માટે નાના વિધની તૈયારી કરી હતી. સઘળે વીજળીની બતીઓ ઝળહળી રહી હતી.

રાતે આઠ વાગે વરઘોડો આવ્યો. લાલદાસ શેઠે એકના એક દીકરાના વરઘોડા પાછળ પાણી પેઠે પૈસો વેર્યો હતો. કુસુમ પોતાનીજ થવાની એ ખ્યાલથી ચીમન મલકાઈ રહ્યો હતો. બેંડ અને નગારાંના નાદ સાથે વરઘોડો આવ્યો. સ્ત્રીઓમાં ગીત ગાવાની તીવ્ર હરિફાઇ ચાલી. વરરાજા પોંકાયા ને લગ્ન મંડપમાં બીરાજ્યા. બ્રાહ્મણોના મંત્રો શરૂ થયા. સાવધાનની નેકી પોકારાવા લાગી. અમદાવાદના મોટા મોટા માણસો મીજલસમાં હાજર હતા. આખો મંડપ ચીકાર ભરાઇ ગયો હતો, એક બાજુ સ્ત્રીમંડળ ગોઠવાયું હતું. બધાંય આનંદમાં હતાં. કપોળ ન્યાતના મ્હોમાં હજુ બન્ને પક્ષે જમાડેલા પકવાન્નનો સ્વાદ હતો. યુવાન સ્ત્રીઓ ચીમનલાલ જેવો પતિ પામવા માટે કુસુમની અદેખાઇ કરી રાજ્યવંશી પોષાકમાં "બાંદી" ને લેવા આવેલા ચીમનલાલ તરફ તાકી તાકીને જોઇ રહી હતી. અંતે કન્યા પધરાવાઈ. કુસુમનો મામો તેને માહ્યરામાં બેસાડી ગયો. લગ્નની ચુંદડીમાં કુસુમ અત્યંત મોહક લાગતી હતી. ઘુંઘટ સહેજ આડો કરી તેણે ચીમનલાલ તરફ નજર કરી. વચ્ચે અંતરપટ હતો છતાં ચીમન નવ વધુને જોઇ શકયો. તે હસ્યો–તેની કવિતાનો સાગર ઉભરાયો. કુસુમ હસી. તેણે ધારેલી યોજના અમલમાં મેલવાની ઘડી આવી. સઘળી હિમ્મત એકત્ર કરી તે બેઠી. તેને વદને શાંતિ અને નિશ્ચલતા છવાઇ હતી.

" હસ્ત મેલાપઃ " બ્રાહ્મણો બોલ્યા. કુસુમનો હાથ લઇ ચીમનને સોંપવાની ઘડી આવી. હિંદુ સમાજ ન કલ્પી શકે–ન માની

શકે એવો બનાવ આ પળે બન્યો. કુસુમ એકદમ ઉભી થઈ ઘુંઘટો ખેંચી લઇ તે સભાજનો સમક્ષ વીરાંગના પેઠે ગરજી.

" સશુર ! મહારાજ ! ચીમનલાલ મારો ભાઇ થાય...એની સાથે હું પરણુવા માગતી નથી...."

આખી મંડળી આભી થઇ ગઇ. કુસુમનાં માતપિતા–સ્ત્રી પુરૂષ સર્વ સ્તબ્ધ બની ગયાં. સૃષ્ટિના આરંભથી આજસુધી હિંદુ સમાજમાં કદિ ન બનેલો બનાવ બન્યો. બે ત્રણ મીનીટમાં સઘળાને ભાન થયું કે આ સ્વપ્નું નથી પણ સત્ય છે. છગનલાલનો પીતો ઉછળ્યો.

" બેસી જા !—" કહી તેણે કુસુમનો હાથ ઝાલ્યો. ચીમનને ધરતી પાસે માર્ગ માગવાનું મન થયું. કુસુમ આવો ફેસ્તો કરશે એવી તેને કલ્પના પણ ન્હોતી.

"" નહિ પિતાજી ! ચીમનલાલ સાથે હું જીવ જતાં પણ પરણુવાની નથી. આ હજારો માણુસોની મંડળીમાં હું જાહેર કરૂં છું કે જો બળજબરીથી મારો હસ્ત મેળાપ કરવામાં આવશે તો હું જીભ કરડીને આપઘાત કરીશ "

શું કરવું તેજ કોઇને સુઝયું નહિ. ચીમનલાલનો ચેહેરો મોત જેવો ફીક્કો થઇ ગયો. લાલદાસ શેઠ વીફર્યા.

" છગનલાલ શેઠ ? આ શું ધતિંગ છે ? "

" શાંત થાઓ શેઠ ! છોકરી ગાંડી થઇ ગઇ છે. કુસુમ ? બેસી જા દીકરી !–"

" નહિ નહિ લાલદાસ શેઠ ! હું પાગલ થઇ નથી પણ તમે બધા જુલમગારનો ધંધો લઇ બેઠા છો. તમારા દીકરાને પૂછો કે એ કયે મ્હોડે પરણુવા આવ્યા છે ? જે માણુસ એક પત્નીવ્રતના ભાષણો આપે, પ્રિયતમાની વાળની લટ ને પહાની પરની મેંદી પર કવિતા લખે, લગ્નને પ્રાણુવિકાસના મહાવ્રત સમું ગણાવે તેને

જાણે એકાદ કૂતરૂં મરી ગયું હોય તેમ એક સ્ત્રીને બે ત્રણ મહિનામાં ભૂલી જઇ બીજી કરવાનો શો હક્ક છે ? મેં તમારા પુત્રને પહેલાંથીજ ચેતાવ્યા હતા કે હું એમને કાળાંતરે પણ પરણવાની નથી. એમણે મારૂં કહ્યું ન માન્યું તેનું આ પરિણામ !—" હિમ્મતથી કુસુમ બોલી. તેની આંખો વિજયના આનંદથી હસી રહી. વદન પર અદ્દભૂત જ્યોતિ ઝગી રહી. બધા અવાક થઇ જડ જેવા બેસી રહ્યાં. કેટલાક જુના વિચારનાં સ્ત્રી પુરૂષો કુસુમને જીવતી ને જીવતી સળગાવી મૂકવાની વાત કરવા લાગ્યાં. જુવાનીઆઓને એક અદ્દભૂત તમાસો જોવાનો મળ્યો. ચીમનલાલના વિરોધીઓ હસવા લાગ્યા. લાલદાસ અને છગનલાલની દશા સાપે છછુંદર ધર્યા જેવી થઇ.

## પ્રકરણ ૨૦ મું.

### દુઃખી વિધવા.

જયા ગયા પછી કાંતિલાલની સ્થિતિ વિચિત્ર થઈ પડી. આવી માથાફરેલ સ્ત્રી સાથે પાનું પડવા માટે તે પોતાને કમનસિબ માનવા લાગ્યો. અધૂરામાં પૂરૂં તેની માતાએ તેને પૂરો પાગલ કરી મૂકયો. જીવકોર ડોશીએ મનમાં ગાંઠ વાળી કે હવે જયા પાછી આવે કે તેને સત્તાનો કોરડો બતાવી ઠેકાણે લાવવી. તેને એમજ લાગતું હતું કે જયાએ અક્ષમ્ય ગુન્હો કર્યો છે! એ ગુન્હા માટે જયાને જીવતાં જીવત રૌરવ નર્કમાં નાખવામાં આવે તો પણ કંઇ ખોટું નથી. કાંતિલાલને હવે ડોશીની વાતમાં ડહાપણ જણાવા લાગ્યું.

"તમે આજકાલના જુવાનીયા બૈરીઓને માથાપર ચઢાવો છો તેનું આ પરિણામ! રાંડોને વળી છુટ કેવી? લેતો જા હવે! આટલી અમથી ટીચકી કેવી કાતર જેવી જીભ ચલાવતી હતી તે જોઇને! જો તું મુછાળો મરદ હોય તો એને ઠેકાણે લાવ! એ રાંડ એના મનમાં સમજે છે શું?..." જીવકોર ડોશીએ દીકરાના કાન ભંભેરવા માંડયા.

કાંતિલાલ સ્ત્રીસન્માન અને સ્ત્રીસ્વાતંત્ર્યની બધીય વાતો ભૂલી ગયો. તેની રજા પૂરી થવા આવી. થોડા દિવસમાં તેને મુંબઇ જવાનું હતું. તેણે હર્ષદરાનપર લાંબા લાંબા પત્રો લખવા માંડયા. જયાને તેણે અધર્મી, અસતી, પતિદ્રોહી ચીતરી. હર્ષદરાય શાંતિથી ટૂંકમાં એટલોજ જવાબ વાળતા કે 'જયાને તમે ઘણીજ અશાંત કરી મુકી છે. તેનું મગજ જરા શાંત થતાં અમે તેને મોકલી આપીશું.' કાંતિલાલ આ જવાબથી ગુસ્સે થયો. એ ગુસ્સાની આગમાં જીવકોર ડોશીએ તેલ રેડવાનો ઈજારો રાખ્યો હતો.

" ભાઇ ! સાસરીઆને નમી જશે તો બાયલો ગણાશે બાયલો ! આખો મહોલ્લો તારી રાંડની કહાણી જાણે છે. જો તું તેને ઠેકાણે નહિ લાવે તો તારા બાપની આબરૂપર પાણી ફરશે."

' બાપની આબરૂ પર પાણી ' ફરતું અટકાવવાનો નિશ્ચય કરી કાંતિલાલે વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેણે જયાને તુરતાતુરત રવાના કરવાનો હર્ષદરાય પર તીખો તમતમતો પત્ર લખી નાખ્યો. આ પત્રના જવાબમાં જયા સીધી સુરત આવવી જ જોઇએ એવી જયાના પતિદેવે આજ્ઞા કરી હતી. પણ જયા આવી નહિ. હર્ષદરાયે કાંતિલાલને મીઠો મીઠો પત્ર લખ્યો. તે બિચારાની દશા સૂડી વચ્ચેના સોપારી જેવી હતી.

કાંતિલાલ ' વંઠેલ વહુ ' ને ઠેકાણે લાવવાની ધુનમાં પડયો હતો ત્યારે લલિતાની દશા જૂદીજ હતી. એકલી લલિતાજ જયાની પક્ષકાર હતી. તેણે કાંતિલાલ આગળ એક બે વાર જયાની પ્રશંસા કરી. પણ એ પ્રશંસાની અસર ઉલટીજ થઇ. જયાએ કાંતિલાલની લગ્ન પછીની મધુર રાત્રી કડવી ઝેર જેવી કરી નાખી હતી. જયા પરનો ગુસ્સો તેણે લલિતા પર ઢોળ્યો. નિરાધાર વિધવા હતાશ થઇ ગઈ. જીવકોર ડોશીની તેના પર કરડી નજર હતીજ. હવે સગો ભાઈ રૂઠયો. લલિતાપર નાના પ્રકારના લશ્કરી હુકમો છુટવા લાગ્યા. જયા તેને ગુરૂમંત્ર ભણાવી ગઈ હતી. તે ડરી–પણ શરણે થઇ નહિ. મંગળા નર્સની દવાથી તેને આરામ થતો જતો હતો. દવા લેવાની તેને મના થઈ પણ જયાની ચેલી દવા લેવા ન જાય એ હવે સંભવિત નહોતું.

" મને મારી નાખવી હોય તો ઝેરનું પડીકું આપી દો. પણ જીવતાજીવત ના રીબાવો. " એમ કહી તે મંગળા પાસે દવા લેવા જતી. કાંતિલાલે દવાના પૈસા આપવા બંધ કર્યા. મંગળાએ ઉદારતાથી પૈસા લેવાની ના પાડી. પંદર દિવસમાં લલિતાના વદનપર તંદુરસ્તીની લાલી આવી. મંગળા તેને જોઇ હસી. લલિતાને આનંદ

થયો. એક મહિનામાં તે તદ્દન સાજી થઈ ગઇ. રોગ નષ્ટ થયા પછી તે બે ચાર દિવસે મંગળાને ત્યાં જતી. જીવકોર ડોશી છાતી માથાં કુટી રહી. લલિતાને નહિ કહેવાય એવા બોલો કહેવા લાગી. પણ લલિતાએ હવે વજ્રની છાતી બનાવી હતી. સ્વતંત્રતા જાળવવાની તેની દૃઢતા સૈરક મંડળમાં નફટાઈ ગણાવા લાગી. આમ જયાએ કાંતિલાલના ઘરમાં એક નવી બંડખોર ઉભી કરી. દુર્ભાગ્યવશાત્ એ નવી બંડખોરમાં જયા જેવી શક્તિ ન્હોતી. જીવકોર ડોશી અને કાંતિલાલે તેને તરતજ તાબે કરી. લલિતાને જીવકોર ડોશીએ લાલ આંખે કહ્યું:

" ક્યાં મરે છે ? "

" મંગળા બહેનને ત્યાં !–"

" જહન્નમમાં જાય તારી મંગળા બહેન !–" કાંતિલાલ બરાડયો: " એ વંઠેલ વાંદરીનું તારે શું કામ છે ? "

" મોટા ભાઈ !–" લલિતા નમ્ર સ્વરે બોલી: " એ દયાની દેવીને લીધે હું જીવતી રહી છું. "

" નહિ તો ?–"

" નહિ તો મરી જાત–"

" મરી જાત તો દુનિયા ક્યાં રંડાઈ જવાની હતી ! રાંડી દીકરી મુએલીજ સારી !–" જીવકોર ડોશીએ માતૃપ્રેમની ધારા વહાવી !

" જો લલિ !–" કાંતિલાલે કરડી આંખે કહ્યું: " તારે જો મારે ત્યાં રહેવું હોય તો બાનો હુકમ માનવોજ પડશે. તું વિધવા છે તેનું ભાન રાખ ! જયા આવી ત્યારથી તારા માથામાં ભૂત ભરાયું છે પણ હવે હું એ લઇ ચલાવવાનો નથી. મંગળાને ત્યાં તો શું પણ આ ઘરની બહાર પણ તારાથી રજા વિના નહિ જવાય !–"

" ને જાઉં તો–"

" તો તારે રોટલા માટે રડવું પડશે. "

" મારૂં પલ્લું !–"

" બેસ, બેસ રાંડ પલ્લાવાળી ! આટલા દિવસથી અહિં હોજરૂં ભરે છે તે મફત ભરાય છે કે ?–' જીવકોરબા ફાટયાં. જયા સાથે ઘણા દિવસથી લડવાનું નહિ મળવાથી તેણે લલિતા સાથે યુદ્ધ કરવાની તક ઝડપી લીધી.

" ઓ રામ ! કયા ભવના પાપે તેં મને આ ઘરમાં જન્મ આપ્યો—" લલિતાની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. કાંતિલાલ મનુષ્યત્વ ભૂલી ગયો. લલિતાના કરૂણ રૂદનમાં તેને પોતાના કુળનું અપમાન દેખાયું. તેણે ક્રૂરતાથી લલિતાને ધક્કો મારી કહ્યું:

" એટલો બધો નખરો હતો તો કોઇ રાજાને ત્યાં જન્મ લેવો હતો !–"

લલિતા જમીનપર પડી ગઇ. તેના માથાનેસખત વાગ્યું. ડુસકે ડુસકે રોતી નિરાધાર વિધવા બોલીઃ

" આટલું બધું જોર હતું તો જયા બહેન સામે બતાવવું હતુંની !—"

" તારી જયા બહેન પણ હવે બરાબર સ્વાદ ચાખશે. " કહી કાંતિલાલે લલિતાને લાત મારી. જીવકોર ડોશી મલકાતી મલકાતી નિર્દોષ લલિતાપર ગુજરતો જૂલમ જોઈ રહી.

" લે રાંડ ! લેતી જા હવે ! બહુ ફાટી ગઈ હતી ! બોલાવ તારી જયા બહેનને હવે. "

વાંચનાર, આ ચિત્રમાં અતિશયોક્તિ નથી. અભણ હિંદુ કુટુંબોમાં દરરોજ બનતો આ બનાવ છે. કાંતિલાલ જેવા શિક્ષણ પર કલંક લગાડતા માવડીયા હીચકારાઓનો આપણે ત્યાં દુકાળ નથી.

દરરોજ બનતા આવા ભયંકર બનાવોથી હિન્દુસમાજ ત્રાસી જતી નથી. કેમકે તે એવા બનાવો જોવાને ટેવાઈ ગઇ છે.

લલિતા પર–નિરાધાર વિધવા બહેનપર પોતાની શક્તિ અજમાવી કાંતિલાલ મેડે ગયો. જીવકોર ડોશી જમીનપર પડી ચોધાર આંસુ રેડતી લલિતા તરફ નિર્દય નજરે જોઈ રહી.

"હવે ફેલ શાની કરે છે ? જા ! રસોઇની તૈયારી કર–"

"મા !-" કરૂણ સ્વરે વાતાવરણ ભેદી નાખ્યું:

"જરા તો દયા રાખ. શા માટે મને મરેલીને મારે છે ?–મારૂં કરમ ફુટી ગયું છે. ઉપર આભ ને નીચે ધરતી શિવાય મારૂં કોઈ નથી. શા માટે મારો જીવ લો છો ?"

"તારે સુખી રહેવું હોય તો પેલી રાંડનો નાદ છોડી દે ! એને પાછી તો આવવા દે. મેં જાણ્યું કે હશે, બચ્ચું છે ! પણ બચ્ચું માથે છાણા થાપે તે કંઈ ખમાય ? રાંડ પંદર દહાડામાં કેવી હોળી સળગાવી ગઈ ? મારા સોના જેવા ઘરમાં રોજ કંકાસ ! હવે જોઉં છું એનો કયો બાપ એને સંઘરે છે તે ! હું પણ એને ઠેકાણું લાવું તોજ ખરી !"

લલિતા કંઈ ન બોલી. વિશ્વમાં તેને ચોતરફ અંધકાર વ્યાપેલો જણાયો. તેની સગી જનેતા તેનું લોહી પીવા તરસી બની હતી. તેનો માજણ્યો ભાઈ તેના પર હાથ ઉગામતાં કમ્પ્યો ન્હોતો. ડુસકાં ખાતી તે રસોડામાં ગઈ.

"ઓ રામ! મારા કયા ભવના પાપ આ ભવે નડયાં! સમજ નથી પડતી કે મને શા માટે આમ રીબાવવામાં આવે છે ? આંગળા બ્હેનને ત્યાં જઇ હું બે ઘડી મારૂં હૈયું ખાલી કરૂં તે પણ એ લોકોથી જોવાતું નથી. એના કરતાં તો ઝેર ફાકીને મરી જવું બહેતર ! હું વિધવા થઈ, મારો ધણી બદચાલથી રોગી થઇ મરી ગયો, તેમાં મેં શાં પાપ કર્યાં ! મારાથી બહાર જવાય નહિ, કોઇ સાથે હસીને

બોલાય નહિ, સારાં વસ્ત્રો ન પહેરાય? શા માટે ? શું હું માણુસ નથી? મને આશા ન હોય, અભિલાષ ન હોય! લોકો પણુ મુઆ કઇ જાતના છે ! બધાજ જયાબહેન ને મારી પાછળ ખાઇ પીને મંડયાં છે. ઓ પ્રભુ ! તેં શા માટે મને જીવતી રાખી ? શા માટે મોત આપતો નથી ? મારા કરતાં તો રસ્તે રખડતા કુતરાઓ પણ વધુ સુખી હશે !..." વિધવા લલિતાનાં સુંદર નયનો પુનઃ તેના ગાલપર આંસુની ધારા રેડવા લાગ્યાં. તેના કરૂણ રૂદનથી વાતાવરણ કમ્પ્યું. ઓરડાની જડ દિવાલો શોક પામતી જણાઇ પણ આથીય કારમાં રૂદનો હિંદુસમાજનાં પોલાદી ચોકઠાંને પલાળી શકતાં નથી.

## પ્રકરણ ૨૧ મું.

### જુલમ.

જુલમ બાપરના ક્રોધની જ્વાલા લલિતાને બાળવા લાગી. કાંતિલાલ અને જીવકોર ડોશી હવે પૂરાં જુલ્મી બન્યાં. લલિતાને કોઇ ભયંકર ગુનેહગારની પેઠે ઘરની ચાર દિવાલોની વચ્ચે ઘેરી રાખવામાં આવતી. જરાજરા વારમાં જીવકોર ડોશીનો પીતો ઉકળી જતો ને કાંતિલાલ સગી બ્હેનને–નિરાધાર–વિધવા બ્હેનને 'મહાપ્રસાદ' નું દાન કરતો. જૂના વિચારની સ્ત્રીઓ જીવકોરડોશીની પાછળ નિંદા કરતી, તેને મ્હોડે તેની ચતુરાઇના આખ્યાન ગાતી અને આમ એક અભણ જુલમગારની સત્તાને પોષણ મળતું. લલિતાની દશા કરૂણ થઇ પડી. તેને વારંવાર આપઘાત કરવાના વિચારો આવવા લાગ્યા. દરરોજ વ્હાણું વાયે ગાળ ને મારની ભેટ તે બિચારી માટે તૈયાર રહેતી. મંગળાએ આણેલી તંદુરસ્તીની રાતી સુરખી પાછી અલોપ થઇ ગઇ. લલિતા દિનપર દિન સૂકાવા લાગી. પોતાના હીનભાગ્યને શાપ દેતી, જૂલમી ભાઇ અને માના પત્થરનાં કાળજાં જોઇ કમ્પી જતી ગરીબ વિધવાને જીંદગીનો છેડો લાવ્યા શિવાય એકે આરો ન જણાયો. તેની સઘળી વિનંતિ વ્યર્થ ગઇ. તેનાં કરૂણ રૂદન રાક્ષસોની છાતી ભીની કરી ન શકયાં. જીવકોરડોશી તેની માતા હોવા છતાં વેરણ બની હતી. આવી દશામાં લલિતાના મનની સ્થિતિ કેવી થઇ હશે તેનું વર્ણન કોઇ અનુભવી વિધવા પ્રગટ કરશે ?

કાંતિલાલની રજા પૂરી થઇ. તે મુંબઇ ગયો. જતી વખતે લલિતાને તેણે કરડો હુકમ સંભળાવ્યો.

" જો લલિ ! તારે આ ઘરમાં જન્મારો કાઢવો હોય તો બા કહે છે તેમ ચાલજે. તારી ભાભી આવ્યા પછી જો તું તેના મંત્ર ભણવા માંડશે તો રસ્તે રખડી ભીખ માગવી પડશે. સમજી ?"

લલિતા કંઇ ન બોલી. તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. ભાઇબહેન વિખૂટા પડે ત્યારે 'વ્હાલાંની વસમી વિદાય' ને લીધે આંખમાં ઝળઝળીયાં આવે. લલિતાની સ્થિતિ ન્યારીજ હતી. એક જુલમગારની છેલ્લી આજ્ઞાએ તેને રડાવી. કાંતિલાલ ટાંગામાં બેઠો ત્યારે તેણે છૂટકારાનો દીર્ઘ શ્વાસ લીધો. બે જૂલમીમાંથી એક નજર સામેથી દૂર થયો તેથી વિધવા કંઇક મલકાઇ.

જીવકોર ડોશીને હવે એકહથ્થુ સત્તા મળી. તેણે લલિતા સાથે ઝીણી ઝીણી બાબતમાં ખણખોદ કરવા માંડી. આજે દાળમાં મસાલો બરાબર નથી, કાલે ભાતમાં કાંકરા રહી ગયા એવી એવી વાતોથી લલિતાનું લોહી પીવાવા લાગ્યું.

ડોશી પરમ વૈષ્ણવ ગણાવાનો દાવો કરતી અને સ્હવારે મંગળાની ઝાંખીથી શરૂઆત કરી શયનના દર્શન ન કરતી ત્યાં સુધી તેને જંપ વળતો નહિ. સુરતના મોટા મંદિરમાં રોજ દસવીસ આંટા ન મારે તો પેલા ભવમાં તેને કૂતરા બિલાડાનો અવતાર મળવાની બીક લાગતી. જ્યારે કોઇ મહારાજની પધરામણી થતી ત્યારે—

મોહન મલપતા ઘેરે આવ્યા રે,
મેં તો લઇ મોતીડે વધાવ્યા રે,
વ્હાલે મારે કરૂણાની દૃષ્ટિએ જોયું રે,
બાઈ મારે એ વર શું મન મોહ્યું રે ..

આ ગીત ભેંસાસુર જેવા રાગે ગવરાવવામાં જીવકોર ડોશી પહેલ લેતી. તેના વિના મહારાજની પધરામણી સૂની સૂની લાગતી. મહારાજ ભૂલેચૂકે તેના તરફ જોઇ મલકાતા તો જીવકોરને પુષ્પક વિમાન બેજ વેંત ઉંચે જણાતું. પ્રેમલા પ્રેમલીના મંડળમાં તે એવી એવી વાતો કરતી કે જાણે પરમાર્થ અને પ્રેમમાંજ જીવન ગાળવાનો બ્રહ્મા પાસેથી તે ઇજારો લઇ આવી હોયની! હીંડોળા અને પારણાંના સમયમાં જીવકોર ડોશીના પગમાં વીજળી

ભરાતી ! "મારો વ્હાલો કેવી લીલા બતાવે છે ! કેવા લ્હાવા ચખાડે છે! બહેન, આપણું તો ઘેર જવાનું મનજ થતું નથી," આવા શબ્દો તે ઘડીમાં દશવાર ઉચ્ચારતી પણ લલિતા સાથે એક પણ પ્રેમભીનો બોલ બોલવાની બુદ્ધિ તેને સુઝતી નહિ. તેની ભક્તિમાં ઘોર અજ્ઞાન હતું. એ અજ્ઞાન પર એટલાં ઘાડાં પડ બાઝયાં હતાં કે તે છેદવાની અર્જુનના બાણમાં પણ શક્તિ ન્હોતી ! એક બાજુથી તે લલિતાપર જુલમ ગુજારી પ્રભુની ગુનેહગાર થતી—બીજી બાજુથી ' કુલમંડળી ' ની સેવાથી સ્વર્ગનો પરવાનો માગતી. આવા ભક્તોને જો સ્વર્ગમાં સ્થાન મળતું હોય તો એ સ્વર્ગ ભયંકરમાં ભયંકર નર્કથીય બદતર હશે !

દુ:ખી લલિતા જેમ તેમ દહાડા પૂરા કરતી હતી. તે જૂલમની સામે થવા ચાહતી પણ સામે થઇ શકતી નહિ. બચપણથીજ નમ્રતાને નામે તેનામાં અસામાન્ય ગુલામગીરી સીંચી સીંચીને ભરવામાં આવી હતી. માબાપ રાક્ષસ થાય તો એ રાક્ષસની ગુલામગીરી કરવામાં પણ ધર્મ છે એવાં વેદવાકયો તેને ભણાવવામાં આવ્યાં હતાં. તેનો પતિ સડી સડીને મરી ગયો તેની જવાબદારી પણ તે બિચારીને માથે નાખવામાં આવી હતી અને તેની સજા તરિકે તેને સાથીહીન, પ્રેમહીન, દયાહીન વૈધવ્ય જીવનના શુષ્ક મરૂભૂમિ સમાન ભયંકર પ્રદેશમાં ધકેલી મુકવામાં આવી હતી.

એકલાનું તે કંઈ જીવન છે ? બે મિત્રો થોડા દિવસ વિખૂટા પડે તો તેમને જીંદગી ખારી ખારી લાગે છે તો લલિતા જેવી લાખો બાળાઓનું શું થતું હશે ? જેને કોઇ ચાહતું નથી, જે કોઇને ચાહે તો તે પાપ મનાય છે, જેનાથી માનવજીવનનો ઉચ્ચતમ લ્હાવો કલ્પી પણ શકાતો નથી તેના દોહ્યલા દહાડા કેમ જતા હશે? લલિતાના જીવનમાં આશા ન્હોતી, ઉત્સાહ ન્હોતો, ભાવી સુખનું સ્વપ્નું ન્હોતું—કંઇજ ન્હોતું. તેના ભૂતકાલમાં મધુર સંસ્મરણ ન્હોતાં, ભવિષ્ય ઘોર અંધકારમય હતું અને વર્તમાનમાં ધગધગતી મરૂભ-

મિની પ્રચંડ લાહ્ય સળગી રહી હતી. તે કેમ જીવે ? કોને ચાહે ? કોની પાસે દીલ ખાલી કરે ? કોણુ તેને આશ્વાસન આપે ? જયા ગયા પછી–મંગળાને મળવાની મના થયા પછી–તેની દશા અસહ્ય થઇ પડી. એકવાર તે ટાંકામાં પડી મરી જવા તૈયાર થઇ. અણીની વખતે જીવકોર આવી પહોંચી. પછી પૂછવુંજ શું ? દુઃખી દીકરી શા માટે જીવ કાઢી નાખવા માગતી હતી તે પૂછવાને બદલે જીવકોરે જુલમ ગુજારવાની નવી રીત શોધી કાઢી.*

" રાંડ ! ફેસ્તા શાના કરે છે ફેસ્તા ? તારે મરી જવું હોય તો ગામનાં કુવા તળાવ ખુલ્લાં છે ! મારૂં ઘર કેમ ગોઝારૂં કરવા તૈયાર થઇ છે ? તને શું ઓછું પડયું ? તારે તો પાવૈયાની પેઠે નાચવાનું જોઇએ તે આ ઘરમાં તથી છાજવાનું ! સમજી ! જા–ઘઉં દળી નાખ–"

" મારી તબિયત સારી નથી બા !–"

" શું થયું છે ? કઇ ડાકણે તને ખાધી ? "

*હિંદુ સમાજના લોખંડી રિવાજના જૂલમથી જીવનના સઘળા લ્હાવાઓ ગુમાવી બેઠેલી નિર્દોષ બાળ વિધવાઓની સંખ્યા ૧૯૨૧ ના વસ્તી પત્રક પ્રમાણે નીચે મુજબ છેઃ—

| ઉમ્મરઃ | સંખ્યાઃ |
|---|---|
| ૧ | ૧૦૦૦ |
| ૧ થી ૨ | ૨૦૦૦ |
| ૨ થી ૩ | ૪૦૦૦ |
| ૩ થી ૪ | ૭૦૦૦ |
| ૪ થી ૫ | ૨૭૮૦૦ |
| ૫ થી ૧૦ | ૨,૮૫,૦૦૦ |
| ૧૫ થી ૨૦ | ૪૨,૧૦૦૦૦ |
| | ૬૦,૫૬૦૦૦ |
| | એ કરોડ. |
| ૨૦ થી ૬૦ | |

" સગી જનેતાજ મારી દુશ્મન થઇ છે તો હવે હું શું કહું?" રડતી રડતી લલિતા બોલી.

" હું તારી દુશ્મન ? તારી જીભે કાંટા વાગતા નથી ? રાંડ ! હું તો તારા ભલા માટે કહું છું. આજના જમાનામાં કયો ભાઇ રાંડી બહેનને જીંદગી સુધી પાળે છે ? તું પેલી હરામજાદીની કુરવેલી ન કુરવાઈ હોત તો આ વખત આવત ખરો ? જયાને માટે તું મારી સામે થઇ તો હવે ભોગવ ! હાથનાં કર્યાં હૈયે વાગે ત્યારે રડવું કેમ આવે છે ? બેઉ નણંદ ભોજાઇ કેવી મારી સામે થતી'તી ? હવે બતાવ તારૂં જોર-"

લલિતા ચુપચુપ આ જુલમો સહી રહી. યમરાજાની વારંવાર પ્રાર્થના કરવા છતાં તેનું મોત ન આવ્યું. જયાના પત્રો તેને દિલાસો દેવા આવતા-વિધવાને કંઇ હિમ્મત આવતી. પણ જાલીમની સામે ઝુઝવાની તેનામાં શક્તિ રહી ન્હોતી. તે મરી જવાને તૈયાર હતી-કળકળતે દીલે પ્રભુ પાસે મોત માગી રહી હતી.

બીજો દિવસ થયો. આગલે દહાડે જીવકોરે લલિતાને લાકડીનો સ્વાદ ચખાડયો હતો. બિચારીનું આખું શરીર દુખતું હતું. છતાં જીવકોરે તેને ઢગલાબંધ કામ સોંપ્યું ને તે દર્શન કરવા ગઇ. લલિતા થોડીકવાર રડી-જરા છાતી હલકી થતાં ' થવાનું હશે તે થશે ' એવો વિચાર કરી તેણે એક પુસ્તક હાથમાં લીધું. તે ન ગમ્યું. બીજું લીધું. થોડુંક વાંચ્યું. પણ વાંચવામાં તેનું ચિત્ત ચ્હોંટયું નહિ. આખરે તે મંગળાએ શીખવેલું એક ગીત ગણુ-ગણુવા લાગીઃ

" પિયુ ! પ્રેમનું પ્રભાત
પિયુ ! પ્રેમનું પ્રભાત
પ્રગટયા પ્રકાશ પરમ સ્નેહના જો ! "

" મારે બળી બળીનેજ મરવાનું ને ! આવાં પ્રેમનાં પ્રભાત

મારા નસિબમાં લખ્યાં જ નથી. પરમ પ્રેમનો પ્રકાશ વળી કેવોક હશે ? ચુનીલાલે મને બતાવ્યો હતો તે જો પ્રેમ હોય તો એ પ્રેમ ને આઘેથી નમસ્કાર કરવાજ સારા......" તે બબડી. ગીત ગાતી ગાતી તે ચોખા ય વીણતી જતી હતી.

પિયુ ! ઉતરી એ રાત,
પિયુ ! ઉતરી એ રાત;
સૂરજો તપે છે દીલ-દેહમાં જો !
અમે આશાને આંગણે ઉભાં હતાં,
અમે ભાવિના આભમાં જોતાં હતાં.
ઉગી ભાગ્ય કેરી ભાત,
ઉગી ભાગ્ય કેરી ભાત......*

અચાનક ગીત અધુરૂં રહ્યું. લલિતા ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા લાગી. તે બિચારીના ભાગ્યના આકાશપર હમેશની ઘોર અંધારી રાત છવાઈ હતી. એ સૌભાગ્યનો ઉજાસ જોવાને સરજાઇજ ન્હોતી. આશાને આંગણેથી એને સમાજે ધક્કો મારી નિરાશાની અંધારી ખાહીમાં ફેંકી દીધી હતી. એના ભાવિના આભમાં અંધકાર શિવાય બીજું કંઇજ ન્હોતું. દુઃખીને પરાયા સુખની પરાઈ કલ્પના પણ કંઈક ટાઢક આપે છે. લલિતાને આ ગીતે જીવતી સળગાવી મુકી.

" ઓ રામ ! હું કેમ જીવીશ ?......બા સાથે મારા દહાડા કેમ જશે ?...હું મંદિરમાં જાઉં ? બાની સાથી બનું ? જોઉં તો ખરી ! બે જણના મ્હોં તો જોઇશ......" લલિતાને વિચાર આવ્યા. એકાંતથી તે ત્રાસી હતી. જીવકોર ડોશી આજે ઘેર આવી અજબ થઇ. લલિતા હવે સાદી સરળ લલિતા ન્હોતી રહી. જુલમે તેને દંભ શીખવ્યો. તે મા તરફ જોઈ હસતી હસતી બોલીઃ

" બા ! હું તારી સાથે મંદિરે આવીશ. જે જન્મનું સાર્થક

---

* રા. નાનાલાલ કવિ.

થયું તે ખરૂં ! હવે મારે ભક્તિ વિના બીજો શો આરો છે?..."

જીવકોર ડોશીના બોખા મ્હોંપર હાસ્ય ફરક્યું. તેને લાગ્યું કે લલિતાપર શ્રીનાથજીની મહેર થઇ. શ્રીનાથજીએજ લલિતાના મનમાં આવા વિચારની સ્ફુરણા કરી હશે એમ માની તેણે લલિતાને મંદિરે લઇ જવાનું કબુલ કર્યું લલિતા એકાંત કેદમાંથી છુટી તે માટે મલકાઇ. તે રોજ દર્શને જવા લાગી. નવાં નવાં સ્ત્રી પુરૂષો સાથ તેને ઓળખાણ થઇ. મંદિરના જલગરીયા, વૈષ્ણવ ભક્તો, પ્રેમલી વૈષ્ણવો, ચોબાઓ અને સમાધાનીના મંડળોમાં લલિતા ઘુમવા લાગી. લલિતાએ આમ દંભનો બુરખો ઓઢી કંઇક સ્વતંત્રતા મેળવી.

## પ્રકરણ ૨૨ મું.

### રામશંકર સમાધાની.

લલિતા જયા આવ્યા પછી મંદિરમાં જતી ન્હોતી. જયાએ તેની ખાત્રી કરી આપી હતી કે ' આધુનિક મંદિરોમાં વિલાસની પૂજા થાય છે. પ્રભુનાં બાળકો જે દેશમાં ' હાય અન્ન ! હાય અન્ન ' કરતાં મરી જતાં હોય ત્યાં પ્રભુ પોતાના અનુયાયીઓએ ધરેલાં મીઠાં પકવાન્ન આરોગીજ ન શકે. મહારાજોના મંદિરોમાં દરરોજ ભાતભાતની વાનીઓ તૈયાર થાય છે અને પ્રભુને નામે અલમસ્ત ચોબાઓ ને આળસુ જળગરીઆઓ પોષાય છે. અનેક જગાએ પ્રભુની પ્રસાદી બજારૂ મીઠાઇ પેઠે વેચાય છે. વૈષ્ણવોની કમાણીનો આવો ધુમાડો કરવામાં વૈષ્ણવ ધર્મની મહત્તા નથી. ' લલિતાને ગળે આ વાત ઉતરી ગઈ હતી પણ જયાની ગેરહાજરીમાં તેનાપર ઝાડનાં ઝાડ તૂટી પડયાં. જીવકોર ને કાંતિલાલે તેનું લોહી પીવામાં કશી કચાસ રાખી નહિ. પરિણામે લલિતા જીવકોરના સંઘમાં ભળી અને એ રીતે તેણે કંઇક છૂટ મેળવી.

સ્હવાર પડતાંજ પાગલની પેઠે મંગળાના દર્શન કરવા દોડવું, ઘેર આવી રસોઈ કરવી અને વળી પાછા ' રાજભોગ ' માટે તૈયારી કરવી. સાંજે પણ એની એ ધામધુમ ! લલિતાને આમાં કંઈ રસ પડતો ન્હોતો પણ જુલમમાંથી બચવાને તેને તેમ કરવાની ફરજ પડી હતી. તેની ખાત્રી હતી કે પ્રભુ પોતાનાં બાળકોને કોરડાના માર ખાવા નજ બોલાવે ! મહારાજના મંદિરની મેદનીમાં અણુઘડ ઝાપટીઆઓ વૈષ્ણવોને કોરડે કોરડે મારે ને આપણાં સ્ત્રી પુરૂષો એ માર ખુશીથી ખમી લે એ સ્થિતિ આપણી અર્થહીન ધર્માંધતાનું ભાન કરાવે છે. લલિતા દીલને કંઈક રાહત આપવા માટે–એ માણસોના મ્હોં જોવા માટે જ મંદિરમાં જતી હતી. પણ તેનું પરિણામ બહુ બુરૂં આવ્યું. જીવકોર ડોશીને ' જયશ્રી-

કૃષ્ણ જયશ્રીકૃષ્ણ ' કહી ગાંડી ઘેલી બનાવી નાખનારા બે ત્રણ યુવાન ભક્તો લલિતાની પાછળ પડ્યા. લલિતા આ નવી આફત માટે તૈયાર ન્હોતી.

પ્રેમનાથજી મહારાજની હવેલીનો યુવાન સમાધાની રામશંકર પ્રથમ જીવકોર ડોશી તરફ ઝાંખીને જોતો પણ નહિ. હવે તેણે ' વૈષ્ણવ ' ને ઘેર બેઠાં પ્રસાદના પડીઆ મોકલવા માંડયા. જીવકોર ડોશી આ નવી કૃપાથી ગાંડાઘેલાં થઇ ગયાં. તેને લાગ્યું કે તેના પર મહારાજશ્રીની અમીઝરણી વહી રહી છે. ખરી વાત એ હતી કે રામશંકર સમાધાનીની કામી આંખો લલિતાના જાદુભર્યા યોવન પર ચ્હોંટી હતી.

પ્રસાદ આપવાને બ્હાને તેણે જીવકોર ડોશીના ઘરમાં પ્રવેશ કર્યો. રોજ એક બે કલાક તેણે ડોશી સાથે ગપ્પાં મારવા માંડયા. જીવકોર ડોશી જીતાઇ ગઇ. રામશંકર સમાધાની તેને પરમ વૈષ્ણવ જણાયો. આવા મહા વૈષ્ણવના પગલાંથી પોતાનું ઘર પાવન થતું જોઇ તે મલકાઈ. બીજી વૈષ્ણવ બાઈઓ—જીવકોર ડોશીની પડોશણો જીવકોરને ત્યાં જતા પ્રસાદના પડીઆ જોઈ અદેખી બની.

લલિતા રામશંકરનો હેતુ સમજી શકી નહિ. કામીઓના કાવત્રાંનો ભેદ ઓળખી કાઢવાની તેનામાં શક્તિ ન્હોતી. સંસારના અટપટા વાતાવરણની તે ભોમીયણ ન્હોતી. તેને પણ રામશંકર સારો માણસ લાગ્યો. બપોરે બારેક વાગે રામશંકર પ્રસાદ લઇ આવતો. મા દીકરી ત્યાર પછી જમવા બેસતી ને એ વખતે રામશંકર વિધવિધ ગપ્પાં મારતો રસોડામાં બેસી રહેતો. જમી રહ્યા પછી ત્રણે જણ વાતે વળગતાં. કોઈવાર રામશંકર બસો બાવન વૈષ્ણવની વારતા વાંચતો તો કોઇવાર શ્રીમદ્ ભાગવતમાંથી શ્રી કૃષ્ણલીલા સંભળાવી કનૈયાની લીલાથી જીવકોર ડોશીને પ્રફુલ્લ કરતો. લલિતાનો સમય આનંદમાં જવા લાગ્યો. ડોશી હવે તેને બહુ કનડતી ન્હોતી. છતાં

કાણુ જાણે કેમ લલિતાને શાંતિ મળતી નહિ. તેની છાતી ધડક ધડક થયા કરતી. કઇક આફત આવે છે, કંઈક ભૂરૂં થવાનું છે એવી ભેદી લાગણી તેને થવા લાગી. છતાં તે રામશંકરનો સાથ છોડી શકી નહિ.

રામશંકર વાત કરવામાં કુશળ હતો. તેની વાણી મીઠી અને મધુર હતી. દયારામની પ્રેમભીની ગરબીઓ લલકારવાનો તેને શોખ હતો. યુવાન વય, સ્વચ્છંદ જીવન, નિરોગી શરીર અને સ્ત્રીઓનો સહવાસ !–પછી પૂછવુંજ શું ? લલિતાના ખીલતા જોબને તેના મગજને ચકરાવી નાખ્યું હતું. લલિતાને પોતાની કરવા તે અધીરો થયો હતો. રડી રડીને ફીક્કી થઇ ગયલી લલિતાની આંખોમાં પાછું તેજ આવ્યું હતું. એ કાળી–મારકણી આંખો, તેનું ઘાટીલું વદન અને યુવાનીનો બહાર સુચવતી તેની અર્ધવિકસીત છાતી રામશંકરને પાગલ બનાવવાને પુરતાં હતાં. મહાન ભક્ત હોય એવો ડોળ રાખીને તેણે જીવકોરને ડોશીને આંજી નાખી. પ્રસાદના પડીઆથી તે એટલી બધી રીઝી ગઈ હતી કે તેણે રામશંકરને ગમે ત્યારે પોતાના ઘરમાં આવવાનો બીનસરતી પરવાનો આપી દીધો.

લલિતાને આ નવો મિત્ર અળખામણો લાગ્યો નહિ. રામશંકરને મનુષ્ય સ્વભાવનું કંઈક જ્ઞાન હતું. ખાસ કરીને સ્ત્રીઓના સ્વભાવથી તે પરિચિત હતો. લલિતાને આકર્ષવાને–લલિતાના સૂકા હૃદયમાં પ્રેમઝરણુ વહાવવાને તે અનેક પ્રયાસ કરવા લાગ્યો.

એક દિવસ જીવકોરને લલિતા મંદિરમાં ગયાં. રામશંકર તે વખતે કેટલીક વૈષ્ણવ સ્ત્રીઓને દયારામની ગરબીથી ઘેલી ઘેલી બનાવી રહ્યો હતો. લલિતાને જોતાંજ રામશંકરની આંખમાં વીજળી ચમકી. તેણે બન્નેને જયશ્રીકૃષ્ણ કર્યા, લલિતા તરફ એક તૃષાર્ત નજર ફેંકીને બન્ને બેઠાં પછી ગરબી પાછી શરૂ કરી:

પ્રેમની પીડા તે કોને કહીએ રે
હો મધુકર ! પ્રેમની પીડા તે કોને કહીએ.

થાતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે
હાથના કીધાં તે વાગાં હૈયે રે—હો મધુકર !
જેને કહીએ તે તો સહુ કહે મુરખ
પસ્તાવો પામી સહી રહીએ રે—હો મધુકર !
ધીકીયે ઢાંકયા રાત દિવસ અંતરમાં
ભૂખ નિદ્રામાં નવ લહિયે રે—હો મધુકર !
દાઝયા ઉપર લુણ દીધું એ દામોદરે
સોકલડી સુણીને કાળજ દહીયે રે—હો મધુકર !
અબળાનો અવતાર તે પરાધીન
રંક કલ્પીએ પણ કયાં જઈએ રે—હો મધુકર !
સ્નેહનો દઝાડો ઘણો મર્ણ થકી માઠો
શું કરિયે વાઢયાં તે વહિયે રે— હો મધુકર !
દયા પ્રભુ આવે તો પ્રસિદ્ધ સુખ થાયે.
દુઃખ દીધું નંદજીને છૈયે રે—હો મધુકર !

"વાહરે નંદના લાલ ! બલીહારી ! મારા વ્હાલા !......" એક બાઈના દીલમાં વ્હાલ ઉભરાયું.

"એ માખણચોરની લીલાની વાતજ ના કરો બહેન ! મુખમાં જશોદા માતાને ત્રણ લોક બતાવ્યાં તેની વાતજ શી કરવી...રામશંકરભાઈ ! પ્રભુની લીલા સાંભળતાં જીવ ધરાતો નથી. કંઈક બીજું સંભળાવો......" જીવકોર ડોશી બોલ્યાં.

"જેવી વૈષ્ણવની આજ્ઞા..." રામશંકર લલિતા તરફ જોતો બોલ્યો. લલિતા પણ આ ફાંકડા ગાયકની સ્વરબંસરીથી મુગ્ધ થતી જતી હતી.

રામશંકરે સ્મિતભર વદને બીજી ગરબી છેડી:

મુજને અડશો મા, અડશો મા
આઘા રહો અલબેલા

છેલ્લા અડશો મા, અડશો મા.
અંક ભર્યાના સમ ખાઓ તો અધરામૃત રસ પાઉં,
કહાન કુંવર કાળા છો, અડતાં હું કાળી થઈ જાઉં.
મુજને અડશો મા અડશો મા.
તું મુજ અડતાં શ્યામ થઇશ
તો હું કયમ નહિ થાઉં ગોરો;
ફરી મળતાં રંગ અદલાબદલી,
મુજ મોરો તુજ ગોરો-
મુજને અડશો મા, અડશો મા.
કાળી થયાનું કામ નથી પણ લગન લોકમાં ઠરશે;
લઘુ વયમાં લાંછન લાગ્યાથી બીજો વર કેમ વરશે.
મુજને અડશો મા, અડશો મા.
બીજા વરનું કામ શું તારે હું વર તું વર ધન્ય
જેનું લાંછન તેને વરીએ તેમાં ન મળે અન્ય.
મુજને અડશો મા, અડશો મા...

રામશંકરે ઉલટાવી ઉલટાવીને આ ગરબી ગાઇ. સ્ત્રીઓના હૃદયસાગર તેણે ઉછાળી મૂકયાં. બધીય ભોળી ભકતાણીઓ 'મારા વ્હાલાની લીલા' ના વખાણ ગાવા લાગી. લલિતા સ્તબ્ધ બની રામશંકરની કેરી ગરબી સાંભળી રહી. તેનું હૃદય ચકડોળે ચઢયું. વિચાર કરવાની ઘડી મળે તે પહેલાં તો રામશંકરે પુનઃ વાતાવરણ ઘુમાવી મુકયુંઃ

આવોની માહરે ઘેર માણવા હોજી રાજ!
આવોની મારે ઘેર માણવા.
પ્રેમરસ પ્યાલો તે પીવાને પાવા,
જોબન તુરીને પલાણવા— હોજી રાજ!
પડતી રાતે પધારજો પ્રીતમજી
કોઈ નથી એહું ત્યાં જાણવા.—હોજી રાજ!

માહરી શેરીના છે સહુ સંતસાધુ.
　　પરની ન વાત બેસે છાણવા—હોજી રાજ !
પ્રભાતે જાતાં કોઈ પુછશે તો કહેશું
　　તેડયા'તા વલોણું મેં તાણવા—હોજી રાજ !
સર્વ તજે પણ સમાને સંભાળે
　　રસીયા તે સાચા પરમાણવા—હોજી રાજ !
રાજની રૂપાળી છબે ચિત્ત મારૂં ચોર્યું,
　　સમરથ નથી હું વખાણવા— હોજી રાજ !
ઘણા દિની આશ મારા મનમાં દયા પ્રભુ,
　　મ્હારે મ્હોલે એકવાર આણવા—હોજી રાજ !+

આ ગરબીએ સર્વ યુવાન ભક્તાણીઓનાં દીલ સોંસરાં વીંધી નાખ્યાં. રામશંકર સમાધાનીએ હસતાં હસતાં છેલ્લી કડી પૂરી કરી ને સર્વના જયશ્રીકૃષ્ણ ઝીલતો તે મંદિરમાં અલોપ થઈ ગયો.

ભક્તમંડળી ઉઠી ત્યારે લલિતાનું હૈયું હેલે ચઢયું હતું. રામશંકર સમાધાનીએ તેને કામણ કર્યું હતું. પાગલની પેઠે લથડીઆ ખાતી તે ઘેર ગઇ. રામશંકર આ પરિવર્તન જોઇ શક્યો. બીજે દિવસે તેણે કન્હૈયા થવાની તક લીધી. એક ઓળખીતી ડોશી સાથે તેણે જીવકોરને મંદિરમાં વાતે વળગાડી ને પોતેસીધો લલિતાને ઘેર ગયો. કોઇ પણ દિવસ આમ એકાંતમાં લલિતા પરાયા પુરૂષને મળી ન્હોતી. આ તદન નવોજ પ્રસંગ હતો. તેના હૈયામાં ગડમથલ થવા લાગી. રામશંકરને જોઈ તે એક પળ ચમકી—જરા બ્હીધી.

"જમ્યાં ?—" રામશંકરે ધીમા-મીઠા સ્વરે પૂછ્યું.

"ના, બા હજી આવી નથી."

"રસોઇ તૈયાર થઇ ગઈ ?"

"હા..."

---

+ સ્વ. દયારામ.

" હું જમવા આવું ?' રામશંકર એક કદમ આગળ વધ્યો.

" ચાલોને ! તમને અમારે ત્યાંનું ખપશે ?" લલિતા હસીને બોલી.

" વૈષ્ણવને ત્યાંનું કોને ન ખપે ? "

"ચાલો ત્યારે. બેસી જાઓ..." લલિતાએ રામશંકરને હરાવ્યો !

" ના–ના. એમ વગર આમંત્રણે જમવા બેસાય ?..."

" એવું શું બોલો છો ? તમે કંઇ પારકા છો ? પારકા હોય તે નોતરાની રાહ જુએ. " લલિતાએ તેને મીઠું લગાડયું.

પોતે 'પારકો' નથી એ જાણી રામશંકરને હર્ષ થયો–તેની આશા પ્રબલ થઇ.

" લલિતા !..." તેનો સ્વર જરા કમ્પ્યો. લલિતા ફાટી આંખે તેના તરફ જોઇ રહી.

" તમે સુખી છો !–" રામશંકરે જેમ તેમ આટલા શબ્દો ઉચ્ચાર્યા. તેનું શરીર ધ્રુજ્યું–સ્વર પણ લથડયો.

" મને શું દુઃખ છે ? ભાઇ છે, મા છે–" કોણ જાણે કેમ લલિતાથી આ વખતે એક દીર્ઘ નિઃશ્વાસ મુકાઈ ગયો.

"કેમ નિસાસો નાખો છો ? લલિતા ! તમે ખરેખર દુઃખી છો ! મનેજ નહિ કહો ? તમે જો મને પારકાં ન ગણતાં હો તો કહો..."

" કંઇ નથી. રામશંકરભાઈ ! મને શું દુઃખ હોય ?–" કૃત્રિમ હસવાનો પ્રયાસ કરતી લલિતા બોલી.

" તમે છૂપાવવા માગો છો તો પણ તમારૂં દીલ કહે છે કે તમે સુખી નથી..."

લલિતા કંઇ ન બોલી. તેણે એક બીજો નિસાસો નાખ્યો.

" બા હજુ કેમ ન આવી ?" લલિતાએ કંઇ બોલવું જોઇએ એમ ધારી કહ્યું.

" આવશે. શી ઉતાવળ છે ?"

"રસોઇ ઠંડી પડી જશે" કહી લલિતા નીચું જોઇ રહી.

"લલિતા !..." શામશંકરનું આખું શરીર આ એક બોલ બોલતાં કમ્પી રહ્યું. જેમ તેમ એક ડગલું ભરી તે લલિતાની નજીક ગયો. લલિતા એક ડગલું પાછળ હઠી. શામશંકરે લાગણીભર્યા સ્વરે કહ્યું:

"તમને જો કંઇપણ દુઃખ હોય તો મને કહો. હું તમારે માટે ગમે તે કરવાને તૈયાર છું. મારો જીવ પણ આપવાને હું તૈયાર છું–" આવા લાગણીભર્યા શબ્દો લલિતાએ કદિ સાંભળ્યા ન્હોતા. લાગણીહીન–શુષ્ક વાતાવરણમાં ઉછરેલા જીવને લાગણીનું ટીપું મળતાં કંઇનું કંઈ થઇ જાય છે. લલિતાને શામશંકર પર વ્હાલ ઉભરાયું. પણ તે કંઈ બોલી શકી નહિ. શામશંકરની હિમ્મત વધી. તેણે લલિતાનો હાથ પકડવા ધીમેથી હાથ લંબાવ્યો. બન્નેનાં શરીર ધ્રૂજી ઉઠયાં: શામશંકરના હાથનો સ્પર્શ થતાં લલિતા ભયથી કમ્પી. પણ એ કમ્પ ભયંકર છતાં મીઠો હતો. એક પળ ફક્ત એકજ પળ–બન્ને અવાક્, જડ જેવાં ઉભાં રહ્યાં ! આહ ! આવી પાગલ પળો મનુષ્ય જીવનમાં શા માટે આવતી હશે ? જગતનું સઘળું ભાન ભુલાવી દેનારી આ પળ–જીવનને કોઇ વિચિત્ર પ્રદેશમાં ધકેલી દેનારી આ પળ આવી ને ગઇ. બન્નેને લાગ્યું કે કોઇક અનુપમ સુખદ પળ વહી ગઇ. હાથમાં હાથ લઇ ફક્ત એકજ પળ ઉભાં રહેવું ને એકજ પળ આત્મવિસ્મૃતિનો મોંઘો લ્હાવો લઇ લેવો ! એનું મૂલ્ય શું ?

"બા આવી પુગશે..." પાગલપણા પછી આવતા ડહાપણે લલિતાને બોલાવી.

"નહિ આવે..." શામશંકર બોલ્યો. લલિતાના છેલ્લા વાકયે તેની ખાત્રી કરી આપી કે લલિતા તેનીજ છે. તેણે એકદમ લલિતાને બાથમાં લઈ લીધી અને તેના મધુરા ઓઠ પર પાગલની પેઠે પોતાના ઓઠ દાબી દીધા. એક પલકમાં આ બની ગયું. લલિતા સામી ન થઇ શકી–કંઈ બોલી પણ ન શકી. બેભાન પેઠે તે શામશંકરની છાતી પર માથું મુકી ઉભી રહી.

## લોહીનો વેપારઃ-



' બા આવી પુગશે–'' પાગલપણાં પછી આવતા ડહાપણે
લલિતાને બોલાવી. ( પાનુ ૧૫૪. )

## પ્રકરણ ૨૩ મું.

### પતનનું પહેલું પગથીયું.

લલિતા રામશંકર સમાધાનીના મોહપાશમાં જકડાઈ ગઈ. તે બિચારીને ભાન નહોતું કે સુખની એ બે પાંચ પળો તેને દુઃખના કેવા ભયંકર મહાસાગરમાં ધકેલી દેશે! લાગણીહીન વાતાવરણમાં ત્રાસી ગયલી વિધવા તરતજ રામશંકરને શરણ ગઇ. તે પ્રેમ માટે–દિલાસા માટે–બે મીઠા બોલ માટે ટળવળતી હતી. કોઇ હૃદય ખાલી કરવા યોગ્ય પાત્રની તે ઝંખના કરતી હતી. તેની મા–તેનો સગો ભાઇ–આડોશીપાડોશી–બધાંય તેના દુશ્મન બની બેઠાં હતાં. હતભાગી વિધવાનું જીવન મરૂભૂમી કરતાંય વધુ શુષ્ક અને ભયંકર થઇ ગયું હતું. રામશંકરના મીઠા બોલો, તેની મોહક પ્રેમચેષ્ટા, તેનાં મીઠાં મીઠાં વચનો–લલિતાને સ્વર્ગસુખ સમાં લાગ્યાં. એ સુખદ્ પળોની પાછળ એક મહા ભયાનક અંધકારયુગ ચાલ્યો આવે છે તેનો વિચાર કરવાની આવી પળે શુદ્ધિજ રહેતી નથી. જુલમથી ત્રાસેલા હૃદયને બે પળનો આરામ પણ મધુરો લાગે છે! લલિતા એ બે પળની મધુર કેફમાં મસ્ત થઇ ગઈ. રામશંકર સમાધાનીએ તેના મોહક અધર ચુમી લીધા. લલિતાને લાગ્યું કે તે કોઇ કાવ્યમય પ્રદેશમાં ઉભી છે. જીંદગીમાં પહેલીવાર તેના હૃદયતાર કમ્પ્યા. તેના પરણ્યા પતિના ગંદ ઓઠોના સ્પર્શથી તેને કદિ આનંદ થયો ન્હોતો. રોગને લીધે વાસ મારતા ચુનીલાલના ચુંબન લલિતાને કડવા ઝેર જેવાં લાગ્યાં હતાં. રામશંકરે તેને નવોજ અનુભવ કરાવ્યો. એ ચુંબનમાં કંઇક જાદુ છે એવું લલિતાને લાગ્યું.

પાંચેક મિનિટ વહી ગઇ. પ્રેમની પ્રથમ ભરતી કંઇક શમી. લલિતા ગભરાઈ–તે થરથર ધ્રુજવા લાગી. અચાનક તેની આંખમાં આંસુ આવ્યાં. તે ડુંસકે ડુંસકે રોવા લાગી. રામશંકર એ જોઇ અજબ થયો. તેણે પ્રેમાળ સ્વરે પૂછ્યું.

" શું છે ? "

" મને બીક લાગે છે "

" કોની ? "

" બાની-દુનિયા-બધાની " ગદ્દગદ્દ કંઠે લલિતા બોલી.

" તું તો ગાંડી છે ! નાહક શા માટે ડરે છે ? હવે હું છું ની ? " શામશંકરે દિલાસો દીધો.

" મને તમારી પણ બીક લાગે છે "

શામશંકર ગંભીર થયો.

" કેમ ?..."

" તમે હમેંશાં આવા રહેશો ?–" લલિતાએ શામશંકરના વદનપર દૃષ્ટિ સ્થિર કરી પૂછ્યું.

શામશંકર હસીને બોલ્યો.

"તને મારા પર વિશ્વાસ નથી ?"

" મારે તમારી સાથે લાંબા વખતની ઓળખાણ નથી. "

" ગાંડી ! પ્રેમનો આધાર લાંબી ટુંકી ઓળખાણ પર નથી હોતો..."

" તે હશે. પણ તમે પુરૂષો ભમરા જેવા છો. એક કળી મૂકી બીજીને ચુસવા જતાં તમને જરાય શરમ નથી આવતી. શામશંકર, હું વિધવા છું. આ જન્મમાં કોઇ પુરૂષને દીલ દેવાની મને ધરમની આણ છે. જાઓ ! હું તો ગાંડી છું. મને ભૂલી જજો ..." લલિતાની આંખમાંથી આંસુનું ટીપું તેના ગાલપર સરી પડયું.

" લલિ ! તને મારાપર વિશ્વાસ નથી ? જો આ હૃદય ચીરી બતાવાતું હોય તો હું તને સિદ્ધ કરી આપું કે ત્યાં તારીજ મૂર્તી છે !...શા માટે ખોટાખોટા તરંગો કરે છે ? જો ! તારી બાનો મારા પર પૂરો વિશ્વાસ છે. તારે જરાય ગભરાવાની જરૂર નથી. હું મારા પ્રાણ કરતાં પણ તને વધુ ચાહું છું. "

લલિતા કંઇ ન બોલી. તેને રામશંકરના વચનો સાચાં લાગ્યાં. બીનઅનુભવી વિધવા સામા પુરૂષની ધુર્ત્તતા ન સમજી શકી. નજર ઢાળી દઇ તે મૌન ઊભી રહી.

" વ્હાલી !..." રામશંકરના આ શબ્દે લલિતાના રોમેરોમ કમ્પાવ્યા. તે ધ્રુજી રહી. જીંદગીમાં કદિ પણ તેણે આટલો મીઠો શબ્દ સાંભળ્યો ન્હોતો. આટલી લાગણીથી તેની સાથે કદિ કોઇએ વાત કરી ન્હોતી. તેના દીલમાં વ્હાલ ઉભરાયું. વગર વિચાર્યે તે રામશંકરને ભેટી પડી.

રામશંકરે તેને ગાઢ આલિંગન દીધું. તેની આંખોપર–અધર પર–ગાલ પર ચુમ્બનોનો વરસાદ વરસાવ્યો. ઉભય મસ્ત થઇ ગયાં. લલિતાને હવે કશાની ચિંતા ન રહી–કશો ભય ન રહ્યો. આ પળે જાણે જગતમાં તે અને રામશંકર બેજ જણ છે એમ તેને લાગ્યું. ભય, લાજ, મર્યાદા સર્વને તેણે મારી હડાવ્યાં.

" મારી લાજ હવે તમારા હાથમાં !–" જરા અળગી થઇ તે બોલી.

" ને મારૂં જીવન તારી હથેલીમાં !–" રામશંકર હસ્યો. લલિતાના આનંદનો પાર રહ્યો નહિ.

લલિતા પુનઃ વિચારમાં પડી. તેના જીગરે ટંકાર કર્યો કે તે બહુ ખૂરૂં કરી રહી છે. તેની છાતી ભયથી પુનઃ ધડકી રહી. તેની આંખે અંધારાં આવ્યાં. એ અનંત અંધકારમાંથી ગેબી અવાજ આવ્યોઃ સાવધાન.

" તમે મને છોડી તો ન દો "...વિધવા જેમ તેમ બોલી.

" તને છોડી દઉં ? વ્હાલી ! આવાં ગાડાં શું કાઢે છે ? તને છોડી હું જીવી શકું ખરો ?"

" તમે તો ઘણીય ગોપી ઘેલી કરી હશે !..."

લલિતાના આ વાકયે રામશંકરને કંઇક ચમકાવ્યો પણ તરતજ તેણે બાજી સંભાળી લીધી.

" લલિતા ! આ દુનિયામાં જો કોઇએ મારૂં ચિત્ત ચોર્યું હોય તો તે તુંજ છે. "

" મારા સમ !"

" તારા સમ !"

લલિતાને કંઇક સંતોષ થયો. તે તરસ્યાં નયને રામશંકર તરફ જોઈ રહી.

આ વખતે જીવકોર ડોશીએ ઘરમાં પ્રવેશ કર્યો. રામશંકરની નજર આગલા બારણા તરફજ હતી. તેણે ડોશીને જયશ્રીકૃષ્ણના અવાજથી વધાવી લીધી. લલિતા સફાળી રોટલી વણવા બેસી ગઈ.

" ઓહો ! રામશંકર ભાઈ! તમે કયારે આવ્યા !" રામશં--કરને જોઈ હર્ષઘેલી થતી ધર્માંધ ડોશી બોલી. રસોડામાં આવતાંજ વિધવિધ વાનીના પ્રસાદના પડીઆ તેની નજરે પડયા. રામશંકર પર તે ફીદા ફીદા થઇ ગઈ.

" હમણાંજ આવ્યો, માજી !–"

" પ્રસાદ લીધો ?"

" નહિ...આજે હું અહિંજ જમવાનો છું." રામશંકર હસીને બોલ્યો.

" અમારા એવા ધનભાયગ ક્યાંથી ભાઈ? અમારા પામરને ત્યાંનું તમને ખપશે ?–"

" પ્રભુને ત્યાં કોઇ પામર નથી–સર્વ સમાન છે. નરસિંહ મહેતા ઢેડને ત્યાં પ્રસાદ લેવા ગયા'તા એ ભૂલી ગયાં ?...લોકો કહેશે તો હું પણ નરસિંહ મહેતાની પેઠે કહીશ કે:

' અમે એવા રે અમે એવા,
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશે તો;
કરશું દામોદરની સેવારે,
અમે એવા રે અમે એવા......"

રામશંકર ખડખડ હસી પડયો. જીવકોર ડોશીને સાક્ષાત્ નરસિંહ મહેતો નજર સામે દેખાયો.

" ખરેખર, રામશંકરભાઇ ! મહા પ્રભુજીના તમે ખરા ભક્ત છો. " જીવકોર બોલી.

" વૈષ્ણવને ત્યાં વળી આભડછેટ કેવી ? શ્રીમહાપ્રભુજીના સર્વ ભકતો સરખાજ છે..."

" ધન ઘડી ! ધન દહાડો આજનો મહારાજ !...ચાલ લલી ! રામશંકરભાઈની થાળી પીરસ..." ઉત્સાહના આવેશમાં ગાંડી થતી જીવકોર બોલી.

" દુધની પુરી કરૂં ?–" લલિતા સ્મિત કરતી બોલી.

" અરે ! ના ના. જે હશે તે ચાલશે. " રામશંકરે કહ્યું.

રામશંકર જમવા બેઠો. જીવકોર ડોશીએ તેને આગ્રહ કરી કરીને જમાડયો. લલિતાને પણ ' પ્રિયતમ ' ને જમાડતાં અનહદ આનંદ થયો. બધાં જમી રહ્યાં પછી રામશંકરે બે ત્રણ ઢાળ ગાઈ ડોશીને જીવતા જીવત સ્વર્ગે મોકલી. જતી વખતે તે બોલ્યો;

" જુઓ માજી ! આપણે તો શ્રીમહાપ્રભુની આજ્ઞા પ્રમાણે સૌ વૈષ્ણવને સમાન ગણીએ છીએ. પણ દુનિયા તેવી નથી. આજે હું તમારે ત્યાં જમ્યો એ વાત......"

" અરે કંઈ રામ રામ કરો ! મારી જીભે કાંટા પડે ! એવી વાત કોઇને કહેવાય !...આવજો હં ! જયશ્રીકૃષ્ણ ! આ ઘર તમારૂં જ છે..."

રામશંકર ગયો.

" કેવો ઓલિયો ભગત છે. ભગવાનને આવાજ ભકતો વ્હાલા લાગે છે..." જીવકોર ડોશીએ લલિતાને કહ્યું. લલિતા હસી. તે પ્રેમના તાનમાં મસ્તાન થઇ હતી. પળે પળે તેને રામશંકરનાં ચુંબનો યાદ આવતાં હતાં. જીવકોર ડોશી રામશંકરપર ફીદા હતી એ બીનાથી લલિતાને ઘણો હર્ષ થયો. તેના પ્રિયતમને રોજ મળવામાં કંઇ હરકત ન આવે તે માટે ડોશીને હાથમાં રાખવાની તેને જરૂર જણાઇ અને તેથી તે ડોશીનો પડતો બોલ ઉંચકવા લાગી. દીકરીના વર્તનમાં આવું સુંદર પરિવર્તન શ્રીનાથજીબાવાને પ્રતાપે જ થયું તે વિષે જીવકોર ડોશીને લેશમાત્ર શંકા ન્હોતી.

## પ્રકરણ ૨૪ મું.

### કુસુમના લગ્ન !

કુસુમે લગ્ન મંડપમાં ગજબ કર્યો. જે ન કલ્પી શકાય, ન માની શકાય એવું બન્યું. ચીમનલાલને ભોંય ભારી પડી ગઈ. પણ લાલદાસ શેઠ—ચીમનલાલનો પિતા એમ નમતું આપે એવો ન્હોતો. તેના કુળની આબરૂના કાંકરા થતા હતા. તેની સાતે પેઢી ધોવાઇ જતી હતી. સાતે પેઢીની આબરૂ બચાવવા માટે લાલદાસે આંખો લાલ કરી.

" તમે શું કહો છો, શેઠ ? " છગનલાલ તરફ કરડી આંખે જોઇ તે બોલ્યો.

છગનલાલની દશા અસહ્ય થઈ પડી. શું કરવું તે તેને સુઝ્યું નહિ. એકની એક લાડકવાઇ પુત્રી પર જુલમ ગુજારતાં તેનું હૃદય ન ચાલ્યું પણ હવે બીજો ઉપાયજ ન્હોતો. અનેક કારણોએ તોરણેથી વર પાછા જવાના બનાવો હિંદુસંસારમાં બને છે. પણ કુસુમ જે રીતે વરઘોડે ચઢી આવેલા સમશેર બહાદૂરને પાછો વાળતી હતી તેવી રીતે હજુ કોઇએ વર પાછો વાળ્યો ન્હોતો. બન્ને પક્ષો કુળવાન ગણાતા હતા. આવા કુળવાન કુટુંબમાં આવો બનાવ બને તે ન સાંખી શકાય એવી વાત હતી.

લાલદાસ ધમપછાડા કરી રહ્યો. છગનલાલ ગંભીર વિચારમાં પડ્યો. એવામાં બૈરક મંડળ ગાજ્યું—વિફર્યું. ચીમનલાલની મા લાલદાસ પાસે દોડી જઇ બોલીઃ

" એમ આભા જેવા જોઇ શું રહ્યા છો ? આપણે ક્યાં કન્યા વગર રવડી મરતા'તા ! એ તો જમના બ્હેને કેટલા કાલાવાલા કર્યા ત્યારે મેં હા પાડી ! આ ફેસ્તા શા ?—"

જમનાનો પીતો પણ ઉછળ્યો. તેણે કુસુમનો હાથ ઝાલી તેને

માથરામાં બેસાડી દેવાને પોતાની શક્તિ વાપરી. પણ કુસુમ ચંડિકા થઇ ઉભી હતી.

" બેસી જા–રાંડ ! કાળમુખી !–" જમના બરાડી.

" ભલે હું કાળમુખી ગણાતી. તમારે જોઇએ તો મારા કાપીને કટકા કરી આ વરરાજાને ભેટ આપો..." કુસુમની આંખોમાં વીજળી ચમકી રહી હતી.

મંડપમાં હોહો થઇ રહી. સૌ મનભાવતી વાત કરવા લાગ્યા. બૈરાંઓમાં કુસુમને નહિ નહિ તેવી ગાળો દેવાવા લાગી.

" એ રાંડને ચીમનલાલથી સારો વર કયાં મળવાનો હતો!" કુસુમની પાસે ઉભેલી એક બાઇ બોલી.

" કુસુમ !···" છગનલાલ કુસુમ પાસે જઈ બોલ્યોઃ " આ શા ઢોંગ ? "

" તમારી હઠીલાઇનું એ પરિણામ ! મેં તમને અગાઉથી ચેતાવ્યા ન્હોતા ? "

" બસ હવે નાને મોઢે મોટા બોલ ન બોલ. બેસી–જા " કુસુમના પિતાના સ્વરમાં આજ્ઞા આવી.

" શા માટે બેસી જાઉં ? આ વહેંતીઆને પરણવા માટે ? પિતાજી ! હું ખોળો પાથરી માગી લઉં છું કે આવો જુલમ ન કરો. જો તમે સર્વ મારા જેવી એક નાદાન છોકરીપર જુલમ ગુજારવાનોજ ઇજારો લઇ આવ્યા હો તો ભલે ! તમારાથી થાય તે કરી લો, મને જીવતી સળગાવી મૂકો, મારા રાઇ રાઇ જેવડા ટુકડા કરો. પણ યાદ રાખજો કે આ જન્મે તો હું ચીમનલાલને નથીજ વરવાની..." કુસુમના સ્વરમાં પ્રખર દઢતા હતી. તેની આંખમાં અજબ તેજ ઝળહળી રહ્યું હતું. છગનલાલ કુસુમની હિમ્મત જોઈ એક પળ અવાક્ થઇ ગયો.

રામ ને કૃષ્ણના બધા વારસોને હવે પાનો ચઢયો. સીતા ને સાવિત્રીની પુત્રીઓ પણ કુસુમને હોમી દેવા તૈયાર થઇ. લાલદાસે જોસથી કુસુમનો હાથ ઝાલ્યો. કુસુમની કોમળ કમળદાંડી સમી કાંડી લાલદાસના રાઠોડી હાથથી મરડાઇ ગઈ. કુસુમે ચીસ પાડી.

" અહિં બધા હીચકારાજ ભેગા થયા છે ? આ સાઠ વર્ષનો બુઢ્ઢો મારાપર જુલમ ગુજારે છે ને બધા પુરૂષ ગણાતા બાયલાઓ ગુપચુપ જોઇ રહ્યા છે ! હિંદુસમાજ આવા હીજડાઓથીજ ભરેલી છે ? "

" ચુપ ! "...છગનલાલ બરાડયો. બળજબરીથી કુસુમને મંડપમાં બેસાડવામાં આવી.

" ચાલો, મહારાજ જલદી આટોપો–" લાલદાસ બોલ્યો.

" શું આટોપે ? એના બાપનું કપાળ ! હું પણ જોઉં છું કે કયો મહારાજ મારો હસ્તમેળાપ કરાવે છે !... મહારાજ !..." કુસુમ બ્રાહ્મણને સંબોધી બોલી: " યાદ રાખજો, તમારાપર એક નાદાન બાળાના જીવનનો આધાર છે. તમને દક્ષિણામાં બહુ બહુ તો પાંચ પચાસ રૂપીઆ મળશે. પણ મારી જીંદગીની ધુળધાણી થશે. આ મારી સામે બેઠેલો પુરૂષ મને બળજબરીથી પરણવા આવ્યો છે. તમે એની સાથે મારો હસ્તમેળાપ કરીને મારો શ્રાપ વહોરવા માગો છો ? જો તમે સ્વાર્થને વશ થઇ મારી જીંદગી બગાડશો તો તમને રૂંએ રૂંએ કીડા પડશે, તમારૂં કુટુંબ એઠા ટુકડા માટે ભીખ માગશે ને અંતે રૌરવ નર્કમાં પણ તમારો ઠાર નહિ થાય...."

મયાશંકર ગોર આ વીરબાળાના વચન સાંભળી દીંગ થઇ ગયો. તે આભો જેવો કુસુમના ઉગ્ર વદન તરફ જોઈ રહ્યો.

" એ મહારાજ ! જોઇ શું રહ્યા છો ? આકાશ નીચે ઉતરે તો પણ મારા દીકરાને પરણાવ્યા વિના હું ઘેર જવાનો નથી..."

લોહીનો વેપાર:-



'શુ આટોપે ? એના બાપનું કપાળ ? હુ પણ જોઉં છું કે
કયો મહારાજ મારો હસ્તમેળાપ કરાવે છે ?" ( પાનું ૧૬૨. )

મયાશંકરને કુસુમના બળિદાન કરતાં રૂપાના સીક્કા વધુ પ્યારા લાગ્યા. તેણે સપ્તપદીના મંત્રો ભણુવા માંડયા.

" મધુર !......" આજ વખતે એક પ્રચંડ સ્વર સંભળાયો ને બીજી પળે ઈન્દુ માભરા આગળ આવી ઉભો રહ્યો.

" કેમ ? તમારૂં અહિં શું કામ છે ? " લાલદાસે અપમાનભર્યા સ્વરે કહ્યું.

" બહુ કામ છે. તમને ખબર તો હશે કે હું કોઇ જગ્યાએ કામ વિના જતો નથી. અત્યાર સુધી હું ચુપ રહ્યો હતો કેમકે આ વીરબાળા તમારા જુલ્મની સામે થવાને શક્તિવાન છે એમ મને લાગ્યું હતું. પણ તમે પશુબળથી તેને છુંદી નાખવા તૈયાર થયા છો તે હું કદિ પણ સાંખી લેવાનો નથી. ચીમન ! શા માટે આ પવિત્ર બાળાનો ભોગ લેવાનું મહા પાપ કરે છે ?–" ઇન્દુલાલનો સ્વર આખા મંડપમાં ગાજી રહ્યો. કુસુમ આ બહાદુર યુવાન તરફ પ્રશંસાની નજરે જોઇ રહી.

" હવે જા જા–પાપવાળા! સીધો સીધો વંજે માપ; નહિ તો કંઈ સાંભળી જશે." છગનલાલ બોલ્યો.

" એજ મુઆના આ બધાં કારસ્તાન છે! એજ ચીમનને લગ્ન નહિ કરવાને કુરવતો હતો–" ચીમનની મા બોલી.

" કાઢી મુકો સાળાને લાત મારો–" એ ચાર અવાજ આવ્યા.

" આવો જેની હિમ્મત હોય તે !–"ઇન્દુલાલનો અવાજ મંડપમાં ગુંજી રહ્યો.

" પોલીસને બોલાવો..." ચીમને બાપને કહ્યું.

" હીચકારો ! " કુસુમે અત્યંત તિરસ્કારપૂર્ણ સ્વરે કાતિલ બાણુ છોડયું.

" એઇ મીસ્ટર ! અહિંથી જાઓ છો કે નહિ ? "

" નહિ. "

" તમારૂં અહિં શું દાટયું છે ?–"

ઇન્દુ તિરસ્કારથી હસ્યોઃ

" કુસુમબ્હેન સ્પષ્ટ રીતે કહી રહ્યાં છે કે એમને ચીમનલાલ સાથે નથી પરણવું. એમની ઇચ્છા વિરૂદ્ધ હસ્તમેળાપ કરાવવાનો તમને શો હક્ક છે ? "

" એના માબાપ એને ગમે ત્યાં પરણાવવાને મુખત્યાર છે. "

" માબાપ વીફર્યાં છે ત્યારેજ એ બિચારીને આમ બંડ કરવું પડે છે ને ! જો માબાપ સીધાં હોત તો આ વખત શા માટે આવત ?–"

" હવે ઝાઝી લવરી જવા દે. અહિંથી ખસી જા..."

" એ તો આ દેહમાંથી જાન જશે ત્યારેજ બનશે..."

" એમ કે ? ભૈયા ! બહાર કાઢ, આ સાળાને ! " લાલદાસે ભૈયાને બોલાવ્યો. ઇન્દુલાલે ચીમન તરફ નજર ફેંકી કહ્યું:

"તને આ ફારસ ગમે છે ? ચીમન ! જરા તો વિચાર કર..."

" હવે કંઇ વિચાર કરવાનો નથી. આ આબરૂનો સવાલ છે."

" એવી આબરૂ જહનમમાં જાઓ..."

આ પળે ભૈયાએ ઇન્દુનો હાથ ઝાલ્યો. ઇન્દુએ જોસથી ધક્કો મારી હાથ ઝુંટવી લીધો. ભૈયો લાલદાસ શેઠની ફુલેલી ફાંદ પર પડયો ને જેમતેમ જમીન પર પડતો બચ્યો. લાલદાસના પક્ષના સ્વાર્થી કીડાઓ હવે ઇન્દુલાલ પર તુટી પડયા. પ્રથમ તેઓએ ઇન્દુલાલપર પ્રહાર કર્યા. ઇન્દુએ સ્વરક્ષણ માટે લાકડી ચલાવી પણ સેંકડો હીચકારા આગળ એ બિચારાનું શું ચાલે ? છત્રી, લાકડી અને મુક્કીના પ્રહારથી એ વીર યુવાન ઘવાયો. છતાં તે જ્યાં ઉભો હતો ત્યાંથી એક ડગ પણ ન ખસ્યો. કુસુમને ઇન્દુલાલ પર

વ્હાલ છૂટયું. પોતાને માટે આ વીર યુવાન પર થતા ઘા તે ન જોઈ શકી.

"સબુર !..." તે બોલી. પણ એજ પળે ઇન્દુલાલના માથા પર એક જાડી ડાંગ પડી ને તે બેભાન થઈ નીચે પડયો. ઈન્દુના માથામાંથી લોહીની ધારા વહેવા લાગી. કુસુમે તેને પાટો બાંધવા માટે તરતજ પોતાની ચુંદડી ચીરી નાખી.

"દૂર મર !..." કુસુમને ધક્કો મારી નીચે પછાડતો છગનલાલ બોલ્યો: "તું મરી ગઈ હોત તો મારે આ દહાડો જોવો ન પડત" બે ચાર જણ બેભાન ઈન્દુને ત્યાંથી ઉપાડી ગયા. કુસુમ શ્યામણે ચહેરે તે જોઇ રહી.

"પ્રભુને ખાતર આજ પળે મને સોમલનું પડીકું આપો. હું હસતી હસતી ઝેર ફાકી જઇશ ને મરતી મરતી તમને આશિષ દઇશ." ઈન્દુલાલને ઉપાડી ગયા પછી તે બોલી.

"બસ કર રાંડ કાળમુખી !..." કહી જમનાએ કુસુમને તમાચો માર્યો. કુસુમની આંખમાંથી દડદડ અશ્રુધારા નીકળી પડી.

"આવો વેવણ ! તમે એનો ડાબો હાથ ઝાલો–" જમનાએ ડાબો હાથ પકડયો ને એ બે બલાએ કુસુમને જેમતેમ માળારામાં બેસાડી.

"ચાલ, મહારાજ ! હસ્તમેળાપ કરાવ–" લાલદાસ બરાડયો.

"ચીમનલાલ ! યાદ રાખજો. હું તમને જીંદગી સુધી ધિક્કારીશ. લોકો ભલે તે કહેશે. પણ હું તમને ભાઇ સિવાય બીજે નામે બોલાવવાની નથી–"

"એ રાંડ ! ચુપ મરની !–" જમનાએ દીકરીનું મ્હોં દબાવાનો પ્રયાસ કર્યો.

"ઓ પ્રભુ ! આ કઇ જાતનો ન્યાય ? આ કેવો જુલમ ?

બા ! બાપુજી ! કંઈક તો સમજો...મને આવા બળાત્કારથી પરણાવી તમે શો સાર કાઢશો ?..."

કુસુમ વધુ બોલી શકી નહિ. તેની આંખે અંધારાં આવ્યાં. અજબ હિમ્મતથી બાળા અત્યાર સુધી ટકી રહી હતી. હવે તેની શક્તિ ખૂટી અને જમનાના હાથમાં તે બેભાન થઇ પડી.

પુત્રીની આવી દશા જોઈ છગનલાલ કમ્પ્યો. તેને હવે હઠ ફરવામાં સાર ન જણાયો. ગંભીર સ્વરે તેણે લાલદાસને કહ્યું:

"શેઠ ! માફ કરજો. આ સંઘ કાશીએ જવાનો નથી."

"એટલે ?"

"જુઓ ! કુસુમ બેભાન થઇ ગઇ છે."

"તેથી શું ?" લાલદાસ વધુ ગરમ થયો. છગનલાલનો મિજાજ પણ ગયો.

"અમારે લગ્ન નથી કરવાં."

"શું ? મારૂં અપમાન ?"

"એમાં અપમાન જેવું કશું નથી. કુસુમ બેભાન થઈ ગઇ છે. એવી હાલતમાં લગ્ન નહિ થાય..."

"અરે ! તમે પણ એ રાંડના સંઘમાં ભળ્યા કે ? એ તો હમણાં શુદ્ધિમાં આવશે." જમના બોલી.

"નહિ મારે કુસુમને જીવતી બળતી હોળીમાં નથી નાખવી." છગનલાલ દૃઢતાથી બોલ્યો.

"શું ? મારૂં ઘર બળતી હોળી ?......છે કોઈ અહિંયા ? હું પણ મારા દીકરાને પરણાવીને જાઉં ત્યારેજ ખરો ! કોઇપણ છોકરી સાથે મારા દીકરાને પરણાવવા હું તૈયાર છું..." લાલદાસ પાગલ થયો. તરતજ લાલદાસના વેવાઇ થવાને બેચાર જણા તૈયાર થયા. કમળશી નામના એક ગૃહસ્થ પર લાલદાસની કૃપાદૃષ્ટિ ઉતરી. તેણે તેની દીકરી ચીમન સાથે લેવાની હા પાડી.

"એઈ! ચંપાને લઈ ઘેર ચાલો. ચાલો, ચાલો, ગોર ઉતાવળ કરો..."

પછી શું થયું તેનું વર્ણન કરી વાંચનારને કંટાળો આપવાની જરૂર નથી. કમળશીની દીકરી ચંપાને તાબડતોબ પીડી ચઢી. મયાશંકર ગોરે બ્રહ્મા, વિષ્ણુ, મહેશને સાક્ષીમાં બોલાવ્યા ને વ્હાણું વાયે ચીમનલાલ ભાઇ વિધુર મટી પાછા ગૃહસ્થ બન્યા! આ આખો ફારસ પૈસાને જોરે જોત જોતામાં ભજવાઇ ગયો.

## પ્રકરણ ૨૫ મું.

### જખમી ઇન્દુ.

રાતના બે વાગ્યા હતા. માંડવીની પોળમાં સઘળે સુનકાર હતું. સુમિત્રા અને હર્ષદરાય નિદ્રાદેવીને આધિન થઇ ગયાં હતાં. એકલી જયા બારીએ ઉભી ઉભી ચાતક પેઠે કોઈની રાહ જોતી હતી.

કુસુમ આજે લગ્નમંડપમાં ભયંકર બોમ્બ ફેંકવાની છે એ વાત જયા જાણતી હતી. તેની સામે કપોળ નાતનું આખું પશુબળ તૂટી પડશે તેની જયાને ખાત્રી હતી. તેણે ઇન્દુલાલને કુસુમનો નિશ્ચય જણાવી લગ્નમંડપમાં હાજર રહેવાની વિનંતિ કરી હતી અને જયાની વિનંતીને તે અવગણી શકયો ન્હોતો.

"ઇન્દુલાલ! આપણા જેવાએ આવીજ વખતે યાહોમ ઝુકાવવાની જરૂર છે. હિંદુસમાજને ઠેકાણે લાવવા માટે, તેની વર્તમાન વિકૃતિ ફના કરી નાખવા માટે અને ઘેર ઘેર સ્નેહાળ દમ્પતિના પ્રેમકલ્લોલ સાંભળવા માટે આપણાં જેવા બળિદાન નહિ આપે તો કોણ અભણ પશુઓ ને શિક્ષિત વહેંતીઆઓ આપશે?..."ઈન્દુલાલ આ વાકયો સાંભળી તરતજ તૈયાર થયો. તે લગ્નમંડપમાં ગયો અને જયા તેની રાહ જોતી આંખ તાણવા લાગી.

રાતે બે વાગે ચાર પાંચ માણસો કોઇને ઉપાડી આવતા હોય એમ જયાને મ્યુનિસિપાલિટીના ફાનસના ઝાંખા પ્રકાશમાં જણાયું. તેની છાતીમાં ધ્રાસ્કો પડયો. તે આંખ તાણી તાણીને જોવા લાગી. પેલા માણસો ભોગીલાલના ઘર આગળ આવી પહોંચ્યા. જયાની ખાત્રી થઇ ગઇ કે ઈન્દુલાલ રાક્ષસોના જુલમનો ભોગ થઈ પડયો છે!

તરતજ તે ઘરમાંથી બહાર નીકળી. સુમિત્રાને તે ઘોળીને પી ગઇ હતી. અતિશય જુલમથી—અતિશય ટાંકટોંકથી માણસ નફ્ટ

થઇ જાય છે એ વાત ખરી હોય તો જયા 'નફ્ટ' થઇ ગઇ હતી! તેને એકજ ધુન લાગી હતી. હિંદુસમાજમાં તે સ્ત્રીઓને માનભરી પદવી પર સ્થાપિત કરવા માગતી હતી. સ્ત્રી પુરૂષના વિલાસનું રમકડું નથી, એક આપખુદ શેઠની દાસી નથી; પણ અર્ધાંગના છે, સહધર્મિણી છે, સખી છે, ગૃહરાજ્યની મંત્રી છે—એ સિદ્ધ કરવા માટે તે વિગ્રહ જગાવી રહી હતી. કુસુમને યુદ્ધભૂમિમાં ઉતાર્યા પછી તેને એકલી તજી દે એવી તે હીચકારી ન્હોતી.

"શું થયું?–" ઇન્દુલાલને લઇ આવેલા માણસો પાસે જઇ તે બોલી. ઈન્દુલાલ પણ આ વખતે શુદ્ધિમાં હતો.

"આ સાહેબ બહાદુર લાલદાસ શેઠની સામે થવા આવ્યા હતા–" એક જણે વ્યંગમાં જયાને જવાબ આપ્યો.

"અને સેંકડો હીચકારાઓએ સાથે મળીને આ એક વીરને જખમી કરવાની બહાદુરી બતાવી ભીમ ને અર્જુનનાં નામો શોભાવ્યાં એમજને?..." જયાએ સામું કાતિલ બાણ છોડયું. કુસુમને પાણી પાય એવી આ બીજી રમણી જોઇને પેલો પુરૂષ ડઘાઇજ ગયો.

"તમે બધા ચાલી જાઓ. હું ઈન્દુલાલને માળપર લઇ જઈશ..." જયાનો સત્તાદર્શક સ્વર વાતાવરણમાં ગુંજી રહ્યો. કોઇ તેની આજ્ઞાની વિરૂદ્ધ થઇ શકયું નહિ. તેણે વ્હાલથી ઈન્દુલાલને ટેકો આપ્યો અને ધીમે ધીમે તે ઈન્દુલાલને માળપર તેના ઓરડામાં લઇ ગઇ. ઈન્દુને લઈ આવેલા માણસો ચાલી ગયા.

"આ પાટા કોણે બાંધ્યા?" જયાએ ઈન્દુલાલને સુવાડયા પછી પૂછયું.

"ડાકટરે..."

"તમે હોસ્પીટલમાં જઇ આવ્યા?"

"હા..."

" તમારાપર ઘા કોણે કર્યા ?"

" ઘણા જણે..." ઈન્દુ ફીકકું હસ્યો.

" હીચકારા !...તમે ફરિયાદ ન નોંધાવી ? " જયાની આંખમાંથી આગના તનખા ખરવા લાગ્યા.

"કોની સામે ફરિયાદ નોંધાવું ! જયા ! આપણી સામે થનારા-આપણા પર જુલમ ગુજારનારા આપણાંજ ભાઈ બ્હેનો છે ! એમની સામે અદાલતનો આશરો મારાથી કેમ શોધાય ?–" ઇન્દુલાલ લાગણીભર્યા સ્વરે બોલ્યો: " એ લોકો જે કરે છે તે જુલમ ગુજારવાના હેતુથી નથી કરતા. ધર્મને નામે, આબરૂને નામે, રિવાજને નામે આ બધા જુલમો થાય છે. જયા ! આપણે તો બળિદાન આપીને હિંદુસમાજ રૂપી જોગણીના ખપ્પરમાં હોમાઈ જવાનું વ્રત લીધું છે તે તમે ભૂલી ગયાં ?..."

" આહ ! ઇન્દુલાલ ! મને તો એવું થાય છે કે જાણે એ લોકોને સૂળીએ ચઢાવું..."

"તો પછી આપણામાં ને એમનામાં ફેર શો ?..."

જયા આ જવાબથી ચૂપ થઇ ગઇ.

" તમે હવે સૂઇ જાઓ. હું તમારી પાસે બેઠી છું..."

" તમે મારૂં કહ્યું માનશો ?"

" હું સમજી ગઇ. તમે મને ઘેર જવાનું કહેવાના છોને ? નહિ, હું તમને આવી દશામાં છોડીને નથી જવાની. ચાલો, આંખ મીંચી લો જોઉં !..."

ઇન્દુલાલના ગ્લાની ભર્યા વદનપર હાસ્ય ફરકયું ને તેણે આંખ મીંચી લીધી.

" જુઓ ! હું કેવી સરદારી ચલાવું છું !"

"એવી મીઠી સરદારી કોને નહિ ગમે, જયા?..." ઇન્દુલાલે એક નિશ્વાસ નાખ્યો.

જયા ઇન્દુના બિછાના પાસેજ બેસી રહી. ઈન્દુને આરામની જરૂર હતી. જયાએ રાતના ત્રણ વાગ્યા સુધી મટકું માંડયું ન્હોતું પણ તેમને આરામ ન આપવાના કોઇએ સોગન ખાધા હતા. ઇન્દુને લઇને જયા ઘરમાં આવી ત્યારેજ ભોગીલાલ જાગી ગયો હતો. તેણે છૂપાઇને બન્નેની વાતો સાંભળી. કંઇ કલંક શોધી કાઢવાને તે અધીરો બન્યો. પણ જયા અને ઇન્દુલાલ તદન નિષ્કલંક જણાયાં ત્યારે તેણે નવુંજ તુત્ત શોધી કાઢયું. તે હર્ષદરાયને ઘેર ગયો ને સુમિત્રાને જગાડી કહ્યું:

"કાકી! જુઓ તો ખરાં! જયાબહેન તો હવે હદજ કરે છે. આટલી મોડી રાતે તે ઈન્દુલાલને ત્યાં બેઠી છે..."

"હેં!"

"હા કાકી! આપણા જેવા ખાનદાનને એવું શોભે? જુઓ તો ખરા!..."

સુમિત્રા વકરાયલી વાઘણ જેવી ભોગીલાલના ઘરમાં દોડી ગઇ. ઇન્દુલાલનો ઓરડો અંદરથી બંધ હતો. તેણે જોસથી બુમ પાડી:

"જયા!..."

"કેમ?–" અંદરથી જવાબ આવ્યો.

"બારણું ઉઘાડ."

જયાએ બારણું ઉઘાડયું.

"અરે! રાંડ! તને તે હવે કેમ સંભાળું? આટલી રાતે આ તારા માટી પાસે શા માટે આવી છે?..."

"જો બા! તું નકામી લવરી ના કર. ઇન્દુભાઇ બીમાર છે. તેમની સારવાર કરનાર કોઇ નથી. એટલે મારે એમની પાસે બેઠા વિના ચાલે તેમ નથી..."

"અરે ચાલ–ચાલ, ઇન્દુભાઇવાળી! સીધી સીધી ચાલેછ કે તારા બાપને બોલાવું?–"

"બા! ઇન્દુભાઇ મારા મિત્ર છે. એમની બીમારીમાં એમની દેખરેખ રાખવાની મારી ફરજ છે." જયાએ શાંતિથી જવાબ આપ્યો.

"તું કઇ જાતની છોકરી છે! રાંડ! પારકા પુરૂષ સાથે તને શું લાગે વળગે?..."

"બા! બા! તને હું શી રીતે સમજાવું? હું પણ હિંદવાણી છું હો! તમારી આજ કાલની સતી કરતાં મારી પવિત્રતા લાખગણી તેજસ્વી છે–મારી નસમાં પણ દ્રૌપદીનું લોહી વહે છે. તારે મારી પવિત્રતાની ચિંતા કરવાની જરૂર નથી..."

"દુનિયા!..."

"દુનિયા!..." જયા ધિક્કારથી હસી:

"દુનિયાએ કયે દહાડે પવિત્રતા પારખી છે? દુનિયા તો હંમેશાં પાખંડનેજ પૂજતી આવી છે."

"મારે તારી સાથે પંડિતાઇ નથી બતાવવી. તું ઘેર આવે છે કે નહિ?..." સુમિત્રાએ છેલ્લો ગોળો ફેંક્યો.

"જયાબહેન! જાઓ, મને ઠીક છે..." બિછાના પરથી ઇન્દુકુમાર ધ્રુજતા સ્વરે બોલ્યો.

'તમને બોલવાની મના છે તે ભુલી ગયા?..." ઈન્દુ તરફ જોઈ અજેય હાસ્ય કરતી જયા બોલી.

"બા!..." તે સુમિત્રા તરફ ફરી. "જા, બાપુજીને જે કહેવું હોય તે સુખેથી કહેજે. હું મરી જઇશ તો પણ ઇન્દુભાઇને આ હાલતમાં એકલા રહેવા દેવાની નથી..."

સુમિત્રા હારી.

## પ્રકરણ ૨૬ મું.

### સ્નેહાંકૂર.

ધર્મશાસ્ત્રની પોલાદી સત્તા અને તે ન ફાવે ત્યારે હીચકારા પશુ-બળ પર જીવવાના વ્યર્થ ફાંફાં મારતી હિન્દુસમાજના જુલમનો ભોગ થઈ ઇન્દુલાલ બીછાને પડયો. જયા આખા મહોલ્લાની નીચ ચર્ચાની પરવા કર્યા વિના ઇન્દુની નર્સ બની રહી. તેની સગી માએ તેનાપર દુઃખના ડુંગર તોડી પાડયા. એક દિવસ ભુખીય રાખી; પણ જયા ડગી નહિ. તે સ્ત્રી પુરૂષોની નિર્દય ચર્ચાનો ભોગ થઇ પડી. ઇન્દુલાલનું ચારિત્ર્ય કલંકિત ગણાયું. જયાને વેસ્યાની ઉપમા મળી. પોળમાંથી જયા ચુપચુપ ચાલી જતી હોય ત્યારે સેંકડો જણ તેના તરફ આંગળી કરવા લાગ્યા. સર્વ તરફ પ્રચંડ ધિક્કાર બતાવતી, પોતાના વિરલ વ્યક્તિત્ત્વના બળે જયા ઉંચે મસ્તકે ચાલી જતી. સઘળા વહેંતીઆ પુરૂષો અને નિર્માલ્ય અભણ સ્ત્રીઓ તેની પાછળ ખાઇ પીને લાગ્યાં હતાં. જયા ડાકણ છે, પિશાચીણી છે, સતી ધર્મને લજાવનારી 'મઢમ' જેવી નિર્લજ્જ અને માબાપની કુલાંગાર કન્યા છે એમ છડે ચોક બોલાવા લાગ્યું. જયા નિર્દોષ હતી, તેના ચારિત્ર્ય પર કલંક મુકવાની પરમાત્મામાં પણ તાકાત ન્હોતી છતાં હિંદુસમાજે તેને વગોવી નાખી. સમાજની ઝેરી આંખ સાચી પવિત્રતા જોઇ શકતીજ નથી. જયાની નિંદા કરવાનો નીચ ધંધો લઈ બેઠેલા કોઇ વહેંતીઆની વિષયી જાળમાં જો જયા ફસાઇ ગઇ હોત તો તેવો વહેંતીઓ જયાની નિંદા કરવાને બદલે તેનો ગુલામ થઇ રહેત ! પણ જયા તેઓ તરફ ઝાંખીને જોતી પણ નહિ. તેઓને જોતાંજ તેની મોહક આંખમાંથી ધિક્કારની પ્રચંડ જ્વાલા ભભુકતી. એ પ્રચંડ ધિક્કારની જ્વાલા જોઇ કેટલાક રામકૃષ્ણના વારસો ટીકા કરતા: " ઓય ! તારો નખરો !, "

હર્ષદરાવની સ્થિતિ દયાજનક હતી. હવે તે પોતાની ભૂલનો

પશ્ચાતાપ કરતા હતા. જયાનું લગ્ન એ ભયંકર ભૂલ હતી એવી તેમના દીલની ખાત્રી થઇ ગઇ હતી તેથી તે જયાને કંઇજ કહેતા નહિ. સુમિત્રા તેમની શાંતતાને નામર્દાઇ ગણતી છતાં હર્ષદરાયે સઘળું ગુપચુપ ખમી ખાવાનો નિશ્ચય કર્યો હતો. ' જે થવાનું હશે તે થશે. હવે એના અંતરાત્માની આડે આવવાનો મને કંઈજ અધિકાર નથી' એમ માની હર્ષદરાયે મૌનવ્રત સ્વીકાર્યું હતું. જયા ઈન્દુની સારવાર કરવાને સૈને ત્યાં જતી તે સામે સુમિત્રાએ આકાશ પાતાળ એક કરી નાંખ્યાં. ઘરમાં દિવસ ઉગ્યે હોળી સળગાવવા માંડી. રામ ને કૃષ્ણ, સીતા ને દમયંતીને પોતાની વ્હારે ધાવાની વિનવણી કરી. પણ જમીનમાં ગળી ગયલી સીતાય ન આવી ને નળના ભયંકર છળથી તપી રહેલી દમયંતીએ પણ દાદ ન દીધી. રામ ને કૃષ્ણ કોણ જાણે કયા ખૂણામાં ભરાઇ ગયા હતા કે તેમને કાને સુમિત્રાની અરજી પહોંચી નહિ ને પહોંચી હોય તો તેમને ત્યાં આવવાની કોઇ 'સેતાની' સરકારના કાયદાની મના હોવી જોઇએ. ત્રાગાં કરવા છતાં હર્ષદરાયે તેને દાદ ન દીધી અને જયા પણ શરણે ન થઈ. છતાં સુમિત્રા એમ હારે તેવી ન્હોતી. જયા એક બીમાર યુવાનની શુશ્રૂષા કરે તેથી તેના મત પ્રમાણે પતિવ્રત ધર્મપર પાણી ફરતું હતું—મનુસ્મૃતિ ઢેડને હાથે અભડાઇ જતી હતી ને સીતા જેવી સતીઓ સ્વર્ગમાં ઉભી થરથર કંપતી હતી !

" ઓ રાંડ ! તારો તે કયા ભવમાં ઉદ્ધાર થશે? પતિ વિના સતિની ગતિ નથી. તારો પતિ બિચારો મુંબાઇમાં હાથે રોટલા ઘડી જેમ તેમ દહાડા પુરા કરતો હશે ને અહિંયા તું આ મુઆ રખડતા ભામટાની પાછળ મરી જાય છે ! તારા બાપ કંઇ બોલતા નથી તેથી તું ફાટી ગઇ છે. હું તો સાંખી લઇશ પણ ઇશ્વર નહિ સાંખે હો !..." ઇન્દુને માટે ભોજન લઇ જતી જયાને બારણા આગળ રોકી સુમિત્રા બોલી.

"જો બા ! તને મારા વર્તન પર કોઇ જાતનો શક આવતો હોય તો મને ચોકખું કહી દે. હું તારી **સી**તાની પેઠે અગ્નિ પ્રવેશ કરીને તારી ખાત્રી કરી આપું કે હું પવિત્ર છું. પણ તું મને વારે-વારે મારા પતિની યાદ ન આપ. મારો પતિ કોણ? તને ખબર છે કે **પાં**ડવ સિવાય અન્ય કોઇ પણ પુરૂષને ભાઈબાપ ગણવાની મેં પ્રતિજ્ઞા લીધેલી છે? કાંતિલાલ સાથે મારો હસ્ત મેળાપ કરાવીને તમે દીકરી પરણાવવાનો લ્હાવો લીધો—મેં પતિ પ્રાપ્તિનો લ્હાવો લીધો નથી. એ મુઆ વહેંતીઆનું તું નામ લે છે ને મારૂં લોહી ઉકળી આવે છે! મારો એ શું સગો થાય? કંઈજ નહિ. મેં પોતે જ એને કહી દીધું છે કે એ મારો કોઈજ નથી. બહુ બહુ તો મારો એ શેઠ ગણાય! હું એની રસોઈયણ! એને બે વાર રાંધી ખવડાવું, એના ઘરનું કામ કરૂં, તેના બદલામાં મને એ બે ટંક ખાવાનું આપે! એથી વધારે મારે ને એને કંઇજ નથી..."

"હું હવે તમે કેમ સમજાવું?"

"મને સમજાવવાની કંઇ જરૂર નથી ને બીજું મને સમજાવવાની તારામાં શક્તિયે નથી. બા! હવે તને હું દુશ્મન જેવી લાગુ છું. મને દીકરી કહેતાં તું શરમાય છે; પણ તું મારી જનેતા હોવા છતાં મારી જીંદગીનું સત્યાનાશ વાળી નાંખતાં તને જરાય વિચાર ન આવ્યો? શા માટે મારૂં લોહી બાળે છે? મારે આ જીંદગીમાં કંઇ આશા કે ઉત્સાહ છે ખરો? કાંતિલાલને જોતાં કદિ મારૂં હૃદય આનંદથી ઉછળવાનું હતું ખરૂં? હું જન્મથીજ વિધવા જેવી છું. તું મારી મા—જન્મદાત્રી—મારા દીલની ઉની વરાળ કાઢવાનું મારૂં સ્થાન! પણ તુંજ મારી હડહડતી વેરણ થઇ તે માટે મારા નસિબ શિવાય કોને દોષ દઉં?"

જયાની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. તેની માતાના દીલપર કંઈક અસર થઇ પણ બીજીજ પળે તે નષ્ટ થઈ ગઇ. જયા શોકગ્રસ્ત વદને ચાલી ગઇ. ભરાયલી છાતીએ, રડમશ ચહેરે તે ઈન્દુના

ઓરડામાં દાખલ થઇ. ઇન્દુલાલની તૃષાર્ત આંખો જયાના શોકમય વદનપર ઠરતાં તેની છાતી ચીરાઇ ગઇ. તેના દીલને પારાવાર શોક થયો. આવી સુશીલ, આવી પવિત્ર દેવાંગના પર જે સમાજ દુઃખ પાડે તે પ્રભુની કડકમાં કડક સજાને પાત્ર થાય તેમાં ઇન્દુને કંઇ નવાઈ લાગી નહિ.

"શું છે જયા!" તે જયા તરફ જોઈ કંઇક હસવાનો પ્રયત્ન કરતો બોલ્યો.

"કંઇ નહિ..." કહી જયા તરત હસી:

"ચાલો, ખાઇ લો..."

"નહિ મને પહેલાં કહો. બાએ તમને કંઈ કહ્યું?–"

"એ કંઈ નવી વાત છે કે? તમે પણ કેવા અરસિક છો? જુની પુરાણી વાતમાં રસ લેવાનું તમને કયા મહેતાજીએ શીખવ્યું હતું?–"

ઇન્દુ હસ્યો.

"જયા! મારે માટે તું શા માટે દુઃખી થાય છે?" અનિમિષ ઈન્દુથી 'તુંકાર' વપરાઇ ગયો. જયા કંઇજ ન બોલી. નીચું જોઇ તે થાળીમાં જુદીજુદી વાનીઓ કાઢવા લાગી.

"જયા! આ હતભાગીને અહિંજ મરી રહેવા દો..." આગલી ભૂલ સુધારી ઇન્દુએ માનાર્થે બહુવચન વાપર્યું.

"ઇન્દુલાલ! આપણે મિત્રો છીએ ખરું!–"

"હા. મિત્રો જ છીએ જયા! એવા મિત્રો કે જેવાં કદાચ જગત્‌માં અગાઉ કદિ નહિ થયાં હોય!—"

"તો પછી મિત્ર તરિકે હું મારો ધર્મ બજાવી રહી છું તેમાં તમે આડે શા માટે આવો છો?–" દુર્જય સ્મિત ફરકાવતી જયા બોલી.

લોહીનો વેપારઃ-



" તમારૂં મ્હો જોતાં હું ખાવાપીવાનું ભુલી જાઉંછું "

( પાનું ૧૭૭ )

ઇન્દુલાલ હારી ગયો.

વાંચનાર ! આવો રમ્ય પરાજય તેં અનુભવ્યો છે ?

" મને એમ થાય છે જયા !..." ઈન્દુલાલ બોલ્યો.

" શું થાય છે ?..." જયાની ભમર નાચી.

" એમ થાય છે કે આપણી સમાજ પવિત્રતાનું તેજ કેમ નહિ જોઈ શકતી હોય ?–"

" આંખે મોતીઆ આવ્યા છે તેથી... એ મોતીઆ એટલે અંધાપાની નિશાની !..." જયાના સ્વરમાં કંઇક કડવાશ આવી.

" તું એમ ધારે છે કે આ સમાજ ફના થઈ જશે ?–"

" હું ધારતી બારતી કંઇ નથી. પણ કદાચ ફના પણ થઇ જાય તો દુનિયા શું નાદાર થઇ જવાની છે ? કદિ આપણા લોકો-એ વિચાર શુદ્ધાં કર્યો છે કે ઢીંગલા ઢીંગલીના જોડકામાંથી માંયકાંકલા જેવી પ્રજા પેદા કરનાર હિંદુસમાજ જગતમાં ન હોય તો પણ દુનિયા ખુશખુશાલ જીવી શકશે ! ઈન્દુલાલ ! તમને એમ નથી લાગતું કે આ સમાજ ફના થઈ જાય તે તેના પાપની ઓછામાં ઓછી સજા છે ?..." જયાની આંખમાંથી અગ્નિ ખરવા લાગ્યો. ગુસ્સાથી તેના ગાલપર રતાશ ધાઈ આવી. ઇન્દુ આશ્ચર્ય અને પ્રશંસાની લાગણીથી તેના તરફ જોઈ રહ્યો.

" ચાલો હવે ખાવા માંડો ! પછી મારૂં મ્હોં જોજો !–" જયાનો ગુસ્સો ઉડી ગયો ને તેનું સ્થાન નિર્દોષ મસ્તીએ લીધું.

" તમારૂં મ્હોં જોતાં હું ખાવા પીવાનું ભુલી જાઉં છું..."

" એમ ! ત્યારે તમનેય પેલા કવિઓ સાથે થોડોક નાતો લાગે છે ખરો !..."

" જયા ! કવિઓ તેમને ઘેર રહ્યા પણ તારા જેવી જીવંત

કવિતા મારી નજર સામે હોય ત્યારે મારામાં કવિત્વનો જરાય સંચાર ન થાય એ બનવા જોગ છે ખરૂં?–"

"તમે ખાવા માંડો છો કે હું મ્હોંમાં સીંચવા માંડું?–"

ઇન્દુના આનંદનો અવધિ થયો. જયા પણ મસ્તી ભરી આંખે તેના તરફ જોઇ રહી.

"ભજીયા કેવાં છે?" ઈન્દુએ ખાવાનું શરૂ કર્યાં પછી જયાએ પૂછ્યું.

"તું બનાવે એમાં ખામી હોય?"

"આનું નામ ખુશામત!..."

"એમ કે!" ઇન્દુ વ્હાલથી હસ્યો.

કોણ જાણે કેમ જીંદગીમાં પહેલીવાર જ જયાનું દિલ વિહવલ થયું–તેની આંખો નીચી નમી ગઇ, છાતી ધડકવા લાગી. હૃદયમાં કંઇક એવી લાગણી થઈ કે જેનો તેને પૂર્વે કદિ પણ અનુભવ ન્હોતો થયો. થોડીક પળ જડપૂતળી જેવી તે સ્તબ્ધ ઉભી રહી.

"જયા! ખોટું લાગ્યું?..."

જયા મૌન જ ઉભી રહી.

"નથીજ બોલવું?" સ્નેહાળ સ્વરે ઈન્દુએ ફરીથી પૂછ્યું.

"શું બોલું?"

"કંઇ પણ! તને ખબર તો છે કે તું હમેશ બોલ્યાજ કરે તે મને બહુ ગમે છે."

જયા મૂઝાઇ. તે કંઈજ બોલી ન શકી. આ રમણિય મુઝવણમાંથી બચી જવાનો તેણે ઉપાય શોધી કાઢયો.

"પૂરી તો ખાતા જ નથી. ભાણામાં જેટલી ને તેટલીજ પડી છે..."

" અરધો ડઝન તો ખાઇ ગયો ! હજી કેટલીક ખવડાવવી છે !"

" આ પડી છે તે બધી ખાઇ જવી પડશે. "

" વાહ ! તું તો મુગલાઇ ચલાવે છે ! "

બન્નેના હૃદય પુલ્કિત થયાં. બન્નેની આંખો હસી રહી. ઉભયનાં હૃદયપર કોઈ જાદુઇ શક્તિની ગેબી અસર થવા લાગી.

" જા ભઇ ! હવે નથી ખવાતું. " જયાએ ઇન્દુના ભાણામાં બે ચાર વધુ ભજીઆ નાખ્યાં તે જોઇ ઇન્દુ લાડ કરતો બોલ્યો.

" ખાઈ જ જવું પડશે. ખબર નથી અહિં મુગલાઈ ચાલે છે તે !–" જયાના વદનપર રમણિય સ્મિત ફરકયું. ઇન્દુલાલને એ સ્મિત આગળ ત્રિભુવનની સલતનત્ તુચ્છ જણાઇ.

## પ્રકરણ ૨૭ મું.

### રાંડયા પછીનું ડહાપણ.

કુસુમ–આશાભરી–ઉત્સાહભરી–નાદાન નિર્દોષ કુસુમ અણગમતા જુલમ સામે વીરાંગના પેઠે ટક્કર ઝીલી અંતે બેભાન થઇ પડી. તેના હૃદયપર વજ્રઘાત થયા હતા. તેના માતા પિતાની હઠ, ચી મનલાલની નીચતા, લાલદાસની જુલમગાર આપખુદી, ઇન્દુલાલપર લાકીના પ્રહાર આદિથી બાળાની કોમળ છાતી ચીરાઈ ગઇ હતી. આવી ગંભીર પરિસ્થિતિમાં પણ તે ક્ષત્રિયાણી સમી અડગ રહી અને વિજયની પળ નજીક આવી ત્યારે જ બેભાન થઇ પડી. તે જાણતી ન્હોતી કે તેની બેભાનીથી તેના પિતાની શુદ્ધિ ઠેકાણે આવશે. તેને આશા ન્હોતી કે જુગજુગ જૂની હિંદુસમાજની પ્રથા તેના બંડથી તુટી જશે!–તે કર્ત્તવ્યપાલન માટે લડી છુટી હતી. ફલાફલની તેને અપેક્ષા ન્હોતી. શ્રી કૃષ્ણચન્દ્રનો મોહનમંત્ર કુસુમે જીવનમાં ઉતાર્યો હતો. તે લડી–છેવટ સુધી લડી અને એ લડતની–તેના કકળતા દીલના વિજયી ટંકારની પ્રબળ અસર તેના પિતાના મનપર થઈ. છગનલાલે કુસુમને બળજબરીથી પરણાવવાની સાફ ના પાડી ને લાલદાસ શેઠે દીકરાને ચમ્પા નામની ગુલામડી ખરીદી આપી બાપનું નામ ડૂબતું બચાવી લીધું!

બપોરે બારેક વાગ્યાનો સમય હતો. કુસુમ એક ઓરડીમાં એક પલંગપર પડી હતી. તેના માતપિતા તેની નજીક જ હતાં. સગાંવ્હાલાંની આવજાવ ચાલુ હતી. કોઇ લાગણીથી કુસુમને જોવા આવતા તો કોઇ આ માથાફરેલ સિંહણના દર્શન કરવાના કૌતુકથી આવતા હતા. છગનલાલ ગંભીર વિચારમાં પડયો હતો. તેને હવે શો રસ્તો લેવો તેજ સુઝતું નહોતું. 'કન્યાને ભણાવવી–સ્વતંત્ર વાતાવરણમાં ઉછેરવી તેની ભાવનાસૃષ્ટિ

ઉન્નત બનાવવી અને પછી તેનો જીવનસાથી તેની સંમતિ વિના શોધી આપવો તેના જેવું ઘોરતમ પાપ બીજું કોઇજ નથી.' એવી તેની હવે ખાત્રી થઇ ગઇ હતી. પણ જમનાનો ખ્યાલ જૂદોજ હતો. કુસુમને બેભાન અવસ્થામાં પણ ચીમનલાલને ગળે વળગાડી દઇ એ 'સાપના ભારા'ને જીંદગી સુધી દૂર કરી નાખવાની તેના પ્રભુએ તેને આજ્ઞા કરી હતી. કુસુમે લગ્નમંડપમાં બંડ કરીને આર્ય-સંસ્કૃતિના પાયા હલમલાવી નાખ્યા હતા એવી જમનાની એક ખાસ માન્યતા હતી. જો બધી છોકરીઓ આમ કરવા માંડશે તો હિંદુ-સમાજ એક દાયકામાં ફના થઈ જશે તે વિષે તેને જરા પણ શંકા ન્હોતી. હિંદુઓના ઘરોને " લીલી વાડી " જેવા રાખવા માટે બાર-બાર તેર તેર વર્ષની કન્યાઓને માતા બનાવી દઇને સનાતન હિંદુધર્મની પરંપરા જાળવવીજ જોઇએ એવી જમનાની માન્યતા હતી. આમ એકજ ઘરમાં—પતિપત્ની વચ્ચે—કુસુમના બંડથી ઉત્તર દક્ષિણ ધ્રુવનું અંતર થઈ ગયું.

કુસુમ શુદ્ધિમાં આવી હતી પણ તે બહુ નબળી પડી ગઈ હતી. તેના મગજ અને હૃદય બન્ને નબળાં પડયાં હતાં. તેની આંખે અંધારાં આવતાં હતાં. બાળા બ્હી ગઈ હતી. ગઈ રાતે તેના પર અસહ્ય જૂલમો ગુજર્યા હતા. નજીવા જુલમોની તો દિવસો થયા શરૂઆત થઈ ચૂકી હતી. તેણે કેવા કેવા મનોરથ ઘડેલા, કેવા કેવા આશાના કોટ ચણેલા—એ સર્વના ગઇ રાતે ચૂરેચૂરા થઈ જવાનો ભય હતો. પરાજયની સંપૂર્ણ ખાત્રી થયા પછી કોઇ હતાશ થયલો સેનાપતિ શત્રુદળ પર છેવટનો હલ્લો કરે તેવી કુસુમની મનોદશા હતી. તેણે કાળાસ્ત્ર ફેંકવાની શક્તિ રહી ત્યાં સુધી ટક્કર ઝીલી અને પછી નિરાશાની પ્રચંડ આંધીએ તેને તોડી પાડી. દીલ પર થના આવા કારી ઘા કેવા કાતિલ હોય છે તે દીલના દર્દીઓ જ સમજી શકશે.

"બા-બાપુજી !...મને જીવતી શા માટે સળગાવી દો છો ? ઓ ! ઓ ! મને ઝેર લાવી આપો. મને સોમલ ખવડાવો...પ...પણ આ વહેતીઆ સાથે મને ન પરણા...વો." તે અસ્ફુટ સ્વરે બોલી. તેની આંખમાંથી હજુય અશ્રુબિંદુ ઝરી રહ્યાં હતાં.

છગનલાલ પુત્રીની કરૂણ દશા જોઇ કમ્પી ગયો. તેને હવેજ જણાયું કે તે એક મહા પાતક કરતો બચી ગયો હતો. તે કુસુમના માથા પર વ્હાલથી હાથ ફેરવતો બોલ્યો:

"બ્હેન !..."

"ઓ ! ઓ ! બાપુજી ! મને અંધારાં આવે છે. હું લાચાર છું. જેવી તેવી પણ તમારી દીકરી છું. મને જાણી જોઇને કૂવામાં ના નાખો..."

"કુસુમ ! દીકરી ! શાંત થા. મેં તારી સગાઈ તોડી નાખી..."

"શું ? શું ?...લાલદાસ નથી માનતો ? ચીમનને મારા વાળની લટ પર કવિતા લખવી છે ? કપોળ નાતને મારા લગ્નમાં મિષ્ટાન્ન ખાવાં છે ? નહિ. નહિ. એ લોકોને તમે મારા બારમાના ચુરમા ખવડાવજો"...કુસુમ અસ્થિર મને બબડી. છગનલાલની સ્થિતિ વધુ ગંભીર થઈ.

"ઓ ! સાંભળો છો કે ?" તેણે જમનાને બોલાવી.

"શું છે ?..." સતીનો સામો જવાબ મળ્યો.

"ડૉક્ટરને બોલાવી મંગાવ—"

"અરે ! એ તો ફેલ કરે છે ફેલ ! રાંડને સ્વયંવર કરીને માટી શોધવો છે ?..." જમના બબડવા મંડી.

"ચૂપ રહે !..." છગનલાલનો પીત્તો ગયો.

"ઓ માડી ! મારૂં શું જાય છે ? પાછા દીકરીને ચઢાવો છો તેનાં ફળ તમેજ ભોગવશો."

" વારૂ જા. હમણાં ડૉકટરને બોલાવ."

" બાપુજી ! " કુસુમ પુનઃ બોલી.

" ઓ દીકરા !..."

" પેલા લોકોને જરા વારોને ! એ રાક્ષસો ઈન્દુલાલને મારી નાખશે ! "

" તું શાંત થા દીકરી ! મેં તારા વિવાહ તોડી નાંખ્યા. હવે કોઇ તારી મરજી વિરૂદ્ધ કંઈ કરી શકશે નહિ."

" શું ? શું ?..." જોસથી કપાળ 'દાબતી કુસુમ બોલીઃ " ઈન્દુલાલ પર લાકડીનો માર પડે છે તે આ બધા હીચકારા જોઇ રહ્યા છે ! એમનો મનુ આમ હીચકારી રીતે કોઇ બહાદુરને મારવાની રજા આપતો હશે ? કયા જંગલી જમાનાનું રાજ્ય હજુ અમારી સમાજમાં ચાલી રહ્યું છે ?..."

કુસુમનો લવારો વધ્યો. તેના મસ્તક પર તાવ ચઢયો હતો. આંખો ફાટેલી હતી. ભયથી ત્રસ્ત થઇ ગયલી બાળા ઘડીએ ઘડીએ બાવરી બાવરી થઇ આમ તેમ નજર ફેંકતી હતી. હજુ તેના અંતરનો ભય શમ્યો ન્હોતો. ગઈ રાતના જુલમથી તેનું હૃદય, ઘવાયલાં પંખીની પાંખોની પેઠે ફડફડી રહ્યું હતું.

ડૅાકટર આવ્યો. તેણે કુસુમની નાડી તપાસી, છાતી પર સ્ટેથેસ્કોપ મૂકયું, આંખો જોઇ ને થોડીકવાર વિચાર કર્યો.

" શું છે ડૅાકટર ? "

" કંઈ નથી. Heart પર sudden attack થવાથી લવારો કરે છે. હું ઘેનની દવા આપું છું. ગભરાવા જેવું કંઈ નથી..." કહી ડૅાકટરે રજા લીધી.

નોકર દવા લઇ આવ્યો. એક ભાગ દવા પાતાં કુસુમ જરાક સ્વસ્થ થઇ ને તેની આંખો મીંચાઇ. છગનલાલ અત્યંત શોકગ્રસ્ત

વદને તેના બીછાના પાસે બેઠો બેઠો પોતાની હડીલાઇ માટે શોક કરતો હતો.

"એમાં એ બિચારીનો શું વાંક? અમે માબાપોજ આજની યુવાન પ્રજાની જીંદગીની ધુળધાણી કરી નાખવા માટે પ્રભુના ગુનેહગાર છીએ. દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય! હજારો દીકરીઓને એ ન્યાયે અંધારી ખીણમાં ધકેલી મુકવામાં આવે છે. અમેજ એ પાપ માટે જવાબદાર છીએ. અમેજ એ સેતાની રમતના પાસા નાખનારા છીએ." તેને હવેજ ભાન થયું કે આ બધું રાંડયા પછીનું ડહાપણુ છે!

"શું વિચાર કરો છો? ડૉક્ટર શું કહી ગયો?" જમનાએ ઓરડામાં આવી છગનલાલની વિચારમાળા તોડી નાંખી.

"જરા ધીમે બોલ...હમણુંજ જરા આંખ મળી છે.."

"મુઇ રાંડ હું! મારૂં બોલવુંજ કોઇને ગમતું નથી..."

"અરે! પણ કુસુમ સીક છે તેનો તો વિચાર રાખ..."

"એને શું થયું છે? સાંઢ જેવી તો છે!...હવે કોની સાથે નંકકી કરવું છે?..."

"કુસુમ કહે તેની સાથે..."

"શું? તમે આ ટીચકીને વાયે ચાલવાના છો? જરા તો ભાન રાખો. તમારી લાડકીની નામદારીની દુનિયામાં શું વાત થાય છે તે જાણો છો? મારાથી તો નીચેથી ઊંચુંજ જોવાતું નથી..."

"ભલે! તું નીચું જોયા કરજે. હું હવે ઉંચે મસ્તકે ચાલીશ..."

"તમારૂં માથું તો નથી ફરી ગયું! દુનિયામાં વસો છો કે દુનિયાની બહાર!"

"તું ઝાઝી લવ લવ ના કર. કુસુમ જાગી જશે..." માથું ફેરવ્યા વિના છૂટકોજ નથી એમ લાગવાથી છગનલાલે અભણ પત્નીને

ધમકાવી. જમના ત્યાંથી બબડતી ફફડતી ચાલી ગઇ. તેની સગી દીકરી બીછાને પડી હતી તેની તેને આજે પરવા ન્હોતી. એજ કન્યાનું પહેલાં માથું દુઃખતું તો તે રડવા જેવી થઈ જતી, વૈદ્ય ડૉકટરની ધમાલ કરી મૂકતી, પાણી પેઠે પૈસા રેડતી; પણ આજે સ્થિતિ જુદી હતી. આજે બન્ને મા દીકરી સામ સામા યુદ્ધક્ષેત્રમાં ઉભી હતી. જમાનાઓથી ગુલામગીરીના ચકકરમાં પીસાઈ ગયલી જમના સોનેરી ગુલામગીરીનું રક્ષણ કરવા ચાહતી હતી. કુસુમ પ્રભુના બાળકની સ્વાભાવિક સ્વતંત્રતાનો જન્મસિદ્ધ હક્ક માગતી હતી. ધર્મને નામે જમનાના મગજમાં એવા ભુત ભરાયા હતા કે કુસુમને સળીની સજા કરીને પણ તે સંતોષાય તેમ ન્હોતું.

"આવું તોફાન? આવું ધીંગાણું? દીકરીની જાતને મોય દાંડીયાની રમત? હાય! હાય! નરો કળીકાળ આવ્યો, નહિ તો ભર મહાજનની વચ્ચે ઉભી થઇને ઘોડે ચઢી આવેલા વરને પાછો કાઢે? રાંડ ફાટી ફાટી તે કેટલે સુધી! કહે છે કે ચીમન મારો ભાઇ થાય! મને ધમકાવે—એના બાપને ધમકાવે—મયાશંકર ગોરને ધમકાવે! આ તે દીકરી કે બલા?..." જમનાની મનોદશા આવી હતી. તેણે પોતાની કુલ સત્તાના જોર પર છગનલાલને પૂછ્યા ગાછ્યા વિના કુસુમ માટે બીજો 'ઢીંગલો' શોધવાની તજવીજ પણ શરૂ કરી દીધી હતી. ઘણી સ્ત્રીઓ પોતાના દીકરાના બે હાથના ચાર હાથ કરી 'ગંગા ન્હાવા' ની રસિયણ હતી. પણ કુસુમે ગઈ રાતે જે રંગ બતાવ્યો હતો તે રંગ જોઇ કોઇ 'માડી જાયો' કુસુમને વરવાની હામ બીડશે કે કેમ તે જોવાનું છે. જમનાએ બે ચાર સ્ત્રીઓને પોતાની 'વેવણ' બનવાના નોતરાં મોકલ્યાં. પણ હજુ કોઇએ છગનલાલની 'વહી ગયલી છોકરી' ને 'વહુ' બનાવવાની હા પાડી ન્હોતી.

## પ્રકરણ ૨૮ મું.

## પ્રેમનો પહેલો પાઠ.

"જયા ! કુસુમને જોઈ આવી ?" બીજે દિને જયા આવતાં ઈન્દુલાલે પહેલો પ્રશ્ન પૂછ્યો: "કેમ છે ? એનું શું થયું ?"

"છગનલાલને રાંડયા પછી ડહાપણ આવ્યું. ચીમનલાલના ચમ્પા નામની એક છોકરી સાથે લગ્ન થઇ ગયાં ને કુસુમ લવારો બકારો કરતી બીછાને પડી છે–" જયાએ જવાબ આપ્યો.

"ગરિબ બિચારી !..."

"ગરિબ શાની ? એ તો સાચી સિંહણ છે સિંહણ ! એવીજ બાળાઓ આપણા શ્રાપિત સંસારને ઉજ્વલ કરશે..." જયાના સ્વરમાં આવેશ આવ્યો.

"જયા ! શું બીજો કોઇજ નથી. ?"

"તમેજ બતાવોને લાલાજી !..." મધુર ઘંટડીના સ્વર જેવા હાસ્યમિશ્રીત સ્વરે જયા બોલી:

"જ્યાં સમાજ એક તસુ પણ નમવાની ના પાડે ત્યાં બંડ શિવાય બીજો ઇલાજજ શો છે ? અમે પડી સ્ત્રીઓ–અબળા ! અમારા રક્ષણનો ભાર તમારા પરમાર્થી ભાઇઓએ જગતના આદિકાળથીજ પોતાને ખભે રાખ્યો છે. પ્રથમ અમારાપર પશુબળના જુલમ થતા. પછી સમાજ વ્યવસ્થા જાળવવાને નામે તમે સમાજ તંત્રમાં 'સુધારા' કરી લગ્નની સંસ્થા સ્થાપી ને આપખુદ સરકારની પેઠે સર્વ સત્તા તમારા હાથમાં રાખી. સરકાર પ્રજાકીય સભાસદને 'ઑનરેબલ' ના ઇલકાબથી ભમાવે છે તેમ તમે અમને "અર્ધાંગના, દેવી અને જીવન સાથી" ના ચંદ્રોથી નવાજીને ભમાવી. અમે કદિ માથું ન ઊંચકીએ તે માટે સામાજીક રિવાજો ને ધાર્મિક આજ્ઞાઓ અમારે માથે અગાઉથીજ લાદી દીધાં. અમારા આત્મા ને શરી-

૨૫૨ તમારી માલીકીના સિક્કા માર્યા અને હવે–હવે જ્યારે પરદેશી સરકારનો લોખંડી દસ્તો તમારા માથાપર પડે છે ત્યારે તમે અ-મારી પ્રેરણા માગો છો—અમને પુકાર મારી કહો છો કે 'બહેનો! વ્હારે ધાઓ તમારી ભીડ પડી છે!' ઇન્દુલાલ! જ્યાં સુધી સમાજની લોખંડી સાંકળથી અમે મુક્ત ન થઇએ ત્યાં સુધી અમે તમને શી મદદ આપી શકીએ? જ્યાં સુધી અમે ખદબદતી ગુલામગીરીમાં સડીએ છીએ ત્યાં સુધી રાજકીય સ્વતંત્રતાની અમને શી રીતે ધગશ લાગે? અને આવી સ્થિતિમાં જો અમે અમારૂં વ્યક્તિત્વ જાળવીને જીવવા માગતી હોઇએ તો તમારી પોલાદી સત્તા સામે બંડ કર્યા શિવાય બીજો ઉપાય છે ખરો?"

ઈન્દુલાલ વિચારમાં પડ્યો. તેની સામે સુંદરી સમાજની અ-સામાન્ય પ્રતિનિધિ પોતાના પક્ષની સમર્થ વકીલાત કરી રહી હતી. શો જવાબ વાળવો તે તેને સુઝ્યું નહિ. થોડીકવાર પછી તે બોલ્યો:

"શું અમે જગતમાં કંઈજ ફાળો આપ્યો નથી?"

"તમારો ફાળો?" જયા હસી: "કોણ ના પાડે છે? તમે ઘણો ફાળો આપ્યો છે. પ્રભુએ વિશાળ જગત્ બનાવી પુરૂષોને સોંપી દીધું. પુરૂષોએ તેના ખંડ અને રાષ્ટ્રને નામે ભાગલા પાડી ભાઈ ભાઇ વચ્ચે વેર બાંધ્યાં. પુરૂષોએ સત્તાના લોભમાં વિપ્લવો જગાવ્યા, સત્તા ટકાવવાને કાનુનો ઘડયા, તમારા રસ્તામાં જે જે આડખીલી નડી તેનો તમે નાશ કરી નાખ્યો. વાહ! તમે કંઇજ ફાળો નથી આપ્યો એમ કેમ કહેવાય? પ્રલયના સાક્ષાત્ પ્રતિનિધિની જગ્યા સાચવવાનું માન જો કોઇને પણ ઘટતું હોય તો તે પુરૂષોને ઘટે છે..." જયા વ્યંગપૂર્વક હસી.

"જયા! શું બધાજ પુરૂષો પ્રલયવાદી છે?"

"એમ કોણે કહ્યું? તું તેવો નથી એમજ ત્યારે મારે મ્હોડે

સાંભળવું છે ને ? ગાંડા ! આપણે તો મિત્રો ! એવા મિત્રો કે જેવાં જગત્માં કદિ ન થયાં હોય ! તારે માટે હું એ ટીકા કરતી નથી..."

" મારા જેવા બીજાય ઘણા છે, જયા ! "

" હું જાણું છું. પુરૂષોની એકપક્ષી સંસ્કૃતિના ઘા તમારાપર પણ પડયા છે. તમારા જીવનમાં સ્ત્રીઓ ગુલામ થતાં રસકસ અને પ્રેરણાનું નામ નિશાન રહ્યું નથી. પણ હજુ પુરૂષ સમાજ ઉંઘે છે— હજુ તેની વિનાશક શક્તિનો મોહ ગયો નથી. અને પુરૂષોએ પોતાના ભયંકર પ્રયોગને લીધે જે લાખો સ્ત્રીઓને પોતાની છાયા બનાવી દીધી છે તેનું શું ? તારા જેવા મુઠીભર પુરૂષો સ્ત્રીઓના ઉદ્ધારની બાંગ મારે તેથી શું વળવાનું છે ? અમે તમારી સાચા દીલની સહાય વધાવી લઇશું. પણ અમારો ઉદ્ધાર અમારે જાતેજ કરવો પડશે.... ઇન્દુ ! તને ખબર છે કે આજે અમારી દશા કેવી કરૂણ છે ? અમે જીવનસાથી રહી નથી, અર્ધાંગના રહી નથી, અરે કાયદાસર બાંદી જેવી પણ અમારી હાલત નથી. એક એક વસ્તુ માટે અમારે પુરૂષોની મોહતાજગીરી કરવી પડે છે. સ્ત્રીઓનું સૌન્દર્ય જે પૃથ્વીની શોભા છે, પ્રભુની શ્રેષ્ઠ બક્ષીસ છે તે અમારે અમારા માલીક પાસેથી એક ક્ષુલ્લક વસ્તુ મેળવવા માટે બજારૂ ચીજની પેઠે વેચવું પડે છે ! સ્ત્રીઓ હાલમાં સમાજમાં જે ભાગી તુટી પદવી સાચવી રહી છે તે તેના નખરાંને લીધે ! સ્ત્રીઓનાં નખરાંમાં એક જાતની કેફ રહેલી છે. એ કેફથી પુરૂષ મહાત્ થાય છે. એ શિવાય તમારા વિનાશક સ્વભાવપર કશાયની અસર થતી નથી. લાંબા કાળના અનુભવથી સ્ત્રીઓ એ જાણી ગઈ છે ને તેથી તે તમને હંમેશાં નીશામાં ચકચુર રાખીને પોતાના મનની મુરાદ પાર પાડે છે. એ સ્ત્રી પુરૂષનો દૈવી યોગ નથી, આદર્શ સંલગ્નતા નથી પણ સૌન્દર્યનું બજારૂ વેચાણ છે. જો હું એ ધંધો સ્વીકારૂં તો કાંતિલાલ મારો ગુલામ થઇ રહે, સમાજ મને સતી ગણે, સ્ત્રીઓ મારી અદેખાઇ કરે ને પુરૂષો મારા પગ ચાટવા આવે ! પણ

નહિ, હું મારા વ્યક્તિત્વને માટે લડી રહી છું, મારો જીવનસાથી પસંદ કરવાના મારા જન્મસિદ્ધ હક્ક માટે લડી રહી છું; તેથી મારી સગી જનેતા મને રોજ વ્હાણું વાયે 'રાંડ' ને નામે બોલાવે છે, દુનિયા મને વહી ગયલી ગણે છે, કાંતિલાલ લાલ પીળો થઇ મારા ગરિબ પિતાપર ધમકીભર્યા કાગળો લખે છે ને આ વહેંતીઓ બાયલો ભોગીલાલ મારા ચારિત્ર્યપર ટીકા કરવાનો ઇજારો લઈ બેઠો છે! કેવી વિચિત્ર દુનિયા છે, ઇન્દુ!..."

"પણ આ સંઘ કાશીએ કેમ જશે?"

"કાશીએ જાય કે જગન્નાથ જાય અથવા જહન્નમની ખાડમાં જાય! મને તેની જરાય ચિંતા નથી. ઘણી સ્ત્રીઓ માયકાંકલા જેવા બચ્ચાં જણી જણીને મરી જાય છે—હું મારા આત્માનો અવાજ પોકારતી પોકારતી મરી જઇશ તો તેમાં શું મુજાકો છે?"

"તને ભય નથી લાગતો?"

"શાનો ભય? ઈન્દુલાલ! ઘણાને આત્માનો અવાજ સંભળાતોજ નથી. તેથીજ તેઓ જડ પશુ જેવાં જીવન ગાળે છે. તેથીજ તેઓને ખાતાં પીતાં ઉઠતાં ને બેસતાં વેદની ઋચા ને સ્મૃતિના શ્લોકના મંજુરી માગવી પડે છે. એકવાર આત્માનો અવાજ સંભળાયા પછી ઉંધો જનાર કદિપણ ઉંચે જઈ શકે નહિ..."

"તારી બધી વાત સાચી છે, મીઠી! ......" ઇન્દુ માન અને વ્હાલથી બોલ્યો: "પણ આપણે બહુજ સંભાળીને ડગ ભરવાનાં છે. કદાચ આપણી પણ ભુલ થતી હોય..."

"આપણી ભુલ થતી હોય તો આપણે જરૂર વિચાર કરવો જોઇએ. આપણી ભુલ થતી હોય તો આપણે સમાજના નહિ તો પ્રભુના તો જરૂર ગુનેહગાર થઇએ. પણ મારા વ્હાલા મિત્ર! બાર દિવસમાં પોતાની વ્હાલી પત્નીને ભૂલી જનારને નહિ પરણવામાં કુસુમે શું ભૂલ કરી? મારા આ માંસલ શરીરપર ભૂખ્યા

વરૂની પેઠે ત્રાપ મારવા ચાહનાર કાન્તિલાલને તુચ્છકારવામાં મેં શું ભૂલ કરી ? તેર વર્ષની નાદાન નાની પર ઘોર અત્યાચાર કરનાર બદમાશ ભોગીલાલને જો તે દિવસે લાતે લાતે નવાજી નાખ્યો હોત તો તેમાં શું ખોટું હતું ? જે સમાજ વીસમીસદીના જીવન સંગ્રામમાં કુચ કરતી વખત કોઈ અજાણ્યા અંધકારયુગના કાયદાને બળજબરીથી આપણે માથે લાદવા માગે તેની સામે થવામાં શું ભુલ છે ?"

ઈન્દુલાલને લાગ્યું કે તેની સામે વીસમી સદીની દ્રૌપદી ઉભી છે. એ વીરાંગનાને દુર્યોધન પરણી જાય એ સંભવિતજ ન્હોતું. એને તો મચ્છવેધી અર્જુનજ પરણી શકે.

" જયા ! આપણી સમાજ શી રીતે સુધરશે ? "

" તારા મારા જેવા યુગલો સામે થશે ત્યારે બાપજી કહીને સુધરશે..." કહી જયા હસી. ઈન્દુલાલના દીલમાં આ વાક્ય સાંભળી અમૃત રેડાયું.

" ચાલ હવે બહુ વાત કરી. તારો ઘા ધોઈ નવો પાટો બાંધવા દે..."

જયાએ નિપુણ નર્સ પેઠે પાટો છોડયો. ઇન્દુના માથાનો ઘા " લોશન " થી ધોઈ નાખ્યો અને દવા લગાવી નવો પાટો બાંધ્યો. આ કામ તેણે એવી કાળજીથી તથા બાહોશીથી કર્યું કે ઈન્દુને જરાપણ દુઃખ થયું નહિ.

" તું પાટો બાંધતી'તી ત્યારે મને શું થતું 'તું તે જાણે છે?–" પાટો બંધાઈ રહ્યા પછી ઈન્દુ બોલ્યો.

" નહિ, કેમ ! દુખ્યું ? "

"નહિ રે ! તારો હાથ કદિ દુખે ખરો ? મને એમ થતું'તું કે આ સ્વર્ગની દેવી પૃથ્વી પર કોની શોધમાં આવી પડી છે !..."

જયાએ એક નિઃશ્વાસ નાખ્યો.

પાંચ છ દિવસ વહી ગયા. ઇન્દુનો જખમ બહુ ગંભીર ન્હોતો. જયાની વ્હાલભરી સારવારથી તે રૂઝાવા લાગ્યો.

જયાને બે દરદીની તપાસ રાખવાની હતી અને તે સાથે પોતાના હૃદયરોગને પણ સંભાળવાનો હતો. ઇન્દુલાલે તેના હૃદયમાં અનિર્વચનીય ભાવ જાગ્રત કર્યા હતા. આખી સમાજની નિંદાની પરવા કર્યા વિના એ વીર યુવાન જયાનો મિત્ર થઈ રહ્યો હતો. જયાને માટે તેણે ચીમનલાલ જેવો મિત્ર અને લાલદાસ જેવો સહાયક ગુમાવ્યો હતો. જયાના સિદ્ધાંતને પોતાનો કરી લઈ તે કુસુમને બચાવવા ગયો હતો અને ત્યાં જખમી થઈ આવ્યો હતો. આવા વીર યુવાન તરફ જયાનું સ્ત્રી હૃદય આકર્ષાય તેમાં નવાઈ ન્હોતી પણ એ આકર્ષણ શુદ્ધ અને નિર્મળ હતું. તેમાં વાસનાનો છાંટોય ન્હોતો. દેવો પણ જે સ્નેહની વાંછના રાખે એવા મધુર–નિર્મળ પ્રેમની જયાના દિલમાં જ્યોતિ ઝગી રહી હતી.

દરરોજ તે કુસુમને જોવા જતી. કુસુમની તબિયત પણ સુધરતી જતી હતી. પૂર શુદ્ધિમાં આવ્યા પછી કુસુમ ઇન્દુલાલને મળવાને અધીરી થઇ રહી. તે એ યુવાનને જોઇ મુગ્ધ થઇ ગઇ હતી. લગ્ન મંડપમાં વીર સેનાની પેઠે એ તેનો બચાવ કરવા ઉભો રહ્યો ત્યારથીજ કુસુમ તેના પરથી વારી ગઇ હતી. રોજ તે જયા સાથે ઇન્દુલાલની જ વાત કરતી.

" એમને કેમ છે ? એમને બહુ વાગ્યું હતું ? એમનો જખમ રૂઝાયો ? હવે કેમ છે ? ક્યારે સાજા થશે ?–" આ કુસુમના રોજના સ્વાભાવિક પ્રશ્નો હતા.

કુસુમની તબિયત દિન પરદિન સુધરતી ગઇ. છગનલાલની પ્રેમાળ વાણી હવે તેના તપેલા દીલને આરામ આપનારી થઇ પડી હતી. તેના પિતાએ તેની મરજી વિરૂદ્ધ તેને ન પરણાવવાનું વચન

આપ્યું હતું. આ વચનથી કુસુમના ભગ્ન દીલપર ઘણીજ અસર થઇ. તે જલદી જલદી સાજી થવા લાગી.

બીજું એક અઠવાડિયું વહી ગયું. કુસુમની તબીયતમાં ઘણો સુધારો થઇ ગયો. આજે તેણે જયા સાથે ઇન્દુલાલને ત્યાં જવાની છગનલાલ પાસે રજા લઇ લીધી હતી. જયા બપોરે બે એક વાગે તેને મળવા આવી ત્યારે તો કુસુમ તૈયાર થઇ બેઠી હતી. પૂર ઉત્સાહથી તેણે આજે શણગાર સજ્યા હતા. જાણે સ્વયંવરમાં જતી હોયની તેમ આજે તેણે પોતાના નૈસર્ગિક સૌન્દર્યને વસ્ત્રાલંકારથી શણગાર્યું હતું. નીલરંગી સાડી ને એજ રંગના રેશમી પોલકાથી બાળાની સુંદરતામાં ઓર વધારો થયો હતો. બેઉ હાથમાં બબ્બે મોતીની બંગડીઓ હતી. પગમાં કાળી મખમલની સ્લીપર શોભતી હતી. નાકમાં હીરાજડિત ચૂંક ઝગમગી રહી હતી અને કાનમાં હીરાના " ઇયરીંગસ " લટકતાં હતાં. જયા તેને જોઇ અજબ થઇ.

" કેમ આજે કયા વિશ્વામિત્રને ચળાવવા જવું છે ? " તેણે હસીને ટકોર કરી.

કુસુમ શરમાઇ. જયાએ હસીને એક નિસાસો નાખ્યો. કુસુમની મનોદશા ઓળખતાં તેને વાર લાગી નહિ.

" બેસ તો ખરી ! કયાં જવું છે ? "

" મારે ઈન્દુલાલને જોવા છે..."

" કેમ કૃતજ્ઞતાનો બદલો વાળવો છે ? " જયા બોલી.

" જા ! તને મશ્કરી સુઝે છે !–"

" ને તને ગલગલિયાં થાય છે ખરૂં...?"

કુસુમ કંઈ બોલી ન શકી. બન્ને સખીઓ ઇન્દુલાલને ત્યાં ગઇ.

કુસુમ પોતાને ત્યાં આવશે એવો ઇન્દુલાલને ખ્યાલજ ન્હોતો. તે તેને જોતાંજ ગળગળો થઈ ગયો.

" આવો, આવો, બ્હેન ! તમને હવે કેમ છે ? " ઇન્દુએ બન્ને સખીઓને આવકાર આપતાં કુસુમને સંબોધી કહ્યું.

કુસુમ શરમાઈ ગઇ. તે કંઈજ બોલી ન શકી.

" એ તમારો આભાર માનવા આવી છે......" જયા હસીને બોલી.

" એમ ! એમાં આભાર જેવું શું હતું ? કુસુમ ! તમારે ખરો આભાર તો જયાનો માનવાનો છે. એણે જ મને લગ્નમંડપમાં મોકલ્યો હતો..."

જયાએ કુસુમને બોલાવવાની ઘણી કોશિષ કરી પણ એક બે ભાગ્યા તુટયા વાક્યો શિવાય તે કંઇજ બોલી ન શકી.

" કુસુમ બ્હેન ! જયા કહેતી'તી કે તમે તો બહુ બોલકણાં છો ! આજે મૌનવ્રત ધારીને તો અહિં નથી આવ્યાં ને ? "

" ના–ના–" કુસુમ હસી.

" ત્યારે બોલતાં કેમ નથી ? તમારા પિતાજી હવે શું કહે છે ? "

" એમને પ્રતાપે તો હું જીવતી રહી છું...."

" તમે બેઉ વાત કરો–હું ચ્હા બનાવું–" જયા જરા મસ્તીખોર અવાજે બોલી.

" નહિ, નહિ, જયા ! આજે હું જ ચ્હા બનાવું " કુસુમે માગી લીધું.

" લે ત્યારે તું બનાવ ! મારી મહેનત બચી–"

" જયા ! આ તો મળવા આવે તેને દળવા બેસાડવા જેવી વાત થઇ !–"

" તેમાં શું ? હું કંઈ પારકી છું ! "

" પારકી નહિ રે બહેન ! તું તો પોતાની–" જયાએ મશ્કરી ઉડાવી.

કુસુમે ચ્હા બનાવી. જીંદગીમાં કોઈ દિવસ આટલી ચોકસાઇથી કોઇ ચીજ તેણે બનાવી ન્હોતી. ચ્હા તૈયાર થઇ. પ્યાલાં ભરાયાં. ત્રણે મિત્રોએ ચ્હા પી ને ધરાઇ ધરાઇને વાતો કરી. સમય પાણી પેઠે વહી ગયો ને ઘડીઆળમાં છના ટકોરા થતાં ત્રણે મિત્રો વિખુટાં પડયાં.

# પ્રકરણ ૨૯ મું.

## મંગળાની સલાહ.

લલિતા મોહના નીશામાં ચકચૂર થઈ ગઈ હતી. તેને સંસારના પ્રપંચોની ગતાગમ ન્હોતી. રામશંકર સમાધાનીના દીલનો તાગ કાઢવાની તેનામાં શક્તિ ન્હોતી. તે એમ જ સમજતી હતી કે રામશંકર તેનોજ છે. રામશંકરના પ્રેમમાં તે મસ્ત થઇ ગઇ હતી. શું થશે, શું થાય છે, શું થઈ ગયું તેની તેને જરાય પંચાત ન્હોતી. રામશંકર તેને રોજ મળે, ચાર આંખો ભેગી થતાંજ બંનેનાં હ્રદય પુલકિત થાય, બંનેનાં વદન પર સ્મિત ફરકે અને ઉભય કોઇ અજબ મધુરી કેફમાં પડે—એટલામાં લલિતાનું સ્વર્ગ સમાયું હતું. ચંદ્રની ને વસંત, ઉષા ને સંધ્યાની લલિતાને જરૂર ન્હોતી. તેના પ્રેમને ઉત્તેજીત કરવા માટે મલયાચળનો વાયુ જોઇતો ન્હોતો. રામશંકરની મારકણી આંખ જરાક ફરકે, તેનો મધુર કંઠ દયારામની એકાદી ગરબી લલકારે એટલે લલિતાની નજર સામે આખી સૃષ્ટિનું સૌન્દર્ય ખડું થઇ જતું! તે તે વખતે કોઈ અવનવી દુનિયામાં જઈ પડતી. તે વિધવા છે, વિધવાધર્મ તેને ત્યાગની મૂર્તિમંત પ્રતિમા બનવાને ઉપદેશે છે, હિન્દુસમાજ વિકારવશ થતી વિધવા તરફ સખ્ત નજરે જોતી આવી છે, ભ્રષ્ટ વિધવા માટે હિન્દુસ્થાનના કોઇ પણ સામાજિક ખૂણામાં સ્થાન નથી—એ બીનાનો વિચાર કરવાની લલિતાને ફુરસદ જ ન્હોતી. ઘેલી ગોપી જેવી તેની દશા હતી. તે એમ જ માની બેઠી હતી કે તેનો કહાન હમેશાં તેનો જ રહેશે. જે લલિતા જીવકોર ડોશીની લાલ આંખ જોતાં જ થરથરી જતી તે હવે આખી સમાજના પ્રહાર ખમવાની તૈયારી કરી રહી હતી. સમાજના નિયમનો ભંગ કરનારને સમાજ ક્યારે વજ્રપ્રહાર કરશે તેનું તેને ભાન ન્હોતું. તેણે એ વાતનો કદિ વિચાર પણ કર્યો ન્હોતો. વર્તમાનની મધુર માદકતા

તેને રૂંવે રૂંવે પચી ગઇ હતી. અહર્નિશ તેને રામશંકરના જ વિચાર આવતા અને એ સુખદ સ્વપ્ન અચાનક ઉડી જશે એમ તેને લાગતું જ ન્હોતું.

લલિતા આટલી બધી મસ્ત થઈ ગઇ હતી છતાં તેના દીલમાં ટાઢક હતી એમ ન્હોતું. રામશંકર સાથેના સુખી કલાકોમાં પણ તેના દીલમાં એક ભયંકર જવાલામુખી સળગ્યા કરતો હતો. આ ઠંડી આગ તેની શાંતિને બાળીને ખાખ કરી નાખતી. તે રામશંકરને ચાહતી હતી. જો સમાજ ઉભયના પ્રેમનો સ્વીકાર કરત તો કદાચ લલિતા રામશંકરની આદર્શ પત્ની થઈ રહેત–રામશંકરના ભામટા મનને તે સ્થિર કરી શકત. પણ આ વિચાર–રામશંકરની ધર્મપત્ની થવાનો ખ્યાલ લલિતાના મનમાં આવી શકે તેમ હતું જ નહિ. ધર્મશાસ્ત્રના પોથાં કે કાયદાના થોથાં વાંચ્યા વિના સમાજે તેને ખાત્રી કરી આપી હતી કે આકાશમાં છુપાયલો કોઈ દેવતા નીચે આવે તો પણ લલિતા રામશંકરની ધર્મપત્ની થઇ શકે તેમ નથી. આવા સંજોગોમાં વિધવાઓ પોતાના પ્રિયતમને જાહેર રીતે પોતાનો ગણતાં ડરે છે ને છતાં તેને છોડી શક્તી નથી. મનમાં તે સમાજને શાપ દે છે અને છતાં સમાજ સામે બંડ કરી શકતી નથી. લલિતાની દશા આવી હતી.

" મારૂં શું થશે ? આમ ને આમ કેટલા દિવસ ચાલશે ? ન કરે નારાયણને બાને કે કોઇને ખબર પડી ગઇ તો મારૂં કાળું મ્હોડું કોને બતાવીશ ?..." લલિતા એકલી પડતી ત્યારે તેને આવા વિચાર આવતા. તેનો વેશ્યાગામી પતિ જીવ્યો હોત અને તેની સાથે લલિતા જીવતર પુરૂં કરત તો તે 'કાળા મ્હોની' ન ગણાત. પણ રામશંકર સાથે પ્રેમ બાંધીને તેણે ધર્મનું સત્યાનાશ વાળી નાખ્યું હતું એવી સમાજની માન્યતા લલિતાના મનપર પણ ઠસી ગઇ હતી. રામશંકર તેને ગંભીર વિચાર કરવાની તક આપતોજ નહિ. તે હમેશાં તેને પ્રેમની મીઠી મીઠી ગુફ્તેગોમાંજ મશગુલ રાખતો. ટુંકામાં

લલિતાની જીંદગી અકથનીય મુઝવણુ અને કેફી આનંદ વચ્ચે ઝોલા ખાતી હતી.

રામશંકરના પ્રેમમાં પડયા પછી લલિતા મંગળાને પણુ ભૂલી ગઇ. જે મંગળાએ તેના રોગી શરીરને નીરોગી બનાવ્યું હતું, જેણે લલિતા પાસેથી દવાના પૈસા પણુ ન્હોતા લીધા તેનેજ લલિતા પ્રબલ મોહની નીશામાં ભૂલી ગઈ. મંગળા લલિતા ન આવવાથી પ્રથમ કંઇક અજબ થઇ હતી પણુ પાછળથી જીવકોર ડોશીના ત્રાસને લીધે લલિતા નહિ આવતી હોય એમ માની તેણે સંતોષ ધર્યો હતો.

એક દિવસ સ્હવારે લલિતા હરણી જેવા વેગથી નાણાવટમાંથી પસાર થતી હતી. સામેથી મંગળા આવતી હતી. બન્નેની આંખો મળી. મંગળા હસી. લલિતા શરમાઇ–મુઝાઈ–ગભરાઇ અને જેમ તેમ ફીકકું હસી.

“ કેમ ! લલિ બહેન ! કેમ છો ?” મંગળાએ તેને એક બાજુએ ઉભી રાખી વ્હાલથી પૂછયું.

“ સારૂં છે–” લલિતા જેમ તેમ બોલી.

મંગળાની ચકોર આંખોએ લલિતાના શરીરનું એક પળમાં બારિક નિરક્ષણુ કરી લીધું. બે મહિના પહેલા લલિતા ડરપોક, રોગી, નમ્ર અને રાંક ગાય જેવી હતી. કોઇપણુ અજાણ્યા સાથે ઉંચે સ્વરે વાત કરતાં તે ડરી જતી. આજે સ્થિતિ જુદી જ હતી. લલિતાના વદન પર આજે મસ્તી હતી. ગાલો પર રાતી સુરખી હતી. શરીરના એકે એક અંગ પર કંઇક જાદુઈ અસર થઈ હતી. બે ત્રણુ મહિનાની ટુંક મુદતમાં તે તદ્દન બદલાઈ ગઈ હતી. આ અજબ પલટો મંગળાની તીક્ષણુ નજર તરત જ જોઈ શકી. તેણે હસીને પૂછયુંઃ

“ સુખી તો છો ને લલિ બહેન ! ”

"હા. બહેન ! તમારી કૃપાથી સુખી છું" અનિમિષ લલિતાથી હસાઈ ગયું. તેની નજર સામે રામશંકરની મોહક મૂર્તિ ખડી થઇ. ગરીબ બિચારી ! એના ભોળા દીલને ખબર ન્હોતી કે તે પારધીની જાળમાં ફસી પડી હતી.

"લલિ બહેન ! હમણાં તો તમારાં દર્શન દુર્લભ થઇ પડયાં છે. મારે ત્યાં આવવાની પણ ફુરશદ મળતી નથી. બા ના પાડે છે ?" મંગળા બોલી.

લલિતા વિચારમાં પડી.

"ના. પણ ઘરમાં કામ બહુ હોય છે–"

"મને મળવાની પણ નવરાશ નથી ?..." મંગળાએ અર્થસૂચક હાસ્ય કર્યું.

"હું આવીશ, બ્હેન !—" લલિતાએ ઉલટપાલટ તપાસમાંથી બચી જવાની બારી શોધી.

"ક્યારે આવશો ? હમણાંજ ચાલોને ! મારે તમારી સાથે ઘણી–ઘણી વાતો કરવી છે..." કહી મંગળાએ લલિતાનો હાથ પકડયો.

લલિતા મુઝાઇ. તેને રામશંકરે એક નિયત સ્થાને આજે બોલાવી હતી. મંગળાને કેમ છેતરવી તે તેને સમજાયું નહિ.

"હમણાં નહિ બહેન ! પછી કોઈ વાર આવીશ."

"કેમ ! હમણાં શું કામ વહી જાય છે ? ચાલો, ચાલો, લલિ બહેન ! તમારા વિના મને એવું લાગતુંતું કે ન પૂછો વાત ! જયા કેમ છે ? કાગળ આવે છે કે નહિ ?–"

"જયા બહેન મઝામાં છે." લલિતા બોલી.

મંગળાનો હાથ છોડવી, તેના આગ્રહને ધુતકારી નાખી રામશંકરને મળવા જવાની લલિતામાં શક્તિ ન્હોતી. તે લાચારીએ મંગળાની સાથે તેને ઘેર ગઇ.

મંગળાએ લલિતાની મહેમાનગીરી કરવામાં કચાસ રાખી નહિ. જયા તેને લલિતાની સોંપણુ કરી ગઇ હતી અને પોતાની પ્રિય સખીએ તેને સોંપેલું કર્તવ્ય બજાવવાને મંગળા ઉત્સુક હતી. આજે લલિતા પર નજર પડતાં જ મંગળાને લાગ્યું કે તેની સ્થિતિમાં અસામાન્ય પલટો થયો છે. આ નવો ભેદ ઉકેલવાને તે આતુર થઈ રહી હતી.

"લલિ બહેન! એક વાત પૂછું ?–" ચ્હા પીતી પીતી મંગળા બોલી.

"પૂછોને! તમે તો મારા સગાં બહેન જેવાં છો."

"હા બહેન! તમારે માટે મને લાગે છે તેથી જ પૂછું છું. છેલ્લા બે મહિનામાં તમારામાં એટલો બધો ફેર કેમ પડી ગયો ?–" મંગળાએ પોતાની સખી પર સ્થિર નજર કરી. લલિતાનું મ્હોં એકદમ ઉતરી ગયું. તે ગભરાઇ. મનોભાવ છૂપાવવાની કળા તે જાણુતી ન્હોતી. દુનિયા જેને 'ચાલાકી' કહે છે તેવો દમ્ભ તેને આવડતો ન્હોતો. તે ગુપચુપ નીચી નજર કરી બેસી રહી.

"લલિબહેન! તમે નાદાન છો. દુનિયાના પ્રપંચોની તમને ગતાગમ નથી. પુરૂષોની ઝેરી જાળ કેવી ભયંકર હોય છે તેનું તમને ભાન નથી. તમે કહો અથવા ન કહો. પણુ મને લાગે છે કે તમે કોઇને ચાહો છો..." ગંભીર સ્વરે મંગળા બોલી.

"શું ચાહવું એ પાપ છે ?" જયાના સહવાસને લીધે બોલતાં શીખેલી યુવતીએ દલીલ કરી. પણુ એ એક વાકયે મંગળાની નજર સામે લલિતાના વર્તમાન જીવનનું આખું પુસ્તક ખુલ્લું કરી નાખ્યું.

"નહિ, ચાહવું એ પાપ નથી. પણુ ચાહ અર્પીને ભયંકર છળ અને તિરસ્કાર વહોરી લેવા એ ઇચ્છવાજોગ નથી—"

"તમે જરા સ્પષ્ટ વાત કરોને બહેન!–"

" સ્પષ્ટ કહી દઉં ? ખોટું તો ન લાગે ? "

" નહિ—"

" લલિ બહેન ! જો તમારામાં હિમ્મત હોય તો તમે જેને ચાહતા હો તેની જોડે પુનર્લગ્ન કરી સુખી થજો–નહિ તો કોઇ પુરૂષ તરફ ઝાંખીને પણ ના જોતાં—"

" પણ બ્હેન ! વાણીઆ બ્રાહ્મણની નાતમાં નાતરાં શોભે ? "

" નાતરાં ન શોભે તો છૂપો વ્યભિચાર શોભે ? બાળહત્યા શોભે ?—" મંગળાનો સ્વર કંઈક તીખો થયો.

" નહિ, બધું બ્હેન ! આપણને એમાં કંઈ નહિ સમજાય. હું તો પ્રભુભજનમાં જીંદગી પૂરી કરીશ. હવે બહુ ગઈ ને થોડી રહી–"

" પ્રભુભજનમાં જીંદગી પૂરી થતી હોય તો તો સોનાથી પીળું ! પણ વાસનાને જીતવી એ કંઇ ખાવાના ખેલ નથી. "

" મારા જેવી હજારો વિધવાઓ એવી હશે–"

" હા, પણ તેમનાં દીલમાં વિકારની વાસના ઉદ્ભવતી જ નથી એમ કોણ કહે છે ? મનમાં ને મનમાં બળ્યા કરીને એક વિકારી વિચારસૃષ્ટિ અદ્દશ્ય જગતમાં ઉભી કરવી તેના કરતાં મર્યાદિત વિલાસ ભોગવી શરીરના ધર્મ બજાવવામાં શું ખોટું છે ? લલિતા બહેન ! આપણા સમાજનાયકોને આંખ ને કાન તો નથી પણ સાથે હૃદય પણ નથી. તેઓ વિધવાઓને કહે છે " ભલે તમારાં મન કલુષિત થાય–ભલે તમે વિચારસૃષ્ટિ વિકારોથી ભરી દો–પણ નૈસર્ગિક તૃપ્તીની આશા રાખી તો ખબરદાર ! તમારામાં ચાલાકી હોય તો તમારા પ્રિયતમને છૂપી રીતે મળો–ગર્ભવતી થાઓ તો ગર્ભનો નાશ કરી ' ગંગાસ્વરૂપ ' ગણાવાનું ચાલુ રાખો, પણ પુનર્લગ્નની વાત કરી તો તમારા બાર વાગી જશે..."

" તમે એમ કહો છો કે મારે પુનર્લગ્ન કરવું ? "

"હા, છૂપા વ્યભિચાર કરતાં પુનર્લગ્ન હજાર દરજ્જે સારા છે–"

"પણ મને કોણ પુનર્લગ્ન કરવા દે ?"

"તમને વ્યભિચાર કોણ કરવા દેશે ?"

લલિતાનું માથું ચકરાઈ ગયું.

"મંગળા બહેન ! હું આડે રસ્તે ગઇ નથી–" તેણે બચાવ કરવાની જરૂર જોઇ.

"હું તમારા પર તેવો આરોપ પણ મૂકતી નથી. લલિતા બ્હેન ! હું તો એક બ્હેન તરિકે તમને ચેતવણી આપું છું. તમને પુરૂષોના પ્રપંચોની ખબર નથી. તેમની જાળ ભેદી નાખવાની તમારામાં શક્તિ નથી. તમે ભોળાં છો. કોઇપણ મીઠાબોલો પુરૂષ તમને સહેલાઇથી ફસાવી શકશે. માટે જ હું તમને કહું છું કે ચેતજો. જે કંઈ કરો તે ખુલ્લી રીતે છડેચોક કરજો. જો તેમ કરવાની શક્તિ નહિ હોય તો ભૂલેચૂકે પુરૂષને ઓળે પણ પડશો નહિ. નહિ તો તમારી દશા બહુ બૂરી થશે..."

લલિતા ગુપચુપ સાંભળી રહી. થોડીકવાર પછી તેણે પૂછ્યું.

"મંગળા બ્હેન ! મારાથી પુનર્લગ્ન કરી શકાય ખરાં ?"

"શા માટે ન કરી શકાય ? સરકારે પુનર્લગ્નનો કાયદો ઘડી, એવાં લગ્નો કાયદાસર ઠરાવ્યાં છે—"

"પણ લોકો શું કહે ?"

"લોકો ! લોકો ! બધા જ 'લોકો' શબ્દથી ડરે છે. લોકો શું કહેશે ? શું કહેશે ? લોકોએ કોઈ દહાડો કોઇ સારા કામને વખાણ્યું છે ? લોકો એટલા બધા નીચ ને હલકા છે કે તેમને નિંદા શિવાય બીજું કંઇ ગમતું જ નથી...બે ચાર દહાડા વાત કરીને મુઆ લોકો એની મેળે ચુપ થઇ જશે–"

લલિતાના અંતરાત્મા સામે એક મહાન પ્રશ્ન ખડો થયો. તે નીચું જોઈ બેસી રહી ને મનમાં ને મનમાં ગંભીર વિચાર કરવા લાગી.

"લલિતા બ્હેન ! આઘે શા માટે જાઓ છો ? હું મારી જ વાત કરૂં. નર્સનો ધંધો કરનારી મારી નાતમાં હું પહેલી છું. મારે માટે શી શી વાત થાય છે તે જાણો છો ? મારા પોતને કેવાં વિશેષણો લગાડવામાં આવે છે તેની તમને ખબર છે ? સુરતમાં મેં 'પ્રેકટીસ' શરૂ કરી કે તરતજ સુરતી લાલાઓની મારે ત્યાં ફોજ આવવા લાગી. એક બે જણે પોતાની સ્ત્રી 'સીક' છે એવું ખોટું બહાનું બતાવી મને ભ્રષ્ટ કરવાની નીચ પેરવી પણ કરી જોઇ. પણ જ્યારે હું તેમના જેવા વહેંતીઆઓને ભોંય પછાડું એવી છું એવી તેમની ખાત્રી થઈ કે તરત તેઓ મારી નિંદા કરવાનો ધંધો લઇ બેઠા. મંગળા આવી છે, મંગળા તેવી છે એમ કહેતાં કોઈની જીભને તાળાં વસાતા નથી. જો એ જ બદમાસો સાથે મેં ઢીલી દોરી મૂકી મારી પવિત્રતા વેચી હોત તો તેઓ મને સતિશીરોમણી માનીને મારે બારણે મારા પગ ચાટવા આવત—મારા જેવી નિપુણ નર્સ સુરતમાં છે જ નહિ એવો બણુગાં ફુંકવાનો વગર નફાનો ધંધો લઈ બેસત. પણ મેં મારૂં વ્યક્તિત્વ બતાવ્યું એટલે તેમની દુશ્મન થઇ ! આજકાલની દુનિયા પાખંડને જ પૂજે છે. જાહેર જીવનમાં ભાગ લેતાં લગભગ બધાંય સ્ત્રી પુરૂષો ભ્રષ્ટ છે તો એવા ભ્રષ્ટ નેતાઓનાં અનુયાયીઓ વળી કેવાં હોય ? લલિતા બ્હેન, જેઓ પ્રભુને ઓળખીને પવિત્રતાને દિવ્ય પંથે વિહરવા માગતા હોય તેઓનો રસ્તો બહુજ વિકટ હોય છે. ડગલે ને પગલે તેમને સંકટ નડવાનાં. સમાજ ને તેના નીચ આગેવાનો એવા વિરલ સ્ત્રીપુરૂષોનું ખૂન પીવામાં જ મહત્તા માને છે..."

"બ્હેન ! તમારા જેટલી મારામાં અક્કલ નથી..." લલિતા બોલવા લાગી.

"એમાં બહુ ઝીણી બુદ્ધિની જરૂર નથી" મંગળા વચ્ચે બોલી ઉઠી: "એ કંઇ ગણિતના અઘરા પ્રશ્ન ઉકલવા જેવું કામ

નથી. બહુ સાદી વાત છે અને જગતના બધાય વિકટ પ્રશ્નથી આ પ્રશ્ન ઘણો અઘરો પણ છે. ”

“ બ્હેન ! વિધવાઓ માટે આવા આકરા નિયમો શા માટે કર્યાં હશે ?–”

“ મારી સમજ પ્રમાણે વિધવાધર્મ એટલે પ્રેમની પરિસીમા ! પોતાના પ્રિયતમની પાછળ આત્મસમર્પણ ! પણ આવું આત્મસમર્પણ કોણ કરી શકે ? જે પ્રિયતમના પ્રેમમાં રસબસ થઇ ગઈ હોય તે ! અરૂંધતી વશિષ્ઠની સાથે બળી મરવા તૈયાર થાય તે સમજી શકાય એવી વાત છે; કારણ કે વશિષ્ઠે અરૂંધતી માટે સપ્તર્ષિ પદને ઠોકરે માર્યું હતું. દ્રૌપદી અર્જુનની સાથે વન વન ભટકે તેમાં નવાઇ નથી; કારણ કે અર્જુને દ્રૌપદી માટે મત્સ્ય વેધી સ્વયંવરમાં પોતાના પ્રાણને જોખમમાં નાખ્યો હતો. પણ આજે એમાંનું કંઇપણ છે ? આજે સમાજ કયા પ્રેમસ્મરણની પાછળ વિધવાઓના જીવનનાં બળીદાન માગે છે ? કયા પતિપ્રેમ માટે વિધવાઓ આત્મસમર્પણ કરી શકે ? તમે તમારા મરનાર ધણીની કઈ લાગણી સંભારીને તેની મૂર્તિ તમારા હૃદયમાં તાજી રાખી શકશો ?—”

“ નહિ, આજકાલના પુરૂષો કયાં ને અગાઉના દેવો કયાં ?”

“ બરાબર આજકાલનો પુરૂષ પોતે રામ થવા નથી માગતો પણ પોતાની સ્ત્રીને સીતાથી જરા પણ ઉતરતી જોવા માગતો નથી. હિન્દુ સમાજ દિન પર દિન પતિત થતી જાય છે તેનું મુખ્ય કારણ આ ! આપણે કોમ કોમના ભેદોને પહોંચી શકીશું, જુદા જુદા ધર્મપંથોને એક કરી શકીશું પણ તેથી કંઈ શુક્રવાર વળવાનો નથી. પ્રજાજીવનની માતા–પ્રજાજીવનની પોષક સ્ત્રી જ્યાં સુધી ઠોકરો ખાય છે ત્યાં સુધી હિન્દુસ્થાનની આખી પ્રજા ગુલામગીરીમાંજ સબડવાની–” મંગળા દઢ સ્વરે બોલી. લલિતા તેના ભાવ

ણુમાં રહેલા વ્યાપક સિદ્ધાંતો ન સમજી પણ તે એટલું સમજી ગઈ કે તે જે દેશમાં જન્મી છે ત્યાં "સ્ત્રી" એ બહુ હલકામાં હલકું જાનવર ગણાય છે !

"તમારે આવા ગંભીર વિષયમાં પડવાની જરૂર નથી–" મંગળા પુનઃ બોલવા લાગી: "હું તમને એક જ ગંભીર ચેતવણી આપવાને અત્રે તેડી લાવી છું. પુરૂષોથી સંભાળજો ! ઘણા પુરૂષો સ્નેહાલ અને ભલા હોય છે તેની હું ના પાડતી નથી. પણ વિધવાઓ તરફનું એ લોકોનું વર્તન જુદી જ જાતનું હોય છે. તમે જુવાન છો. મોટા મોટા ઋષિ મુનિઓ વાસનાને જીતી શક્યા નથી તો તમે કોણ ? તમને સંસારી થવાની ઇચ્છા થાય તે સ્વાભાવિક છે. એવી ઇચ્છા થવી તે દોષ નથી. પણ એ ઇચ્છાને અકુદરતી રીતે—છૂપી રીતે સંતોષવી તેના જેવું મહાન પાપ કોઈ જ નથી. તમે છડેચોક તમારા પ્રેમીને કહી દેજો કે જો તેને તમારા પ્રેમની પરવા હોય તો તમારી સાથે પુનર્લગ્ન કરે. નહિ તો તમારા તરફ નજર પણ ન ફેંકે—"

"મારે એવો કોઈ પ્રેમી નથી—"

"નહિ હોય તો થશે—" મંગળા વધુ દઢતાથી બોલી.

લલિતા બહુજ મુઝાઈ.

"હું હવે રજા લઉં બહેન ! બહુ વાર થઈ."

"હા, પણ લલિ બ્હેન ! મારી સલાહ યાદ રાખજો. જો એક ડગલું ચુક્યાં તો તમારી સ્થિતિ 'નહિ ઘરનાં ને નહિ ઘાટનાં' જેવી થશે–"

લલિતા કંઈ જવાબ આપી ન શકી. તે યંત્ર પેઠે મંગળાનું ઘર છોડી ગઈ. રામશંકરે ઉભી કરેલી સ્વર્ગીય સૃષ્ટિ મંગળાએ અનાયાસે તોડી નાખી. લલિતા અત્યાર સુધી રમ્ય સ્વપ્ના જ જોતી હતી. હવે તેની સામે ભયંકર ભાવીનો પ્રશ્ન ડોળા ઘુરકાવતો ઉભો. અનેક વિચારો કરતી તે ધીમે ધીમે ઘર તરફ ડગલાં ભરવા લાગી.

## પ્રકરણ ૩૦ મું.

### કાન્તિલાલના મિત્રો.

કાન્તિલાલ નવી વહુના બંડથી હારીને મુંબાઈ આવ્યો ને નોકરીએ વળગ્યો. તેની સ્થિતિ ગુલામથી હાર ખાનારા શેઠ જેવી હતી. જયાને કેમ ઠેકાણે લાવવી એજ પ્રશ્ન તેના મગજમાં ઘુમી રહ્યો હતો. એ સિવાય બીજા કોઇ કામમાં તેને સુઝ પડતી ન્હોતી. યંત્રની પેઠે તે નિયમિત નોકરી ભરી આવતો ને ઘેર આવતાં જ જયાની ગુલામગીરી કેમ કાયમ કરી લેવી તેના વિચારમાં પડતો.

ગીરગામમાં એક બે માળની ચાલીમાં તે રહેતો હતો. આ ચાલીમાં આખા ગુજરાતને દોરવાનો દાવો કરનારા કેટલાક રાજદ્વારી અને સામાજિક નેતાઓ રહેતા હતા. મુંબઈની મીલોના ભૂંગળાના ધુમાડાથી ઘેરાયલા વાતાવરણમાં કાવ્યદેવી મુઝાઇ જવાથી કેટલાક "સાહિત્યકારો" કાવ્યદેવીને "ગીરગામના શાંત વાતાવરણ" માં ખેંચી ગયા હતા. આ લોકોને બંગલે બંગલે સરસ્વતી રહેતી, તેના રસ્તાની કાંકરી કાંકરીએ કવિતા કલ્લોલ કરતી ! સમુદ્રના મોજાંઓનો ઘુઘવાટ કેટલીક વાર આ કવિઓને સુંદરીના નુપૂરઝંકાર જેવો પણ લાગતો. "ઉભા તાડ" ને "નીચા બાવળ" થી માંડીને પ્રિયતમાના વદન પરના "પાઉડર" સુધી કવિતાની ધારા અખંડ રાખવાનો ઇજારો અહીંના કવિઓએ લીધો હતો.

કાન્તિલાલ કોલેજમાં હતો ત્યારે તેણે સ્ત્રીસ્વાતંત્ર્યપર મોટાં મોટાં ભાષણો આપ્યાં હતાં, સ્ત્રીને દેવી ગણવાની બાંગ મારી હતી, સ્ત્રી વિના હિન્દનો ઉદ્ધાર જ નથી એમ છાતી પર હાથ મૂકી પોકાર કર્યો હતો; પણ હવે પરિસ્થિતિ બદલાઇ. જયાએ તેનો દમ્ભ ખુલ્લો પાડ્યો—તેની પાશવતાને ધિક્કારી કાઢી તે તેને ન રુચ્યું.

તેના અંતરના એકાદ ખૂણામાં એક વાત છૂપાઇ રહી હતી તે બહાર આવી ગઈ. તે પુરૂષ છે–પતિ છે. પતિ તરિકે સતીને માર-વાનો અથવા તારવાનો તેને પ્રભુએ ઇજારો આપેલો છે. આ ઇજા-રાનો ભંગ કરનાર જયા તેને હિન્દુધર્મ અને આર્ય સંસ્કૃતિની હડહડતી દુશ્મન લાગી. મનુમહારાજનો શ્લોક બદલાયો. "પ્રસન્ન રહે દેવતા જ્યાં પામે સન્માન સુંદરી" ની જગ્યા **न स्त्री स्वातंत्र्य मर्हति** એ લીધી.

કેટલાક સાહિત્યવિલાસીઓ કાન્તિલાલના મિત્રો હતા. તેઓ મોટે ભાગે કાન્તિલાલ જેવા જ હતા. સારે અથવા માઠે ભાગ્યે તેઓ-માંના કોઇને જયા જેવી સાચી સ્ત્રી મળી ન્હોતી એટલે તેમનો દમ્ભ ખુલ્લો પડતો નહિ ને તેઓ પોતાની ગરીબ ગાય જેવા સ્વ-ભાવની ઢીંગલીઓને મરજી પ્રમાણે નચાવ્યા કરતા. ગોકુળ ને વૃંદા-વનની કૃષ્ણની 'ખેલનભૂમિ'ના એક ઇજારદારને રાધાકૃષ્ણના વિલા-સપર બ્હાણું વાયે એક જોડકણું જોડયા વિના ચેન પડતું નહિ. તેનું એ "લલિત કાવ્ય" તેની પત્ની અને સખીઓ ગાઈ સંભ-ળાવે નહિ ત્યાં સુધી આ મહાશયને ખાવાનું ભાવતું નહિ. લોકો તેને કનૈયાલાલને નામે ઓળખતા. કનૈયાલાલ મું-બઈના લગભગ બધાંય સ્ત્રીમંડળોનો વક્તા હતો. રમણીઓને આર્યસંસ્કૃતિના આધારસ્તંભની ઉપમા આપીને કનૈયા-લાલે પોતાને પ્રખર સુધારકમાં ખપાવવાને ભગીરથ મહેનત કરી હતી અને તેનો શ્રમ નિષ્ફળ ગયો નહોતો. સ્ત્રીઓના મેળાવડામાં તેની હાજરી ન હોય એમ જવલ્લેજ બનતું. વ્યાસપીઠપરથી ભવ-યાની પેઠે રાધાકૃષ્ણના વિલાસપર પોતે રચેલાં કાવ્યો ગાઇને સ્ત્રી-ઓને હસાવવામાં તે પોતાના જીવનનું સાફલ્ય માનતો. "ગુજરા-તને આંગણે આંગણે કવિતા" ની "રસજ્યોતિ" ઝગાવવાની તેને ઉમેદ હતી. રસની ધારા તો ઘણાએ સાંભળી છે પણ "રસની જ્યોતિ" કેવી હશે તે તેને પૂછી જોવાનું હજુ સુધી કોઇને સુઝયું ન્હોતું!

કનૈયાલાલ કાન્તિલાલનો મિત્ર હતો. બન્ને એક બીજાથી બહુ ઓછું છૂપાવતા. જયાના બંડની વાત કાન્તિલાલે પોતાના મિત્રને સંભળાવી હતી અને તે સાંભળતાંજ કનૈયાલાલ લાલ પીળો થઈ ગયો હતો.

"સાળી બૈરાંની જાતને આવું ગુમાન ?–" આ વાકય અચાનક તેના મ્હોંમાંથી બહાર પડી ગયું. બન્ને મિત્રોએ સાથે મળીને જયાને ઠેકાણે લાવવાનો નિશ્ચય કર્યો અને કાંતિલાલને કંઇક રાહત મળી.

" જો કાન્તિ ! આમ એરંડીઆનો જુલાબ લીધો હોય તેવું ડાચું ના રાખ. બાઇડીને ઠેકાણે લાવવામાં શું મોટો વાઘ મારવાનો છે ? મને લાગે છે કે પહેલી રાતે તને બરાબર વાત કરતાં નહિ આવડી હોય !–" કનૈયાલાલ એક આરામખુરશીપર પડી સીગારેટનો ધુમાડો કાઢતો બોલ્યો.

" વાત કરતાં નહિ આવડી હોય ! અરે ! દોસ્ત ! મારી રસિકતા બતાવવામાં મેં જરા પણ કચાસ રાખી ન્હોતી. ફુલોની ચાદર પલંગપર બીછાવી હતી, હાથમાં " મેઘદૂત " લઈ બેઠો હતો.

+ નિવિ ગ્રંથી ઢીલી થઈ જતાં,
રાગથી કામીઓ જ્યાં;
ખેંચી લેતાં ચપલ કરથી,
ચીર બિમ્બાધરાના.
ફેંકી મુષ્ટી કુંકુમ ભરી,
રાગની મારી એ ત્યાં;
રત્નો કેરા ઝળહળી રહ્યા,
દીપ ના ઓલવાતા.

આવો મસ્ત લ્હાવો લેવાની મેં તૈયારી કરી હતી પણ કમબખ્તે બધું ધૂળધાણી કરી નાંખ્યું." કાન્તિલાલે નિસાસો નાખ્યો.

+ સ્વ. રા. કીલાભાઈ કૃત મેઘદૂતના ભાષાંતરમાંથી.

" પણ તેથી 'હેમલેટ' જેવા નિસાસા શા માટે નાખે છે ! બોલ, જોઉં ! વાતચીતની શરૂઆત કેમ કરી હતી ?–"

" અરે ! વાતચીત શું કરૂં મારૂં કપાળ ! એણે તો હાથ સ્વીકારવાનીજ ના પાડી. મને પતિ માનવાનોજ ઇનકાર કર્યો. કહે કે હું તો **પાંડવને** વરવાની છું. "

" અહાહા ! તું પણ કેવો ગધેડો છે ! આવી ભાવનાવાદી સ્ત્રી તને ગમતી નથી ? તારે કહેવું હતું ને કે તે તને પતિ તરિકે સ્વીકારવાને નારાજ હોય તો તું તેનો રમણ થઈ રહી– "

" ધૂળ ને ધમાસા ! એકવાર તું એને જોશે ત્યારે ખબર પડશે કે એ કંઈ જાતનું બૈરૂં છે ! "

" છટ્ છટ્ ! એવી વાત ન કર. જો સાંભળ ! પતિપત્ની નહિ–ભૂલ્યો–રમણ અને રમણીની વાત પ્રથમ બે અક્ષરથી શરૂ થવી જોઇએ. તારે કહેવુંઃ પ્રિયે ! એ કહેશેઃ પ્રાણ !–"

" તું નાહક માથું ના ખા, કનૈયા ! અહિંયા તો પ્રિયે પણ નથી ને પ્રાણ પણ નથી. એ તો મને જાણે હું કોઈ પારકો માણસ હોઉની તેમ **કાંતિલાલ** અથવા સાહેબ કહીને બોલાવે છે !—"

" પણ ગધેડા ! સાહેબ તો વ્હાલમાં પણ કહી શકાય—"

" તે હું ન સમજું એટલો મૂર્ખ નથી...જો કનૈયા ! **શાંતિ** ભાભીને તું જે રીતે રાખે છેને એજ રીતે હું જયાને રાખવા માગું છું. "

" શાહબાશ ! હવે તું પાકો મુત્સદી થયો. તને ખબર છે કે સ્ત્રીસન્માનપર ભાષણ કરતી વખતે મારી જીભપર સરસ્વતી આવી બેસે છે પણ વહેવારની વાત જૂદીજ છે. હું જ્યારે રાતે બહાર જાઉં છું ત્યારે જો મારી સ્ત્રીને ઓરડીમાં પૂરી ન જાઉં તો એ ક્યારની વંઠી ગઈ હોત. સમજ્યો ? **न स्त्री स्वातंत्र्य मर्हति !**

મનુ મહારાજ મૂર્ખા ન્હોતા કે સ્ત્રીઓ માટે આવો કાયદો બાંધી જાય !—"

"બરાબર છે ! મેં આજે જ એના બાપને કાગળ લખી નાખ્યો છે કે સીધા સીધા મોકલી આપો, નહિ તો ચોટલો પકડીને ખેંચી જઇશ..."

"એવો ! મુત્સદ્દીગીરીનું એજ લક્ષણ છે. શ્રમ, દામ, ભય ને દંડ વિના જગત્ ચાલી શકેજ નહિ..."

આ વખતે બારણાપર કોઇએ ટકોરા માર્યા. કાંતિલાલે બારણું ખોલ્યું. અને મી. નીશાનાથ નાણાવટીએ હસતાં હસતાં ઓરડીમાં પ્રવેશ કર્યો.

મી. નીશાનાથ નાણાવટી અપ–ટુ–ડેટ પોષાકમાં સજ્જ થયલા એક બટકા ગૃહસ્થ હતા. કાયદાના મોટાં મોટાં પુસ્તકોની નાની નાની કલમો તેમના મગજમાં સમાવવાની જગ્યા નહિ હોવાથી તેમણે ધારાશાસ્ત્રી તરિકે અદાલતમાં ઉભા રહેવાની ખટપટ કરીજ ન્હોતી. છતાં પોતાના નામની પાછળ બી. એ. એલ. એલ. બી. ની ડીગ્રી લગાવવાનું એ મહાશય કદિ પણ ભૂલતા નહિ. નીશાનાથ સાહિત્યનો શોખીન હતો. રાજ્યદ્વારી ને સામાજિક ક્ષેત્રમાં ઝૂઝવાનો પણ તેણે પરવાનો મેળવ્યો હતો. વગર જોખમે નોકરશાહીને ગાળો દઇને પ્રજાનાયક થવાની એક પણ તક તેણે ગૂમાવી ન્હોતી. સુંદર ચાઇનાસીલ્કના શુટમાં સજ્જ થઇ શાંતારામની ચાલીમાં તેણે પ્રજા પાસે સ્વદેશીના વ્રત લેવરાવવાનો ચમત્કાર કરી બતાવ્યો ત્યારથી તેને પોતાનામાં છૂપાયલી વિભૂતિ વિષે કોઈ જાતની શંકા રહી નહિં. એજ અરસામાં તેણે ગુર્જર રંગભૂમિને વીસમીસદીની ભભકથી ભરી દેવાનો પ્રયત્ન આરંભ્યો ને "પ્રેમ પ્રવાહ" નામના નાટકથી તેણે મુંબઇની આલમને ઘેલી ઘેલી કરી નાંખી !

"કેમ, નીશાનાથ ! નાટક કેમ ચાલે છે ?"

" મારા નાટક વિષે પૂછવાનુંજ શું હોય ! પ્રેક્ષકોને નીશા-નાથ ગમે છે, નીશાનાથની કલા ને નીશાનાથની ભભક ગમે છે. અરે ! દોસ્ત ! મુંબઇને મેં એવું પાગલ બનાવ્યું છે કે દરેક અંક મારા દર્શન કર્યા વિના પ્રેક્ષકોને " બદામ પીસ્તા " ખાવા ગમતા નથી—" નીશાનાથે હસતાં હસતાં જવાબ આપ્યો.

" તેં પણ દોસ્ત ખૂબ કરી હો !—"

" આખીય આલમ મારી પાછળ પાગલ થઈ છે. રસ અને કલાના મેં ઝરણાં વહાવ્યાં છે. આજ સૂધીની ગુર્જર રંગભૂમિપર ઘનઘોર ઝાડઝંખાર હતાં તે બધાંય મેં કાપીને સાફ કરી નાંખ્યાં છે. મારા નાટકો સિવાય સઘળે બીભત્સ રસની છોળ ઉડે છે. મેં શૃંગારરસને સ્વર્ગમાંથી પૃથ્વીપર આણ્યો છે—જેમ ભગીરથ ગંગાને લઇ આવ્યો હતો તેમ !–"

" શાબાશ ! ગુજરાત તારૂં તે માટે ઋણી રહેશે…" કાન્તિ-લાલે આ અર્થહીન આત્મશ્લાઘામાં ભાગ લેવાની શરૂઆત કરી.

" ગુજરાત ઋણી થાય નહિ તો જાય કયાં ? આખીય એકંદર ગુજરાત મારી કદરદાન છે; કારણ કે મારા શરીરમાં ભભક છે, મારી વાણીમાં ભભક છે, મારા આ શુદ્ધ વિદેશી સુટમાં તો કોક અનેરિ ભભક છે. અરે ! નીશાનાથના નીશામાંય ભભક છે ને નીશાના નાથમાંય ભભક છે. એ ભભકથી મુંબઇની પચરંગી આલમ ન અંજાય તો શું રણુનાથ, મુળશંકર ને દીવાના જેવા અસંસ્કારીઓની નિર્જીવ કૃતિઓ પર પ્રજા મરી પડવાની હતી ? " નીશાનાથ ખીલ્યો. એક વાર ખીલ્યા પછી બીજા કોઇને બોલવાની તક ન આપવાનો તેનો નિયમ હતો: " હું કોલેજમાં હતો ત્યારથી જ ભભકની ખીલવટ કરતો આવ્યો છું. નૈસ-ર્ગિક સૌન્દર્યના નિરિક્ષણ માટે એવરેસ્ટના શિખર પરથી દષ્ટિપાત કરી મેં કોક અનેરિ ભભક જન્માવી હતી. ગુજરાતના લલિત કાવ્યના ઈજારદાર ભાઈ કનૈયા ! તેં મને જગતના જાદુગરની અણમોલ ઉપમા

આપી છે. જગતનો જાદુગર તો કોણ જાણે કઈ વ્રંદાવનની કુંજગલીમાં કદમના વૃક્ષ નીચે ઉભો ઉભો બંસી બજાવતો હશે; પણ તારી એ વ્હાલસોઈ ઊપમાએ મને રંગભૂમિના જાદુગર થવાની પ્રેરણા કરી ને પરિણામે નૉવેલ્ટી નાટક શાળાની મનમોહક નટી મેનકા આજે " પ્રેમ પ્રવાહ "માં સ્નાન કરી રહી છે. તેના આથમતા જીવનને મેં સંજીવનિ અર્પી છે, તેનામાં કલા અને ચેતન મેં પ્રકટાવ્યાં છે, તેના કંઠમાં માધુર્ય ને ડોલન મેં ભર્યાં છે. કમબખ્ત ગુજરાત મને " નોબલ પ્રાઇઝ "ની નવાજેશ કયારે કરશે ? "

" તું મરી જશે ત્યારે !–" કનૈયાએ ટકોર કરી.

" હા, ગુજરાત મુએલાને જ ઓળખે છે. હાજી ગયો, કાંત ગયા, કલાપી ગયો. હું પણ જઇશ ને હું ગયો કે ગુજરાત રંડાઇ સમજજો !

" અરે ! અરે ! એમ શાપ આપતો શા માટે મરે છે ?–" કાંતિલાલ હસ્યો.

" હશે. હવે મશ્કરી જવા દે. જો આ મારા માસિકનો પહેલો અંક ! કેમ કેવો છે ?–"

કનૈયાએ એ ચાર પાનાં ફેરવી કહ્યું.

" શાબાશ ! નીશાનાથ ! મને તો આની આગળ ' પિકચોરિયલ રિવ્યુ " ઝાંખુ' લાગે છે !–"

" ઝાંખું ન લાગે ? એમાં પણ મેં ભભક બેશુમાર ભરી છે. હજુ બહાર પડવાને તો ચાર દિવસ નથી થયા તેટલાં મને ભય છે કે આ અંકની મારે બીજી આવૃત્તિ કઢાવવી પડશે–"

" હવે જો નીશાનાથ ! આવી છાંટ અમારી પાસે ન મારે તો નહિ ચાલે ? હજાર નકલ ખપાવતાં નેવના પાણી મોભે ચઢશે ને સેંકડો નકલો તારા ઘરમાં ઉધાઇ ખાની પડી રહેશે એ વિષે

ખાત્રી હોવા છતાં બીજી આવૃત્તિની ડિંગ શા માટે મારે છે ?–" કાન્તિલાલે જરા સ્પષ્ટવક્તા થવાની જરૂર જોઈ.

' હશે. પણ નીશાનાથ ! ગયા રવિવારનું 'પ્રભાત' વાંચ્યું ? તને કોઇએ આબાદ લીધો છે હો !—"

" What do I care for such rags !–" લાલ લાલ મ્હોં કરી નીશાનાથ બોલ્યો: " એ તો એક બદમાસોની " ક્લીક " છે ક્લીક ! મારી ભભક તેમનાથી નથી જીરવાતી–"

" હશે, ભાઈ ! આપણે એમાં ન સમજીએ—" કહી કનૈયાએ વાત પડતી મૂકી.

" જો દોસ્ત !–" નીશાનાથે થોડીવાર પછી કહ્યું: " આજે મેં રસસરિતામાં વહી જવાનો નિશ્ચય કર્યો છે. "

" એમ ? તો અહિં કોની ના છે ?–"

" તમારે ત્યાં " અબાધિત સ્વતંત્રતા " મળવાની ખાત્રી હોવાને લીધે હું " થ્રીસ્ટાર " લઈને જ આવ્યો છું–" મી. નીશાનાથે બૅગ ખોલી " થ્રીસ્ટાર " ની બાટલી કાઢી.

" પણ..."

" પણ શું ? તારી કાવ્યશક્તિને અદ્ભૂત પ્રેરણા મળે તે માટે અહિંયા જરા મીજાજ ખુશ કરી આપણે મિસ મુન્નીને ત્યાં જઇશું—"

" મારો દીકરો કરું રે ! નીશાનાથ !–" કનૈયાલાલે ખુશ થઇ નીશાનાથને લાડકો કર્યો.

પ્યાલીઓ ભરાઈ ને ખલકાઈ.

આ પળે એક ગેરૂઆ રંગની કફની પહેરી લાંબી દાઢીપર હાથ પસવારતો પસવારતો એક પચાસેક વરસનો પુરૂષ અંદર આવ્યો. તેની બન્ને આંખોની આસપાસના કાળા કાપ તેની વિષયલોલુપતાની

સાક્ષી પુરતા હતા. નાકપર શરાબ સાથેની દોસ્તીના ચિન્હરૂપ રતાશ હતી. શરીર કંઇક સશક્ત" અને ઘાટીલું હતું. તે આવતાં વાર સઘળા ઉભા થયા ને તેને આવકાર આપી બેસાડયા પછીજ બધા બેઠા.

"કનૈયાલાલ !—" પેલો નવો આવનાર એક પ્યાલી ખાલી કરી બોલ્યો.

"જી—શું હુકમ છે જસુભાઈ?"

"એક છાપું કાઢવું પડશે."

"ભલે."

"સાળા મોડેરેટો બહુ ફાટી ગયા છે."

બધા ચુપચુપ જસુભાઇ તરફ જોઇ રહ્યા.

"એ લોકોની શુદ્ધ ઠેકાણે લાવવાની જરૂર છે. તમે વીસેક હજારની સગવડ કરી શકશો ને?"

"જરૂર" કનૈયાલાલ જસુભાઇને કશાયની ના પાડી શકતો જ નહિ.

"ઠીક ત્યારે. બાકીના શેર ભરાવીશું."

"તંત્રી કોણ?" કનૈયાએ પૂછયું.

"હું શોધમાં છું."

"જો આપને કંઈ વાંધો ન હોય તો હું માતૃભૂમિને ચરણે મારી સેવા ધરવાને તૈયાર છું–" નીશાનાથે નમ્રતા પૂર્વક અરજ કરી.

"જોઇશું" મુત્સદ્દી પેઠે જસુભાઇએ હાસ્ય કરી કહ્યું:

"જસુભાઈ! હું ઉંદરો મારવાની કલાથી માંડીને લૉઈડ જ્યોર્જની કૂટ રાજનીતિ સુધી શિખર પર ઉભો ઉભો નઝર ફેંકી શકું છું. રસ ને કલાનો ઇજારદાર છું. સ્રીસ્વાતંત્ર્યનો પ્રખર હિમાયતી

છું. મુંબઈની ગંધાતી ગટરથી માંડીને વ્હાઇટ હૉલ સુધીના એક-એક અમલદારને સીફતથી ઝાડવાની કલામાં હું મશહુર છું......"

"ઠીક છે." જસુભાઇ હસ્યા.

"ચાલો, કનૈયાલાલ! આવો છ ને?—" આંખનો વિચિત્ર ઇસારો કરી જસુભાઇ બોલ્યા.

"હા ચાલોને!"

"ચાલો, કાંતિલાલ! નીશાનાથ! ચાલો–" કનૈયાલાલે આમંત્રણ કર્યાં.

"ચાલો"

ચારે જણ બહાર નીકળ્યા.

## પ્રકરણ ૩૧ મું.

### મુન્નીજાનને ત્યાં.

ગિરગામ બૅકરોડ પર આવેલું "વિલાસ ભવન" તેમાં વસતી મશહુર ગાનારી મુન્નીને લીધે શ્રીમંત મુંબઈગરાઓનું માનીતું સ્થાન થયું હતું. "વિલાસ ભવન"નું નામ દેતાં મુંબઇના સઘળા શ્રીમંતો અને ધર્માચાર્યો અભડાઇ જતા. દિવસે એ ઘર તરફ આંગળી તાકવામાં પાપ મનાતું. કોઈની આગળ વિલાસ ભવનની વાત જાહેર રીતે કરતાં ધર્મ રસાતળમાં ઉતરી જતો. પણ રાત્રે દેવો સૂઇ જતા ત્યારે 'વિલાસ ભવન' સ્વર્ગની જગ્યા લેતું. દિવસમાં દશવાર મંદિરમાં જનાર રાતે મુન્નીને ત્યાં મળી શકતો. જાહેર સભામાં હિન્દુસ્થાનની બગડી ગયલી નીતિ માટે છાતીફાટ રડનારને મુન્નીને ત્યાં આવતાં કોઇ ધર્મશાસ્ત્રનો શ્લોક ન્હોતો નડતો. કાપડ બજારના વેપારીઓ, રાજ્યદ્વારી આગેવાનો, સુધારકો, વિધવાઓના વકીલો ને ચુસ્ત સનાતની શેઠીઆઓનો અહિં દાયરો જામતો. એ લોકો દુનિયાને નચાવતા ને મુન્ની એમને નચાવતી. મુન્નીને ત્યાં આવતાં જ આવનાર માણસ મટી વાંદર થતો અને મદારીની ડુગડુગી પર વાંદરો નાચે તેમ આ જાદુગરણના જાદુને પ્રભાવે સઘળા નાચતા. આવી રીતે નાચવામાં 'કલા" છે એવી કનૈયાલાલ ને નીશાનાથની ખાસ માન્યતા હતી. બન્ને અહિં પ્રેરણા લેવાને આવતા ને પ્રેરણાનો અખૂટ ભંડાર મુન્નીને ત્યાં કોઈ દિવસ ખૂટતો જ નહિ એટલે આ બે સ્નેહકુંણા કવિઓ ઘેર જઇને રવીન્દ્રનાથની ગીતાંજલિના કોરા પાના પર પાંચ દશ લીટી એકદમ ચીતરી કાઢી બીજે દિને સ્હવારે આખીય ગુજરાતી આલમને પાગલ કરી નાખતા!

વિલાસ ભવનના ભવ્ય દિવાનખાનામાં વીજળીની બત્તી ઝળાંઝળાં થઈ રહી હતી. પોતાના પ્યારા મહેમાનોનાં નેત્રોને આનંદ આપવા માટે મુન્નીએ દિવાનખાનાને શણગારવામાં કોઇ જાતની કચાસ

રાખી ન્હોતી. દિવાલો પર રવીવર્માનાં શૃંગારી ચિત્રો શોભતાં હતાં. ચારે દિવાલો પર મધ્ય ભાગમાં મુન્નીની જુદા જુદા ભાવની છબીઓ લટકી રહી હતી. જમીન પર તુરકી ગાલીચો બીછાવ્યો હતો ને ચારે બાજુએ તકીઆ ગોઠવી દીધા હતા. વચમાં વચમાં પાનની રૂપેરી રકાબીઓ ને પીકદાની પડી હતી.

મધ્યમાં એ પ્રખ્યાત ગાનારી મ્હોમાં પાનનો ડુચો મારી બેઠી હતી. તેની પાછળ તબલચી ને સારંગીવાળો પોતપોતાનાં સાજ લઈ બેઠા હતા. મુન્ની જોબનના બહારમાં હતી. તેના અંગ પ્રત્યંગમાંથી યુવાની ઝરતી હતી. તેની ઉન્મત્ત છાતી ભલભલા સિદ્ધાંતવાદીને ધ્રુજ ફ્કાવે તેવી હતી. ઉત્તર હિન્દુસ્થાનની રીત પ્રમાણે તેણે પોતાના લાંબા કાળા વાળની ચોટી ગુંથી હતી. અને તે તેની છાતીપર ઝૂલી રહી હતી. તેનું વદન ગોળ ઘઉંવર્ણું હતું. ગાલ પર તંદુરસ્તીની રતાશ હતી. ઉત્તર હિન્દુસ્થાનની નર્તકીના પોષાકમાં એ સજ્જ થઈ હતી. એની પાતળી ઓઢણી એની ઉન્મત્ત છાતી છૂપાવવાને નારાજ હતી. એનું તસતસતું બદન એના હૃદયાંશુઓને કેદ રાખવામાં પાપ માનતું હોય તેમ દરેક શ્વાસે તૂટું તૂટું થઈ રહેતું! એના કંઠમાં જાદુભરી મીઠાશ હતી ને એ જાદુની સત્તાને લીધે તે મુંબાઈનાં શ્રીમંત વર્ગપર રાજ્ય કરતી. એની મહેરબાની મળતાં મુંબઇનો ભલભલો શ્રીમંત પોતાની જાતને ધન્ય માનતો. એનાં નયનબાણુથી ન વીંધાય એવો કોઈ ધર્માચાર્ય પાકયો ન્હોતો. એની મીઠી હંસીએ અનેક સિદ્ધાંતવાદીઓના સિદ્ધાંતો બેકબેના દરિયામાં હોમી દીધા હતા. એનો બુલબુલી શરોદ, એનો મોહક અંગમરોડ, એની આંખના ચમકારા ને એની જુવાનીની મસ્તી–એ બધાંના મિશ્રણમાંથી પ્રલયની એક એવી ચીનગારી ઉડતી કે જેની આગ આજસુધી કોઇ ઓલવી શકયું ન્હોતું.

સમાજ એને ધિક્કારતી–એની છાંયા માત્રથી દુનિયાના પવિત્રતાનાં પૂતળાઓ અભડાઇ જતાં. છતાં સમાજના નેતા ગણાના-

રાઓ જ એને પોષતા. એ એકવાર મંદિરમાં દર્શન કરવા ગઇ હતી. તે વખતે દમ્ભમાં ધર્મ માનનાર ધર્માચાર્યે આખા મંદિરને ધોવડાવી પ્રાયશ્ચિત કર્યું હતું. એ પ્રાયશ્ચિતવિધિથી મુંબઇનો ભક્તવર્ગ ધર્માચાર્યની ધર્મસંરક્ષકવૃત્તિ પર ફીદા ફીદા થઇ ગયો હતો. તે દિવસથી એણે મંદિરમાં જવાના સોગન ખાધા. એ ન ગઇ. એણે પોતાનો ટેક સાચવી રાખ્યો પણ એની ગેરહાજરીએ પેલા ધર્માચાર્યને બેચેન બનાવ્યા ને હવે મદનલાલજી મહારાજ મુન્નીને ત્યાં અઠવાડિયામાં બે ચાર વાર આવ્યા વિના સ્થિર હાથે શ્રીનાથજી બાવાનો હીંડોળો ઝૂલાવી શકતા નથી. એના મંદિરની સામે, એની નજર સમક્ષ કોઈ કંગાળ ભીખારણ ભૂખમરાને લીધે પોતાના પ્યારા બચ્ચાં સાથે પ્રાણ છોડી દે તેને એઠો જૂઠો રોટલીનો સૂકો ટૂકડો પણ ન મળે; પણ મુન્નીને ત્યાં છત્રીસ જાતનાં પકવાન્નની થાળ ભરાઇને આવે ! આમ ધર્માચાર્યથી માંડીને સમાજસેવક સુધી મુન્નીની આણ ફરતી ને છતાં સમાજ માનતી કે મુન્ની માયા છે, ધુતારણ છે, પાપીણી, દુષ્ટા, પિશાચીની છે !

સાડા આઠની ટકોરી પડી ને જસુભાઇ દાઢી પસવારતા પસવારતા દિવાનખાનામાં દાખલ થયા. તેની પાછળ કનૈયાલાલ, નીલાનાથ અને કાંતિલાલ આવ્યા. મુન્ની હસી ને એ મીઠી હંસી સાથે મીઠો અવાજ આવ્યો.

" આઇયે !–"

ચારે મિત્રોને લાગ્યું કે તેઓ સ્વર્ગ તરફ પ્રયાણ કરી રહ્યા છે.

'બૈઠીયે !–" તકીઆ તરફ પોતાના મુલાયમ હાથ લંબાવી તે ફાંકડી તવાયફ બોલી.

જસુભાઈ હસ્યા–તેમની કામી આંખો ચમકી ઉઠી. બધા બેઠા.

" આપકી મહેરબાની આજકલ કમ હૈ–બાંદીકી ખબર લેનેકી ભી ફુરશદ નહિ મીલતી–? "

"મુન્નીજાન !–" જસુભાઇ જરા ગમ્ભીર થઇ બોલ્યા: "તમને ખબર તો છે કે હું જાહેરપ્રજાનો માણસ છું. સ્હવારે સભા, બપોરે સભા, રાતે સભા ! હિન્દુસ્થાનને સ્વરાજ્ય અપાવતાં મારો જીવ નીકળી જાય છે–"

"હં !–" મુન્ની હસી.

"કૈસી પ્યારી હંસી હૈ ! માનો રૂપેરી ઘંટડી બજ રહી હૈ !–" કનૈયાલાલે કવિત્વશક્તિનો પરચો બતાવ્યો.

મુન્ની હસતી હસતી પાન પર ચુનો લગાવવા લાગી.

"મુન્નીજાન !–" નીશાનાથ જરાક ખાંસીને બોલ્યા:

"જ્યારે હું તમને જોઉં છું ત્યારે મને લાગે છે કે કાવ્યદેવી સાક્ષાત્ મારી સામે ઉભી છે. કૃષ્ણચન્દ્રની જાદુભરી બંસીની મોહક મીઠાશ તમારા એકએક બોલમાં ભરી છે. એ શબ્દે શબ્દે થતો જાદુઈ ઝંકાર, એ ઝંકારમાંથી ઝરતી અમીધારા, તમારાં નેત્રોના અજબ નૃત્ય ને તમારા અદ્વિતિય સૌન્દર્યની જાદુભરી છટા ! અહા ! મને લાગે છે કે ફારસી કવિ ઉમર ખય્યામે જે જન્નતની હુરીની કલ્પના કરી છે તે હુરી પૂર્વજન્મમાં તમે જ હશો—"

"પૂર્વજન્મ જાણવાનો કીમીયો હું નથી જાણતી સાહેબ !–" મુન્નીએ જવાબ આપ્યો. ચાલુ સહવાસથી તે ગુજરાતી ભાષા સારી રીતે બોલી શકતી.

"ભલે તમે ન જાણતાં હો
પૂર્વ જન્મ ભેદવાની કલા.
જાણે છે મારો પ્રિય મિત્ર નીશાનાથ,
ઉકલી શકે છે એ બ્રહ્માંડના ભેદને:
ચિત્રગુપ્તનો ચોપડો નઝર સામે ધરીને
ફેરે છે એ !"

કનૈયાલાલે તરત અપલાગણ રચ્યું. શીઘ્ર કવિ હોવાનો એનો દાવો ખોટો ન્હોતો.

"કાંતિલાલ! તમે શું વિચાર કરો છો?" જસુભાઇએ કાંતિલાલ તરફ ફરી કહ્યું.

"હું એ વિચાર કરૂં છું કે જો અખિલ સ્ત્રીજાતિ મુન્નીજાનની કળાની નકલ કરે તો પૃથ્વીપર આજે સ્વર્ગ ઉતરે!–"

"હાહાહા!–" નીશાનાથ હસ્યોઃ "વેપારીના ચોપડા ઉથલાવવા છતાં તું છેક નીરસ નથી થઇ ગયો–"

"આપણા મંડળનો કયો સભ્ય નીરસ છે? રસ ને કળાનાં આપણે ઝરણાં વહાવ્યાં છે તે ભૂલી ગયો?–"

"નહિ ભૂલ્યો નથી–જરાક વિસ્મરણ થયું હતું."

"લ્યો જી, પાન લીજીયે!–" પાનનાં બીડાં મુન્નીના હાથમાંથી લેતાં ચારે જણને ગલગલીયાં થયાં.

"અબ ક્યા હુકમ હૈ?–"

"કુછભી સુના દો!–"

"ઉસ્તાદજી!–"

"જી–"

"તાર મીલા લો–"

સરંગીના તાર મેળવાયા. તબલા પર થાપ પડી ને મુન્નીએ ગાયન છેડયું.

દીવાના મયેં ખડા દીલદારકે દારપર જા કર;
ન માલૂમ કયોં ખડા હું મૈ યહાં દીલબરકે દાર પર.
ઉસને પૂછા કયા કામ હય...
        મયનેં કહા ખીદમત તેરી
ઉસને પૂછા કયા નામ હય
        મયનેં કહા બંદા તેરા...

ઉસને પૂછા કયા દીલમેં હય
મયનેં કહા ઉલ્ફત તેરી...
ઉસને પૂછા કયા શરમેં હય
મયને કહા સૌદા તેરા...

" અજી વાહ ખૂબ !–" જસુભાઈ બોલ્યા.

" ઉસને પૂછા કયા કામ હૈ...

મુન્નીએ પલટો લીધો ને સાંભળનારા એના સ્વરની સાથે ઉંચે તણુાવા લાગ્યા.

મયનેં કહા ખીદમત તેરી...
ઉસને પૂછા કયા નામ હૈ...
મયનેં કહા બંદા તેરા...

કનૈયાલાલે ગજવામાં હાથ નાખી વીસ રૂપીઆની નોટ કાઢી મુન્ની તરફ હાથ લંબાવ્યો. મુન્ની હસી. નોટ લઇ તેણે ઉસ્તાદને આપી,

" સોરઠકી કોઇ ચીજ સુનાઇયે..."

" જો હુકમ..." તે હસીન ગાનારી બોલી ને " સોરઠ " રાગણી છેડી.

રસકે...ભરે તોરે નયનાં...
કૃષ્ણ કનૈયા...રસકે.
મુખસે બોલે...મીઠી...વા...વા...ણી
કનૈયા...રસકે.
દીન નહી ચયેન, રૈન નહી નીંદર...
દિલ ન પડત કછુ ચેન...
કનૈયા...રસકે.

## લોહીનો વેપારઃ-



“ અજી વાહ ખુબ !
રસકે...ભરે તોરે નયનાં...કૃષ્ણકનૈયા...

( પાનુ ૨૨૦. )

"વાહ વાહ ! ..." કરી નીશાનાથે દશ રૂપિયાની નોટ કુરબાન કરી.

" સુનીયે હજુર ! અબ કાલિંગડા સુનાતી હું."
જા જા રે, ભમરા...દૂ...ર...દૂ...ર.
જબ લગ તુજ્હુ પુલ મહીં મહેકત,
તબ લગ કહત હજુર...હજુર...જા જા રે૦
સુર શ્યામ મતલબકે મધુકર,
લેત કલીન રસ ચુ-ર ચુ...ર...જા-જા રે૦

બે પાંચ મિનિટ મુન્નીએ આરામ લીધો, પાછાં પાનનાં બીડાં વહેંચાયાં. મુન્નીએ પાન ખાઇ બે ચાર પીચકારી મારી. તેના મહેમાનોએ સીગરેટનો ધુંવો કાઢવા માંડયો.

ફરી સારંગી સાથે મુન્નીનો સ્વર સ્પર્ધા કરતો ગુંજી રહ્યોઃ

(ગઝલ. સારંગની ધુન.)

ઇશ્ક થા કૈસા કિ જીસસે, દીલ અટકતા હી રહા;
ખાર સા સીનેમેં મેરે, કુચ ખટકતા હી રહા,
રાત જબ ગુસ્સે હો મેરે, પાસ સે ઉઠ કર ચલા.
મૈં ન છોડા ઉસકા દામન, વોહ ઝટકતા હી રહા.
બોસ-એ-રૂખસાર કા વઆદે કીયા કીસસે વફા;
કાન કે મોતી તલક તેરે, લટકતા હી રહા.
કૌન સી થી વોહ જૂદાઇ કી ધડી જો ઉમ્રભર;
આરઝુ-એ-વસ્લમેં યે દીલ ભટકતા હી રહા.
જીસકુ મહફીલસે નીકાલા વોહ બઉમ્મીદે તલબ;
હર કદમપર રાહ ચલનેમેં ઠટકતા હી રહા.
ક્યા બકૌલે સોઝ ઉલ્ફતકી ખલીશ તુમસે કહું;
ખારસા સીનેમેં મેરે કુચ, ખટકતા હી રહા.

મુન્નીએ આ ગઝલની છેલ્લી કડી ઉલટાવી ઉલટાવીને ગાઇ ને

દીવાનખાનું "વાહ ખૂબ" "મરહબ્બા" "વાહવાહ" થી ગાજી રહ્યું.

મુન્નીના સંગીતના કરતાં તેના હાવભાવ ને અભિનયમાં વધુ આકર્ષણ હતું. તાલ કે સૂરની ખામી એના અભિનયથી—એનાં નયનના ઈસારાથી પૂરાઇ જતી. કનૈયાલાલ ને તેના મિત્રો પાગલ બન્યા. શરાબની કેફમાં સંગીત ને સૌન્દર્યની કેફ ઉમેરાઇ. રોઝબરી ને દુધ કોલ્ડીકના ગ્લાસ ખાલી થયા. ઇજીપ્શીઅન સીગરેટનો ધુમાડો તે રમ્ય દિવાનખાનામાં ઉડવા લાગ્યો ને મુન્નીના કદરદાન રસીઆઓની આંખમાં ઝોંકા આવવા લાગ્યા.

## પ્રકરણ ૩૨ મું.

### સામાજિક પુનર્વિધાન.

ઇન્દુલાલના જખમો રૂઝાઇ ગયા. તેને તંદુરસ્ત થયલો જોઇ કુસુમને અનિર્વચનીય આનંદ થયો. જયાની સેવા શુશ્રુષા સફળ થઈ. છગનલાલ હવે કુસુમનો પડતો બોલ ઝીલી લેતો. પોતાની પનોતી પુત્રીને કોઈ પણ રીતે ન દુભવવાનો તેણે નિશ્ચય કર્યો હતો. જમનાએ ગોધીયારૂં કરવામાં—ત્રાગાં કરવામાં કંઇ મણા રાખી નહિ. આખી ન્યાતે છગનલાલને ટુંપી ખાધો. છતાં કોણ જાણે કેમ તેણે કશાયની પરવા ન કરી.

ઇન્દુલાલની દશા કફોડી હતી. તે ગરીબ હતો. તેના માતપિતા કયારનાં સ્વર્ગે સીધાવ્યાં હતાં. ચીમનલાલના પિતાની સહાયથી તે ભણતો હતો. હવે એ સહાય બંધ થઈ. ચીમનની લાગવગથી મળેલું ટયુશન બંધ થયું. ભોગીલાલે મેડો ખાલી કરાવવા માટે તાગડધીન્ના કરવા માંડયા. માંડવીની પોળમાં એક એવો માણસ ન્હોતો કે જે 'બદમાસ' ઈન્દુલાલનો પક્ષ લે. છગનલાલની તેના પર હમણાં કૃપા થઈ હતી. પણ તે તેની પાસે ભીખ માગવા ચાહતો નહતો. પરિણામે તેણે કૉલેજને નમસ્કાર કર્યા.

વીસ વર્ષનો નિરાધાર યુવાન વિચારમાં પડયો. શું કરવું? કેમ નિર્વાહ ચલાવવો? કૉલેજમાં ભણતો હતો ત્યારે તેણે અનેક મનોરમ સ્વપ્નાં ઘડયાં હતાં. દેશસેવા—સમાજ સેવાની વિધવિધ યોજનાઓ તેણે ઘડી રાખી હતી. પોતાનો સિદ્ધાંત અમલમાં મેલવાની ઘડી આવતાં તે ડરી જાય એવો ન્હોતો. બાળક નાની પરનો બળાત્કાર અટકાવ્યા ને તેને અંગે ભોગીલાલ સાથે વેર બાંધવા માટે તેને જરા પણ પસ્તાવો થતો ન્હોતો. કુસુમના બળાત્કારથી થતાં

લમ અટકાવવા જતાં તે જખમી થયો તે માટે તે પોતાની જાતને ધન્ય માનતો હતો. જયા જેવી દેવી માટે આખા અમદાવાદમાં તો શું પણ આખી દુનિયામાં તેની નીંદા થાય તેની તેને જરા પણ પરવા ન્હોતી. છતાં હિન્દુસ્થાનના બધા યુવાનોને નડતી કાતિલ ગરીબી તેને પણ નડી. નિરાધાર, ગરીબ સિદ્ધાંતવાદી સમાજના એકત્રીત પ્રપંચ સામે જવલ્લેજ ટકી શકે છે. તુટી જવું પણ નમાગું ન આપવું એવો ઈન્દુલાલે નિશ્ચય કર્યો હતો.

"મારો દેશ! મારી સમાજ! મારો ગુજરાત! અને આજે તેની કેવી દશા? અહિંયા દમ્ભ ધર્મ મનાય છે ને દમ્ભનો બુરખો ચીરી નાખનાર બદમાસ ગણાય છે......ને સ્ત્રી સમાજ! અમારી માતા-ભાવી વીરોના પારણાં ઝૂલાવનાર દેવી! તેની કેવી દશા? જાણે બે ટંક ભોજન ને વર્ષે ચાર વસ્ત્રો આપી જીવનભર કામ કરવા માટે ખરીદી આણેલી દાસી હોય એવી એમની દશા છે! જ્યાં પ્રજાજીવનને પોષનારી સ્ત્રીની દશા આવી અધમ હોય એ સમાજનો ઉદ્ધાર-એ સમાજનું સંગઠન-એ સમાજનું નવજીવન!... કેવી અશક્ય કલ્પના છે?—" તેની વિચારમાળા તૂટી. બહારથી કોઇએ મધુર સ્વરે બુમ પાડી:

"ઇન્દુભાઇ"!

ઇન્દુએ કુસુમનો અવાજ ઓળખ્યો. તેણે બારણું ઉઘાડયું. કુસુમની સાથે જયા પણ હતી. હસતી હસતી બન્ને સખીઓ એક ચટાઈ પર જઈ બેઠી.

"શું વિચાર કરો છો, ઈન્દુલાલ?—"

"એના એસ્તો!—"

"પણ શું?—"

"સમાજ—"

"જહન્નમની ખાડમાં જાય તમારી સમાજ!—" ક્રોધભર્યા સ્વરે જયા બોલી.

"એ સમાજમાં આપણોય સમાવેશ થાય છે હો, જયા !–" ઈન્દુલાલ ગંભીર થઈ બોલ્યો.

"આ સમાજ કેમ સુધરશે ?–" કુસુમ બોલી.

"બંડથી–" જયાએ તરત જવાબ વાળ્યો.

"પણ પુનર્વિધાન જેવી સુંદર ચીજની શરૂઆત વિનાશક બંડથી થઇ શકે—"

"સડી ગયલા અવયવને કાપી નાખતાં જેનો હાથ જરા પણ ધ્રુજે તે સરજ્યન થવાને લાયક નથી—"

"ખરૂં. પણ બંડથી તો સર્વનો નાશ થાય. આધુનિક પરિસ્થિતિથી ઉપજતા ભયંકર અસંતોષની આગમાં આપણે આખી સામાજિક ઈમારતને હોમી દઇએ એ શું ઇષ્ટ છે ?"

જયા વિચારમાં પડી.

"એકવાર વિનાશ કર્યા પછી જે જીવશે તે પોતાને મનગમતી વ્યવસ્થા કરી લેશે. આપણે તો આક્રમણ જ કરવાં જોઇએ." કુસુમ હવે જયાની બીજી મૂર્તિ બની હતી તેણે કહ્યું.

"એ આક્રમણ કેવી રીતે કરશો ? જયા અને કુસુમ ઘેર ઘેર નથી તે તમે ભુલી જાઓ છો."

"ઘેર ઘેર જ જયા ને કુસુમ છે, ઈન્દુલાલ ! પણ એ બિચારીઓની આસપાસ તમે લોકોએ એવી કારમી જાળ પાથરી છે કે એ પોતે પણ પુરૂષની ચરણરજ દાસી શિવાય બીજું કંઇ થવાની ના પાડે છે—"

"એ અજ્ઞાનનો નાશ કેમ કરશો ?"

"કેળવણીથી—"

"કેળવણી આપનાર સંસ્થામાં પણ અમારી જાતવાળા તો રહેવાના જ–" ઇન્દુ હસ્યો.

"તમારા જેવા હશે તો ચાલશે–" જયા મલકાઇ: "ખરેખર, શું કરવું તે જ મને સુઝતું નથી—"

"એમ નિરાશ થવાની જરૂર નથી. આપણી સમાજ ગમે તેટલી પતીત હોવા છતાં છેક નિર્જીવ થઈ ગઇ નથી. એને પ્રાણ ફુંકનાર જોઇએ છે."

"પણ જડ પ્રજાને પ્રાણ ફુંકનાર સાથે બારમો ચંદ્રમા હોય છે તેનું શું?—"

"મારી એવી માન્યતા છે કે લગભગ બધા શિક્ષિત જુવાનો હાલની સ્થિતિથી કંટાળેલા છે. સ્ત્રીઓ પણ ધીમે ધીમે જાગ્રત થતી જાય છે. આવા સંજોગોમાં 'જો શહેરે શહેર ને ગામે ગામ નવયુગના તરૂણો અને તરૂણીઓ પોતાના મંડળો સ્થાપી, અનિષ્ટ રિવાજોને તોડવાની શરૂઆત કરે તો પરિણામ ઘણું સારૂં આવે—"

"કાગળપર એ યોજના બહુ સુંદર લાગે છે પણ એવા મંડળોની સામે ખાઇપીને મંડી પડે એવા ધર્માચાર્યો ને રૂઢીદાસોનો એક પિશાચસંઘ આપણે ત્યાં છે તેનું શું?–"

"એ વર્ગ સામે જ આપણે યુદ્ધમાં ઉતરવાનું છે ને! કબ્રસ્તાનની શાંતિમાં જીવનારાના દીલમાં આપણે અશાંતિની હોળી સળગાવવાની છે. રૂઢીના ચીલામાંથી આંખે પાટા બાંધી ચાલી જનારાની આંખપરના પાટા ચીરી નાખવાના છે. વિધવાને છૂપી રીતે ખાનગી વેશ્યા બનાવનારાઓનો સામે થઈ એ વિધવાઓને પાછી સૌભાગ્યવતી બનાવવાની છે. ધર્મસંમત અને કાયદાસંમત રખાતોને સાચી ધર્મપત્નીની પદવીપર ચઢાવવાની છે."

"હા, પણ એ બધું થશે શી રીતે?" જયા આકળી થઈ.

"ઉતાવળે આંબા પાકયા સાંભળ્યા છે, જયા! જો ગુજરાતમાં જયા એક જ બીજી જયા તૈયાર કરી શકે તો તેની કેવી જાદુઇ અસર થાય તે તમે જાણો છો? એક કૃષ્ણચન્દ્ર આખા

ભારતવર્ષને પોતાની મુરલીપર પાગલ કરી શક્યા; એક બુદ્ધે વિશ્વના એક પંચમાંશ ભાગમાં અહિંસા પરમોધર્મની આણ વરતાવી; એક દ્રૌપદીએ પાંડવોને કૌરવો સામે કુરૂક્ષેત્રના યુદ્ધમાં ઉતાર્યા. એવી જ રીતે જો તરૂણ ગુજરાત પુનર્વિધાન માટે કમર કસે તો શું ન કરી શકે ?–"

" ઇન્દુલાલ ! તમે હજુ તમારી નજરે આપણી સમાજને જોઇ રહ્યા છો. " પુનર્વિધાન " જેવી કોઈ વસ્તુ હોઈ શકે તેનું જ આપણને ભાન નથી. અમારી દશાની તો વાત જ ન પૂછો. અમે કોઇક જગાએ " વિલાસની પૂતળીઓ " છીએ. ઘણી જગાએ દાસીઓ છીએ ! એ દાસીઓ ને ડોલીઓને જોઈને તેમના પુરૂષો રાચી રહ્યા છે; કારણકે દાસત્વ અને વિલાસ એ બે પુરૂષોને પ્રિય વસ્તુઓ છે. પતિદેવની ઇચ્છાનો સહેજ ભંગ થયો કે ખરીદેલી બાંદીને ખાસડાના મારનું ઈનામ મળ્યા વિના રહે જ નહિ. એવી ગુલામડીઓ પતિનો માર ખાવામાં પણ લ્હાવો સમજે છે તે તમે જાણો છો ? પાંચ પૈસે સુખી હોય ને કાલિદાસ કે બાયરનના બે ચાર થોથાં ઉથલાવી માર્યાં હોય તેને ત્યાં તમને "ડૉલી" નજરે પડશે. વાંકી સેંથી, ગુચ્છાદાર વાળ, ફેશનેબલ વસ્ત્રો ને ઉચ્છ્રંખલ વિલાસનું મિક્ષ્ચર એટલે ડૉલી ! એ ડૉલીઓ ને દાસીઓ વીર પ્રજા ઉત્પન્ન કરવાની હતી ? એ ડૉલીઓ ને દાસીઓ લવ, કુશ ને અભિમન્યુ જેવા વીરોનાં પારણાં ઝુલાવવાની હતી ? ઇન્દુલાલ ! મને ચોક્કસ લાગે છે કે આપણા સમાજને દીવાસળી મૂકી ફુંકી દેવા શિવાય બીજો રસ્તો જ નથી–"

" આપણે ફના થઈ જઇએ તેથી તમે ખુશી થશો ? "

" નહિ, પણ તેમ થાય તો તેમાં દીલગીર થવા જેવુંય શું છે ? માંયકાંકલા જેવા, ચીંથરે હાલ, ભૂખે મરતા પાંચપાંચ છ છ બચ્ચાંની ફોજ સાથે એક હિંદુ "ગૃહસ્થ" પોતાની ધર્મસંમત વેશ્યા સાથે અરધું પેટ ભરી જાનવરની પેઠે જીવ્યા કરે એના કરતાં એ

મરી જાય તો શું ખોટું ? એવા માણુસોને જીવવાનો કંઈ હક્ક છે ખરો ? જેઓ પોતે સુખી થતા નથી ને બીજાને સુખી થવા દેતા નથી એવા માણસો ગુલામ જેવી, એદી ને નિર્માલ્ય પ્રજાથી હિન્દુસ્થાનની વસ્તી આબાદ રાખે એના કરતાં “ હિન્દુસ્થાન જેવો એક દેશ હતો ” એવી દશા આવી જાય તો તેથી દુનિયા શું રંડાઇ જાય ?–” જયાના ગાલપર ગુસ્સાની રતાશ ધાઇ આવી. કુસુમ આ ચંડિકાને અવાક્ થઇ જોઇ રહી.

“ જયા ! વ્યક્તિગતે અન્યાયને લીધે ઉપજતો ક્રોધ ને સામાજિક પુનર્વિધાન એ બે જૂદી વસ્તુઓ છે તે તમે ભૂલી જાઓ છો.”

“ વ્યક્તિ સમાજનું અંગ તો છેને ! જે સમાજ વ્યક્તિગત અન્યાય ચાલવા દે એટલું જ નહિ પણ એવા અન્યાયને પોષે તેને ફના કરી નાખવાની ઇચ્છામાં મારા મત પ્રમાણે જરાય પાપ નથી...જુઓ ! આપણી ચર્ચામાં હું તમને એક વાત કહેવાની ભૂલી ગઇ. મારા શેઠ કાંતિલાલની લલિતા નામે એક વિધવા બ્હેન છે. એને વિષે મારી સખી મંગળાનો આ પત્ર વાંચો...” જયાએ ચોળીમાંથી પત્ર કાઢી ઈન્દુલાલના હાથમાં મૂક્યો. ઈન્દુલાલ તે પત્ર વાંચવા લાગ્યોઃ

“ પ્રિય બહેન જયા.

પાંજરામાં પુરાયલા પક્ષીને કોઇ દયાળુ માણસ છોડી દે ને તે વગર વિચારે નાચવા માંડે એવી લલિતા બ્હેનની દશા થઇ છે. તેં એના કાનમાં સ્વતંત્રતાના મંત્રો ફુંક્યા પણ એ એને પચાવતાં આવડયા હોય એમ મને લાગતું નથી. એમાં એનો દોષ નથી. તારો પણ નથી. દોષ એની આસપાસના લાગણીહીન વાતાવરણનો છે. એની માને લલિતા મારે ત્યાં આવતી તે અયોગ્ય જણાતું હતું. પણ હવે એ મંદિરોમાં વેવલીની માફક ભટકતી ફરે છે તે જોઇને જીવકોર ડોસી મલકાઇ જાય છે. અતિશય જુલમે

લલિતાને દમ્બી બનાવી છે ને મારી માન્યતા એવી છે કે એ કોઈ બદમાસની જાળમાં ફસી પડી છે અથવા જે વખત જાય છે તેમાં ફસી પડશે. લલિતા જ્યારે જ્યારે મને મળે છે ત્યારે હું તેને સ્પષ્ટ કહી દઉં છું કે જો એની મરજી હોય તો એ બેધડક પુનર્લગ્ન કરે ! એમાં કંઈ જ ખોટું નથી. પણ મને ભય છે કે એનામાં લાંબી પહોંચ નહિ હોવાથી એ કોઈની જાળમાં ફસી પડશે ને એવી રીતે ફસાયલી વિધવાની દશા "આર્યોના પુત્રો" કેવી કરે છે તે તું સારી પેઠે જાણે છે. આવા સંજોગોમાં જો તું એની સાથે હોય તો એનું રક્ષણ થઈ શકશે. માટે આ પત્ર મળતાં જરૂર સુરત આવવાનો વિચાર કરજે.

અત્રે અમે આનંદમાં છીએ.

લી. તારી,

**મંગળા.**

ઈન્દુલાલ આ પત્ર વાંચી ગંભીર થઈ ગયો.

"તમે જેમ બને તેમ જલદી સુરત જાઓ—"

"હું પણ એ જ વિચારમાં છું. મારાથી બની શકે તેટલી લલિતાને મદદ કરવાની મારી પવિત્ર ફરજ છે–"

"લલિતાનું શું થશે ?"

"શું થશે ? જો એનામાં શકિત હશે તો એ સમાજના સેતાનો સામે સિંહણની પેઠે ઝુઝશે—"

"ને શક્તિ નહિ હોય તો—" ?

"તો બાલહત્યારી થશે અથવા વેસ્યા તરિકે જીંદગી પૂરી કરશે–" જયાનો સ્વર અત્યંત કઠોર થઇ ગયો.

"જયાબ્હેન ! આનો ઉપાય નહિ થાય ?" કુસુમ ગદ્ગદ્ થઈ બોલી.

" થશે, એનો ઉપાય કરવા માટે કોઇક ધર્મના ભૂતની જરૂર પડશે અથવા..." જયા જરા અચકી.

" અથવા ?–" ઇન્દુ વચ્ચે બોલ્યો.

" ચાબકાનો માર ! મૃત પ્રજા બે જ શક્તિને વશ થાય છે. કોઇ અગમ્ય ધર્મની આણ અથવા લશ્કરી કોરડો ! એ બે શિવાય ત્રીજો ઉપાય જ નથી. "

થોડીક પળ ત્યાં ગંભીર મૌન છવાયું.

" મારે પણ થોડા વખતમાં અમદાવાદ છોડવું પડશે. " ઇન્દુલાલે મૌન તોડતાં કહ્યું.

" કેમ ? " કુસુમ અધીરા સ્વરે શોક પામી બોલી.

" મારે મુંબઇ જવું છે. "

કુસુમ કંઈ બોલી ન શકી.

" કેમ ? " હવે જયાએ પૂછ્યું.

" મેં અભ્યાસ છોડી દીધો—"

" હેં !—"

" હા, મને ડીગ્રીનો મોહ નથી—" ઇન્દુલાલે ટુંકામાં વાત પતાવી. જયા ખરૂં કારણ સમજી ગઇ. કુસુમના શોકનો પાર ન રહ્યો. તેની આશાનો મિનારો તૂટી પડતો હતો !

## પ્રકરણ ૩૩ મું.

### મોહજાળ.

લલિતાને મંગળાએ ચેતાવી. તે રામશંકરને ચાહતી હતી. રામશંકરપર તનમનધન ઓવારી નાખવાને તૈયાર હતી. તેની સાથે સાત સમુદ્ર ઓળંગી કોઈ અજાણ્યા મુલકમાં નાસી જતાં તે પાછી પાની કરે એવી ન્હોતી. પ્રેમની પ્રથમ મસ્તી, જીવનનો પહેલો લ્હાવો અને જુવાનીનો દિવાનો આવેશ, તેણે રામશંકર દ્વારા અનુભવ્યાં હતાં. એ દિવાની કેફની પાછળ ભયંકર નિરાશા છુપાયલી હશે એવી લલિતાને કલ્પના શુદ્ધાં નહોતી. એ સ્વચ્છંદ વિહારનું કંઇ માઠું પરિણામ આવી શકે તે વિષે વિચાર કરવાની તેને ફુરસદ જ ન્હોતી. મંગળાએ તેના ઉન્માદી હૃદયને સચેત કર્યું–તેના બ્હેરા કાનો આગળ શંખનાદ કર્યો ને વિધવા ચમકી. શું રામશંકર તેને દગો દેશે ? તેનો વ્હાલો પ્રિયતમ તેને કલંકિત કરી દુનિયામાં તેને રખડતી કરી દેશે? લલિતાના સ્વપ્નાંઓ જરાવારમાં દૂર થઇ ગયાં. જે વાતનો વિચાર કરવાની પણ તેને અત્યાર સુધી કલ્પના આવી ન્હોતી તે બીના હવે તેનું કાળજું કોરી ખાવા લાગી. " આમને આમ ક્યાં સુધી ચાલશે ? પાપ કેટલા દહાડા છૂપું રહેશે ? એ મારી સાથે પુનર્લગ્ન નહિ કરે ? " આવા આવા પ્રશ્નો તે પોતાના મગજને પૂછવા લાગી. એ બિચારી નાદાન હતી. દુનિયા એટલે સેતાની ચરખો એ વ્યાખ્યા એને કોઇએ સમજાવી ન્હોતી. એને વૈધવ્યવ્રત પાળવાની આજ્ઞા કરનાર સમાજે એના જીવનની આસપાસ પવિત્રતાની દિવાલ ચણવાની તસ્દી લીધી ન્હોતી. એ પુનર્લગ્ન કરે તો રૌરવ નર્કમાં જ જાય એવો શાપ દેનાર બ્રાહ્મણો ને ધર્માચાર્યોને એને વૈધવ્ય ધર્મ શીખવવાની દરકાર ન્હોતી. એ ભલે મદોન્મત હાથણી જેવી મંદિરોમાં રખડતી ફરે, બગલા ભગતો ભલે એની વૃત્તિ ચળાવવાને ભલભલા પ્રપંચો કરે; અને એ છુપી રીતે ભલે વેશ્યા જેવી જીંદગી ગાળે ! આવી દશા માટે સમાજ

એને સજા કરવા માગતી ન્હોતી. સમાજના લાડકા દીકરાઓ એનું શિયળ લૂંટી એને " ગંગા સ્વરૂપ " રાખે તે સામે કોઇ મનુને વાંધો ન્હોતો પણ એ પુનર્લગ્ન કરે અથવા બાળહત્યાથી ડરી છડેચોક પોતાના બાળકની સાથે દુનિયામાં જીવતી રહે તો હિંદુઓના તેત્રીસ કરોડ દેવ મ્હોમાં અન્નનો એક દાણો પણ નાખવાની ના પાડે ને તેમને રીઝવવા માટે એને વેશ્યાવાડામાં હાંકી જ કાઢવી પડે, એવી સેતાની ઇંદ્રજાળ એને માટે આધુનિક હિન્દુસમાજે ગુંથી રાખી હતી.

એ મુઝાઇ. મંગળાથી છુટી પડી એ ઘેર ગઇ. રાતે તેને ખાવાનું ન ભાવ્યું. એક જ વિચાર તેના જીગરને ચીરી નાખતો હતો. રામશંકર તેને દગો દેશે ? ભગ્મર દાબીદાબીને તે વિચાર કરવા લાગી. તેનું માથું દુઃખવા આવ્યું. એકાંતમાં બિછાનાપર પડી પડી તે ખુબ રોઇ.

" નહિ નહિ. એ એવા નથી. મારે માટે એ જાન કાઢી આપવા તૈયાર છે–" વિધવા મન મનાવવા લાગી. રામશંકર સમાધાની તેનો છળ કરશે એમ તે માની શકી નહિ.

" હું પણ કેવી ગાંડી છું ? કાલે એમને કહીશ કે બધી પંચાત મટી જશે—" તેણે માની લીધું અને અનિમિષ તેના વદનપર હાસ્ય ફરક્યું. રામશંકરની ફાંકડી મૂર્તિ તેની નજર સામે ખડી થઈ. પ્રિયતમની સ્નેહમત્ત આંખમાં આંખ પરોવતી હોય તેમ લલિતા ભારવટીઆ તરફ જોઇ રહી. પુનઃ તે ગંભીર થઇ. કદાચ રામશંકર આબરૂના ડરથી તેનો સ્વીકાર ન કરે તો ? એ બ્રાહ્મણ ને પોતે વાણિયણ એ ભેદ લલિતાને આજે પહેલી જ વાર ગંભીરપણે લક્ષમાં આવ્યો.

" હાય ! હાય ! મારૂં શું થશે ? એ બ્રાહ્મણનો દીકરો મારી સાથે પુનર્લગ્ન કરે ખરો ?–" ફરીથી તેના આંખમાં આંસુ આવ્યાં.

તેણે ઘોર અપરાધ કર્યો છે એમ તેને લાગ્યું. રામશંકર જેવા ધર્મિષ્ઠ બ્રાહ્મણને મોહજાળમાં ફસાવવા માટે તે પોતાની જાતને દોષિત માનવા લાગી. બાળપણથી જ તેને સમજાવવામાં આવ્યું હતું કે સ્ત્રી મોહિની છે–માયા છે–નર્કની ખાણ છે ! એ નર્કની ખાણમાં પડવાને પુરૂષો બે હાથ જોડી જતા હોય છતાં તેમના પતનનો દોષ કમનસિબ સ્ત્રી જાતિપર જ ઢોળવામાં આવે છે. 'બિચારો કેવો ડાહ્યો માણસ હતો ! કોઈ તરફ ઉંચી નજર સુધાં કરતો ન્હોતો ! પેલી રાંડે એને ભુરકી નાંખી ભમાવ્યો !–" આવી વાતો કરીને સ્ત્રીઓ જ પોતાની જાતિનો થતો અમાનુષી છળ ઢાંકી દે છે ! જે દિવસે કોઢી ને રગતપિતીઆ પતિને " પરમાત્મા " ગણવાની કલમ સ્ત્રીઓને માથે ઠોકાઈ હશે તે દિવસે સ્મૃતિકારે સોમરસ ગળા સુધી ઢીંચ્યો હશે !

તે રાતે લલિતાને શાંત નિદ્રા આવી નહિ. રોજની પેઠે પિયુમિલનના મધુર સ્વપ્નાં પણ આવ્યાં નહિ. મોડી રાતે તેની આંખ મીંચાઇ ત્યારે નિદ્રાદેવી પોતાની સાથે ભયંકર સ્વપ્નાં લઇને આવી. લલિતા ઊંઘમાં એકદમ ચમકી, તેનાથી અચાનક ચીસ પડાઈ ગઇ ને તે સાથે જ તેની આંખ ઉઘડી ગઈ. તેની છાતી ભયથી ધડક ધડક થઈ રહી. આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં ને જાણે પાગલ થઇ ગઈ હોય તેમ તે અંધારા ખુણાઓ તરફ બેબાકળી નજર ફેંકવા લાગી.

" ઓ મા ! કેવું સ્વપ્ન !–" તે બબડી.

" હું ગર્ભવતી થઇ–એ મને છોડી ગયા. મારા બાળકને મારી પાસેથી કોઇ ઝુંટવી ગયું ને હું-હું–રખડતી ભીખારણ થઈ ગઈ...હાય ! હાય ! ઓ રામ ! આવું ભયંકર સ્વપ્નું મને કેમ આવ્યું હશે ! શું એ આખરે મને છેહ દેશે ? " તે છેક અસ્થિર થઇ ગઇ. સ્હવાર પડતાં જ તેણે રામશંકરને મળવાનો નિશ્ચય કર્યો ને જેમ તેમ આળોટીને રાત પૂરી કરી.

સ્હવાર થયું. જીવકોર ડોશી નાહી ધોઈ મંદિરે ગઇ ને લલિતાએ રામશંકરને મળવાનો નિશ્ચય અમલમાં મેલવાની તૈયારી કરી. તે કોઈ દિવસ રામશંકરને ઘેર ન્હોતી ગઈ. રામશંકરે તેને મળવા માટે એક વેવલી વૈષ્ણવડીને ત્યાં ગોઠવણ કરી હતી. લલિતા પ્રથમ એ બાઇને ત્યાં જવા પ્રેરાઇ. પાછળથી વિચાર બદલાયો ને તે રામશંકરને ઘેર જવા તૈયાર થઇ.

સ્હવારના સાડા આઠ વાગવાનો સમય હતો. સુરતી લાલાઓ હરિપુરામાં ઓટલે બેસી દાતણ ચાવતા હતા. એવામાં લલિતા હરિપુરામાં દાખલ થઇ. જુવાનીના પૂરબ્હારમાં આવેલી લલિતાને રસ્તાપરથી ચાલી જતી જોઈ અનેક પુરૂષોની આંખ ઉંચી ચઢી ગઇ. કોઇને દાતણ ઘસતાં ઘસતાં હાથ કાબુમાં ન રહેવાથી દાઢમાંથી લોહી નીકળ્યું. અનેકની નજર આ મદમસ્ત યૌવના તરફ ગઇ. એના મ્હોપર ઉત્સાહ કે આશા ન્હોતાં તેમ નિરાશા પણ ન્હોતી. આખી રાતના ઉજાગરાથી એની આંખો લાલ થઈ હતી. મુખપર ચિંતાની કંઈક છાપ હતી. પણ એ સૌથી વધુ એને રામશંકરને મળવાની આતુરતા હતી. રામશંકર હરિપુરામાં એક ઘરના મેડાપર એકલો જ રહેતો હતો એ વાત આખું ફળિયું જાણતું હતું. એ તેના ઘર આગળ જઇ ઉભી. ભોંય તળિએ ઘરના માલિકનો જુવાન દીકરો દાતણ કરતો હતો. તે એને જોઇ મ્હો ધોવાનું ભૂલી ગયો.

"કોને મળવું છે?"

"સમાધાનીને–" લલિતાએ જવાબ વાળ્યો.

પેલાને રામશંકરની અદેખાઇ આવી. મનમાં ને મનમાં તેણે સમાધાનીને બેચાર ગાળો ચોપડી. લલિતા જેવી જુવાન સ્ત્રી એક જુવાન પુરૂષને મળવા આવી તેમાં તેને ભયંકર દોષ જણાયો. એણે લલિતાને વ્યભિચારીણી ગણીને એટલા જ માટે દુષ્ટા ગણી લીધી કે તે તેની થવાને બદલે કોઈ બીજાની થઈ હતી!

" રામશંકર ભાઈ–" પેલા પુરૂષે બૂમ પાડી.

" કેમ ?–"

" તમને કોઈ મળવા આવ્યું છે. "

રામશંકરે બારીમાંથી લલિતાને જોઈ. તે અજબ થયો. બીજી પળે તેણે મ્હો મલકાવી કહ્યું:

" કેમ, બા બોલાવે છે ? "

લલિતા મુઝાઈ. તેણે અહિં આવવામાં કાચું કાપ્યું હતું એમ હવે તેને સમજાયું.

" હા, બા બોલાવે છે. જરા આવી જશો ? "

" હા, ચાલો–" કહી રામશંકર તરત નીચે ઉતર્યો.

બન્ને થોડેક દૂર ગયાં પછી જરા એકાંત મળતાં રામશંકરે પૂછ્યું:

" શું છે ? "

" મારે તમારી સાથે ખાનગી વાત કરવી છે. "

" તેથી અહિં દોડી આવી ? લોકો કેવી વાત કરશે ?" રામશંકરના સ્વરમાં ઠપકો હતો. લલિતા કંઇ બોલી નહિ.

" જા મ્હાલી ડોશીને ત્યાં આવ–હું આવું છું " કહી રામશંકરે બીજો રસ્તો લીધો.

લલિતાની આંખે અંધારા આવ્યાં. તેનું માથું ચક્કર ચક્કર ઘુમવા લાગ્યું. રામશંકરપર તેનો કંઈ જ અધિકાર ન્હોતો એવી તેને પ્રતિતી થઇ. તેનાથી રામશંકરને છડેચોક મળી ન શકાય. મળે તો દુનિયા વાત કરે ને એવી વાત થાય તે રામશંકરને પસંદ નથી, એટલું આ નજીવા બનાવથી તે સમજી ગઈ. રામશંકર વધુ બોલ્યા વિના કયારનો બીજે રસ્તે ચાલી ગયો હતો. લલિતાને હવે લાગ્યું કે મંગળાની વાતમાં કંઈક સત્ય હશે ! આ માણસ તેનો નહિ પણ તેના શરીરનો ભૂખ્યો હોવો જોઇએ એવી તેને શંકા

આવી. તેના પગ લથડવા લાગ્યા. જાણે દારૂ પીધો હોયની તેમ તે મ્હાલી ડોશીને ઘેર ગઈ.

" ઓહો ! આજે આટલી વારમાં ? " ડોશી મ્હો મલકાવી બોલી.

" જરા એમની સાથે કામ છે. "

" ભલે, ભલે, તમારું જ ઘર છે બાપુ ! સમાધાની તો સમાધાની જ છે હો ! દેવનું મનીખ છે. તમારા ધનભાયગ છે બ્હેન કે ઘર બેઠા કૃષ્ણ કનૈયો પામ્યાં. " આ બાઇની માન્યતા એવી હતી કે લલિતા અને રામશંકર રાધા કૃષ્ણની લીલા જ કરી રહ્યાં હતાં.

લલિતા એક ઓરડામાં જઈ બેઠી. તેના વદનપર ગંભીરતા છવાઇ હતી. મ્હાલી ડોશીએ તેને ખુશ કરવાની ઘણી કોશેશ કરી પણ તેમાં તેને સફળતા મળી નહિ. એક એક પળ લલિતાને આજે યુગ જેવડી લાગી. અરધાએક કલાક પછી રામશંકર આવ્યો. મ્હાલી ડોશીએ રાધાકૃષ્ણનાં દર્શન કરી રૂખસદ લીધી.

" કેમ ! શું છે ? " કંઇક ગુસ્સાથી, કંઈક સત્તાથી રામશંકરે પહેલી ગોળી છોડી.

" મારે તમારી સાથે ઘણી અગત્યની વાત કરવી છે."

" પણ તેટલા માટે મારે ઘેર શા માટે દોડી આવી ? "

" કેમ ! તેમાં શું થયું ? મને એટલોય હક્ક નથી !–" લલિતાનો કરૂણ સ્વર સાંભળી રામશંકર જરા નમ્ર થયો.

" ગાંડી ! તને બધા હક્ક છે. પણ તું જાણે છે કે દુનિયા કેવી નિંદાખોર છે–"

" દુનિયા આપણી શી નિંદા કરવાની હતી ? "

" વાહ ! તું તો નાદાન કીકી જેવી જ વાત કરે છે. દુનિયાની નજરે આપણે બે હસીએ તે પણ પાપ છે, સમજી !–"

"તે હશે. પણ મારે મન એ પાપ નથી. હું તો તમારી સાથે રહેવા માગું છું–" લલિતાએ સ્પષ્ટ વાત કહી નાંખી.

"હેં એ?..." સમાધાનીના ડોળા ચઢી ગયા. તેને લાગ્યું કે લલિતાનું મગજ ખસી ગયું છે.

"હા. હું તમારી સાથે પુનર્લગ્ન કરવા ચાહું છું. તમે મને ચાહો છો ને?—"

"હા–હા, પણ તું બકે છે શું?"

"કેમ? આપણે બન્ને એક બીજાંને ચાહીએ છીએ તો પછી આમ ચોરી રાખવાની શી જરૂર?—"

"શી જરૂર? અરે! ગાંડી! ઘણી જ જરૂર. જો આપણે એવી નાદાનિયત કરીએ તો દુનિયામાં મ્હો ન બતાવાય–"

"એટલે?"

"એટલે એમ કે જેમ ચાલે છે તેમ જ ચાલવા દેવું. આપણું કોઈ નામ દેવાનું નથી."

"જુઓ! મારાથી એવો દમ્ભ થવાનો નથી. તમારે જોઇએ તો મારી સાથે પુનર્લગ્ન કરો."

"નહિ તો?"

"નહિ તો મારૂં કદિ પણ નામ ના દેતા. તમને હું આવા ન્હોતી ધારતી."

"પણ આપણા પુનર્લગ્ન શી રીતે થાય? હું બ્રાહ્મણ–તું વાણિયણ."

"તેથી શું? મારી ભાભી કહેતી'તી કે સરકારે એવાં લગ્ન માટે કાયદો ઘડયો છે."

"હશે! પણ ગાંડી! એ તો વંઠેલાઓનું કામ! આપણા જેવા કુળવાનને એવું શોભે?" શામશંકરે વહેવારૂ બુદ્ધિ અજમાવવા માંડી.

" આપણે આમ ચોરની પેઠે મળીએ તો કુળવાન ગણાઇએ ને લગ્ન કરીએ તો વંઠેલાં થઈ જઇએ ! બળી તમારી કુલીનતા ! મારે એવી કુલીનતા નથી જોઇતી !–" લલિતા હિમ્મત એકઠી કરી બોલી.

" ત્યારે તું એમ કહેવા માગે છે કે મારે નોકરી ગુમાવી બાવા બની બેસવું.—"

" તમને બીજી નોકરી નહિ મળે ?—"

" મળે તો ખરી–"

" જુઓ ! હું પણ બહુ ભણી નથી. ધરમ કે શાસ્ત્રમાં હું સમજતી નથી પણ એટલું જાણું છું કે કંઇ છૂપું કરવું સારૂં નથી. મારી જયા ભાભી મને એ બરાબર સમજાવી ગઈ છે–"

" મુઈ તારી જયા ભાભી !–"

" કેમ ! એ બિચારીએ તમારૂં શું બગાડયું ? મને એ સારી શીખામણ આપી ગઈ તેથી તમે એને ગાળ દો છો ? એ સાચું જ કહેતી'તી કે બધા પુરૂષો સ્ત્રીઓના લોહીના તરસ્યા હોય છે." લલિતાની આંખોમાં ગુસ્સા અને નિરાશાનું મિશ્રણ થયું.

થોડીકવાર બન્ને મૌન રહ્યાં.

" તમે શો જવાબ આપો છો ?"

" જો સાંભળ ! ગાંડી ! આમ અધીરી ન થા. તારે માટે હું આકાશના તારા તોડવાને તૈયાર છું..." રામશંકર કંઇક વિચાર કરી બોલ્યો: "તું મારી સાથે મુંબઈ આવીશ ?"

" મુંબઈ ?–"

" હા–કેમ ?"

" ત્યાં મારો ભાઇ છે ને ?"

" તે તને કયાં મળવાનો ? ને મળે તોય શું ? તારે છડેચોક પુનર્લગ્ન કરવાં છે ને ?–" રામશંકરે લલિતાને તેની જ માત્રાથી જેર કરવા માંડી.

" હા-હા, તમે કહેશો ત્યાં આવીશ. પણ મને દગો તો નહિ દો ? "

" તને મારા પર વિશ્વાસ નથી ? "

" વિશ્વાસ હતો ત્યારે તો..." લલિતાથી અનિમિષ રહી પડાયું. રામશંકરે તેને વ્હાલથી ચુંબન લઈ કહ્યું:

" તું ગભરા ના. તું કહેશે તેમ કરીશ. "

લલિતાને ટાઢક વળી. પુનઃ તે રામશંકરપર પાગલ થઈ ગઇ.

" જો ! આવતી કાલે બપોરની ગાડીમાં આપણે ઉપડી જઇશું...છે કબૂલ ? "

" હા–" કંઇ પણ વિચાર કર્યા વિના વિધવાએ હા ભણી.

" અહિંઆં કોઇને શક ન જાય તે માટે તારે એકલાં મુંબઇ જવું પડશે. "

" મેં મુંબઈ કદિ જોયું નથી. "

" તો હું તારી સાથે મ્હાલી ડોશીને મોકલીશ. "

" ને તમે ? "

" સાંભળ તો ખરી ! જો આપણે બન્ને ચાલ્યાં જઇએ તો અહિં શોધાશોધ થાય ને એકદમ મારાપર શક આવે. તું ગયા પછી આઠ દશ દિવસમાં હું તને મળીશ. "

" ને પછી ? "

"આપણાં પુનર્લગ્ન થઇ ગયા પછી દુનિયા જખ મારે છે."

" ઓ વ્હાલા !–" કહી લલિતા રામશંકરને ભેટી પડી. તેની આંખો આનંદથી ચમકી રહી. ઘડી પહેલાંની અશાંતિ નષ્ટ થઇ ગઈ ને પુનઃ તેને પ્રેમની ખુમારી ચઢી.

" એક વાત કહું ?..."

" કહેને !–"

" નહિ, હમણાં નહિ. મુંબઈમાં કહીશ..."

" કહે તો ખરી ! શું છે ? "

" બહુ મઝાની વાત છે. હમણાં નહિ કહું. તમે સાંભળશો તો ગાંડા થઈ જશો..." તે વધુ બોલી શકી નહિ. શરમથી તેનાં નેત્રો નીચાં ઢળી ગયાં. રામશંકર સમજી ગયો.

" કીકો રમાડવો છે ?..."

" જાઓ ! નહિ કહું..." લલિતાએ લાડ કર્યાં.

રામશંકર પાછો હસ્યો. તેણે લલિતાને ગાઢ આલિંગન લીધું. " ત્યારે કાલે જશોને ? "

" હા. "

" હું બધી ગોઠવણ કરી લઈશ. તું મ્હાલી ડોશી કહે તેમ કરજે..."

" વારૂ..."

એક ચુમ્બનનો અવાજ વાતાવરણમાં વિલીન થઈ ગયો ને બન્ને છૂટાં પડયાં.

## પ્રકરણ ૩૪ મું.

### કુસુમ ને જયા.

ઈન્દુ જવાનો છે એ વાત સાંભળી ત્યારથી કુસુમ–રમતિયાળ, આનંદી, હસમુખી કુસુમ કરમાવા લાગી. એના પિતાની મ્હેરબાનીથી એ એક ભયંકર આગમાં હોમાઇ જતી બચી હતી. પણ એ બનાવ પછી છગનલાલની તબીયત લથડી ગઈ હતી. આખી કપોળ નાતે એને ટુંપી ખાધો હતો. જો કપોળોનું રાજ્ય ચાલતું હોત તો તોરણેથી વર પાછો વાળવા માટે છગનલાલને ને તેની દીકરીને જીવતા દાટી દેવાની સજા કરવાને પણ એ ન્યાતના પટેલીઆઓ ચુકત નહિ. સારે નસીબે તેમના હાથમાં એ સત્તા ન્હોતી પણ તેથી તેઓ છગનલાલને જંપવા દે એ અશક્ય હતું. કુસુમને છોડી લાલદાસ શેઠે તરતાતરત દીકરાને પાછો માંડયો તેથી તેની ખાનદાનીની વાહવાહ પોકરાઇ ને તેજ દિને નાતના સાજનામાં છગનલાલને ન્યાતબહાર મેલવામાં આવ્યો. જમનાએ આ સજા થઇ ત્યારે છાતી માથું કુટી ગોધીયારૂં મચાવ્યું. કુસુમ તે વખતે માંદી હતી છતાં જમનાએ છગનલાલને અનેક રીતે સતાવી બિચારાને પૂરૂં ખાવા પણ ન દીધું. કુસુમ સારી થયા પછી જમનાનાં ત્રાગાં વધ્યાં. “ ગમે તેમ કરીને નાતને મનાવો–કુસુમને જોઇએ તો બળતી હોળીમાં ફુંકી મૂકો પણ જાતભાઇઓને સંતોષો” એવી તેની દલીલ હતી. છગનલાલના હૃદયપર આ બનાવે ઘા કર્યો ને પરિણામે તેની તબીયત લથડી. ચિંતાને લીધે તેને ઝીણો તાવ આવવા મંડયો ને વૃદ્ધાવસ્થાની નબળાઇને લીધે તાવમાંથી ક્ષયની શરૂઆત થઈ. આવા સંજોગોમાં કુસુમ પોતાના ઉદાર પિતાપર ઈન્દુલાલને પરણવાની વાત કાઢી બીજો ઘા કરવા ન્હોતી માગતી. છગનલાલે ચીમનલાલને તોરણેથી પાછો કાઢી કુસુમને કોઈ બીજા કપોળ યુવાન વેરે પરણાવવાનો વિચાર રાખ્યો હતો. પુત્રીને અનુ-

ગમતા વર સાથે ન પરણાવવાની હિમ્મત તેણે અસામાન્ય બનાવો બનવાથી બતાવી હતી. પણ ઇન્દુલાલ સાથે કુસુમને પરણાવી વર્ણાંતર લગ્ન કરવાને તે કદિ પણ તૈયાર થાય એ અશકય હતું.

કુસુમની મનોદશા દયાજનક થઇ પડી હતી. તે ઈન્દુલાલ પર પ્રાણ ઓવારી નાખવાને તૈયાર થઇ હતી. બીજી બાજુએ તેના પિતાપરનો તેનો પ્રેમ પણ તેવો જ હતો. નાદાન—હોંસીલી બાળા ભારી સંકટમાં આવી પડી. એક બાજુ તેના જીવનનો આધાર, તેની સઘળી આશાઓનો મિનારો, તેના ભાવી જીવનના આદર્શોને લ્હાવાઓ હતા. બીજી બાજુએ ઉદાર અને માયાળુ જન્મદાતા તરફનું ધર્મકર્ત્તવ્ય હતું. શું કરવું તે તેને ન સૂઝયું. એક બે દિવસમાં તેનું પાંચશેર લોહી સુકાઇ ગયું. જરાજરાવારમાં નિર્દોષ બાળકની પેઠે ખિલખિલ હસી પડતી કિશોરી ગંભીર ને લાચાર થઇ ગઇ. તેના ઉગતા જીવનનો થનગનાટ મંદ પડી ગયો. તેની ચંચલ આંખો ઉંડી ઉતરી ગઈ. જાણે આખી દુનિયાની આફતો ભેગી કરી વિધાતાએ તેનાપર ફેંકી દીધી હોય એમ તેને લાગ્યું.

ઈન્દુલાલ સમક્ષ એ પોતાનું હૃદય ખોલી શકી નહિ. એની માતા તો એની વેરણુ થઇ ચુકી હતી. રોગી પિતાપર વજ્રપ્રહાર કરવાને તેની છાતી ચાલી નહિ. એની દશા મૂગો ગોળ ખાય ને મનમાં જ સ્વાદ સમજી બેસી રહે, એવી હતી. ઈન્દુલાલ મુંબઈ ગયો. જતી વખતે એને મળી ગયો. એ ગળગળી થઇ ગઇ પણ કંઈ બોલી શકી નહિ. ઈન્દુ સમજ્યો કે કૃતજ્ઞતાને લીધે એ ગળગળી થઈ હશે. કુસુમના હૃદયમાં તે ઘર કરી બેઠો હતો તેનું તેને ભાન ન્હોતું. પણ પોતાની સખીની મનોદશા જયા કંઇક સમજી હતી. ઈન્દુલાલ ગયો તે જ દિને સાંજે જયા કુસુમને મળવા તેને ઘેર ગઇ. જમનાએ જયાને જોઇ નાકનું ટીચકું ચઢાવ્યું. આ બે "વંઠેલ વાંદરીઓને" બેચાર વિશેષણો સંભળાવી દીધા. પણ કોઇએ સામો જવાબ ન આપ્યો એટલે તેને ચુપ થવાની ફરજ પડી.

કુસુમ અત્યંત શોકમાં હતી. તેનો આદર્શપતિ તેને ઓળખ્યા વિના ચાલી ગયો હતો અને હવે તેને પાછા મળવાની આશા ન્હોતી. સમાજના લોખંડી રિવાજો તેના જીવનને ચગદી નાખતા હતા. ન સહી શકાય ને ન કોઇને કહી શકાય એવી અસહ્ય દશા તે બિચારીની થઇ હતી.

"કેમ રાણી સાહેબ! આજે દુનિયાની બધી આફ્ત તારાપર જ આવી પડેલી લાગે છે–" જયાએ આવતાં વાર મશ્કરીની શરૂઆત કરી.

"બ્હેન! જયા! મારૂં શું થશે?"

"કેમ? તને વળી શું દુઃખ છે?"

"દુઃખ! અરે! મારા દુઃખનો પાર જ નથી–"

જયા ખડખડ હસીને બોલી:

"કેમ! કોઇ બીજો ચીમનલાલ પાછળ પડયો છે?"

કુસુમે કંઈ જવાબ ન આપ્યો.

"કેમ! આંખો લાલ કેમ છે? રાતે ઊંઘ ન્હોતી આવી?"

"નહિ–"

"કેમ? વાહ તું તો નવલકથાની વિરહીણી નાયિકા જેવી જ લાગે છે! રાતે ઉંઘ આવતી નથી. કોઇ સાથે વાત કરવી ગમતી નથી–મ્હોપર હાસ્ય નથી–વાણીમાં ઉત્સાહ નથી–કેમ અલી! કોઇના પ્રેમમાં પડી છે કે શું?"

કુસુમ દયામણી નજરે જયા તરફ જોઇ રહી.

"શાબાશ! તું ખરેખર, કોઇ કવિની કલ્પનાને લાયક છે. આંખો સ્નેહભરી પણ લાચારી ને નિરાશાથી ભરપૂર! પરદેશ ગયલા નાવલીયાની યાદથી છાતીમાં થતા ધબકારા!...કેમ! હું કવિ થાઉં તો સફળ થાઉં કે નહિ? કેવી કલ્પના છે?"

"બળ્યું! તને મશ્કરી સુઝે છે ને મારો જીવ જાય છે."

" શાથી ? તને કોના પ્રેમે દઝાડી ? " જયા પુનઃ હસી.

" કોઈના નહિ—જા ! "

" જઈશ તો જરૂર ! હવે તને એવું જ ગમશે ? "

" જા-"

" વારુ જઈશ ! પણ કહે તો ખરી ? તારાપર વળી કોણે ભુરકી નાખી ? "

" તેં મોકલ્યો'તો તેણેસ્તો ! "

" ઇન્દુભાઇએ ! હા—હા—હાઃ..." જયા પાછી હસવા લાગી.

કુસુમને જયાના વર્તનપર ગુસ્સો ઉપજ્યો.

" તું હસે છે કેમ ? "

" ત્યારે શું રડું ? તું પ્રેમમાં પડી-તારો પ્રિયતમ પરદેશ ગયો—હવે વિરહાગ્નિ જલાવે છે. કેવી સુંદર કવિતા બનશે...? "

" બળી તારી કવિતા ! હવે હું નથી જીવવાની "

" નથી જીવવાની તેમાં આટલો બધો રૂઆબ શા માટે કરે છે ? તારી અગાઉ ઘણી સ્ત્રીઓ પ્રેમ માટે ઝૂરી ઝૂરીને મરી ગઈ છે ! પણ જો ! મરી જવું હોય તો એમને એમ ના મરી જતી. પ્રથમ આ સોફાપર બેસજે—સામેની ટીપાઈપર ઝેરનો પ્યાલો મૂકજે ને પછી હાથમાં વીણા લઈ એક કરૂણ ભૈરવી ગાઇ ઝેરની પ્યાલી ગટગટાવી જજે ! જો એ રીતે મરી જશે તો વર્ત્તમાનપત્રો તારી છબી પ્રગટ કરશે ને કવિઓ તારા પ્રેમના કીસ્સાપર અપદ્યાગદ્ય રચશે. એવું મોત ભાગ્યશાળીઓને જ મળે છે, સમજી ! "

હવે કુસુમથી ન સહેવાયું. જયાએ આવી ક્રૂર મશ્કરી કોઈ દિવસ ન્હોતી કરી. કુસુમ આંસુ રેડતી બોલીઃ

" બ્હેન ! તને મશ્કરી કરવી ઠીક લાગે છે ? "

કુસુમનાં આંસુ જોઇ જયાની છાતી ચીરાઇ ગઇ. તેને જરા પસ્તાવો થયો. પોતાના વસ્ત્રના પાલવથી કુસુમના આંસુ લુછતી તે બોલીઃ

" રડે છે શા માટે ? "

" રડું નહિ તો શું કરૂં ? હવે મારે આપઘાત શિવાય બીજો રસ્તો જ નથી. "

" આપઘાત કરે તારી બલા !...છાની રહે! રડવાની શી જરૂર છે ? "

" ત્યારે શું એમને મેળવવાની કંઇ આશા છે ? "

" આશા નહિ હોય તો પેદા કર ! તેં એનો દાણો ચાંપી જોયો હશે ને ! "

"નહિ. એ તો હમેશાં મારી સાથે નિર્દોષ વાત જ કરતા."

" હવે પ્રેમની સીતારીના તાર ઝણઝણાવજે. "

" પણ બાપુજી, બા !..."

" એ સૌનું થઇ રહેશે !...છાની રહે ગાંડી ! હું તને ઇન્દુલાલ મેળવી આપીશ. "

" હેં–" કહી કુસુમ જયાને ભેટી પડી.

" હા, હું તારો હસ્તમેળાપ કરી દઈશ. પછી છે કંઇ ! "

કુસુમના માથાપર વ્હાલથી હાથ ફેરવતી જયા બોલી. " ચાલ. હવે આવા ગાંડા ના કાઢતી. હું કાલે સુરત જવાની છું. "

" હું એકલી કેમ જીવીશ ? "

" દુનિયાના નિરાધારો કેમ જીવતા હશે ? ગાંડી ! એમ હિમ્મત હારવાથી કંઇ વળે ? આ સમાજમાં સ્ત્રીજાતિ સિંહણ જેવી થશે તો જ કંઇક શુકરવાર વળશે..."

બન્ને સખીઓએ લાંબો વખત સુધી એક બીજા સમક્ષ પોતપોતાનાં દીલ ખાલી કર્યાં. દીલ ઠાલવવાનાં સ્થાન જગતમાં બહુ દોહલાં હોય છે. બન્ને દુઃખી હતી પણ બન્નેને એક બીજાના વ્હાલની હુંફ હતી. એ મીઠી હુંફથી કુસુમ શાંત થઈ ને જયા ઘર તરફ પાછી વળી. હવે તે ગંભીર થઈ. કુસુમની તેણે કરેલી મશ્કરી-

રીની પાછળ તેના દીલની અસહ્ય વ્યથા છૂપાઇ હતી. જયા ઇન્દુ-લાલને પોતાનો જ માનતી હતી. ઉભયની મૈત્રીમાં વિકારનો છાંટો ન્હોતો. જયા ઇન્દુની થઇ શકે એવો લેશ માત્ર સંભવ ન્હોતો. છતાં ઈન્દુએ જયાને અજબ રીતે આકર્ષી હતી. એ લોહચુંબકને પ્રભાવે જયા એમ માનતી હતી કે ઈન્દુ તેનો હતો. આ માન્યતા ખોટી ન્હોતી. ઉભયનું મનોબળ અસામાન્ય હતું. વિકાર એ મનો-બળને ભેદી શકે એવી સ્થિતિ ન્હોતી. જયાએ એ જ પ્રબળ મનો-બળથી પોતાની લાગણીને આજે દાબી દીધી ને કુસુમને ઇન્દુલાલ સોંપવા તૈયાર થઈ. ઇન્દુલાલ તેનો થાય એવી તેને જરા પણ આશા ન્હોતી. તે વિકારવશ થઇ કોઇની ગુલામગીરી સ્વીકારે તે પણ અ-શકય હતું. છતાં ઇન્દુલાલપર કુસુમનો દાવો જોઇને તેને શોક ન્હોતો થયો એમ ન્હોતું. ઇન્દુપર તેનો એટલો બધો પ્રેમ હતો તે આજે જ તે સમજી શકી.

"મારો ધર્મ આત્મસમર્પણમાં જ છે..." અનેક વિચારો પછી તે આ નિર્ણયપર આવી હતી અને હમણાં પણ તે એ જ નિર્ણયને વળગી રહી.

## પ્રકરણ ૩૫ મું.

### લલિતા ગૂમ થઇ !

રામશંકરે લલિતાને મુંબઈ લઇ જવાનું કબૂલ કર્યું તેથી લલિતાના આનંદનો પાર રહ્યો નહિ. રામશંકરપરનો તેનો પ્રેમ હજારગણો વધી ગયો. આ જુવાન સમાધાની તેનો સાચો પ્રેમી છે, મુંબઇમાં તે તેની સાથે પુનર્લગ્ન કરશે અને પછી બન્ને પતિ-પત્ની તરિકે સુખી જીવન ગાળી શકશે એવા સ્વપ્નાંમાં આ નાદાન વિધવા મહાલતી હતી. રામશંકર તેને દગો દે, તેને અધવચ રખડાવી મારે, ને તેની જીંદગીની પાયમાલી કરી નાખી તેનું જીવતાં જીવત ખૂન કરે એ વાત તે માની શકી જ નહિ. સમાજનો લોખંડી પંજો ભલભલાને પુનર્લગ્ન કરતાં અટકાવી શકે છે તે સમજવાની તેનામાં બુદ્ધિ ન્હોતી. પુરૂષના ભામટા મનને એક કલિ ચુસી બીજી પર ચોંટતા જરા પણ સંકોચ થતો નથી એ માનસશાસ્ત્રનો સિદ્ધાંત તે શીખી ન્હોતી. જુવાનીના આવેશમાં, મોહના ચકચુર નીશામાં, રામશંકરની મીઠી મીઠી વાતોના મોહમાં તે સઘળી બુદ્ધિ ગુમાવી બેઠી હતી અને એમ થાય તે સ્વાભાવિક છે. એક રોગી–દુરાચારી પતિના છ મહિનાના સહવાસ પછી તેના કપાળપરનો ચાંલ્લો ભુંસાઇ ગયો હતો. એ છ મહિનામાં તેની સાસુ નણંદે તેના પર ડાયરશાહી ચલાવવામાં કોઈ જાતની કચાસ રાખી ન્હોતી. તેના રોગી–દમીયલ પતિએ તેના શરીરપર ભૂખ્યા વરૂની પેઠે ત્રાપ માર્યા શિવાય તેને પ્રેમનું એક પણ બુંદ પાયું ન્હોતું. આવા સંજોગોમાં તે લાગણીહીન માતાના ઘરમાં આવી–ત્યાં તેનાપર શ્રીનાથજી બાવાપર જાન પટકી નાખતી તેની માતાએ કેવી કેવી વિતાવી હતી તે વાંચનાર જાણે છે. જુલમ અને નિર્દયતાથી ત્રાસી જઈ તે દમ્ભી થઇને રામશંકરની મોહક જાળમાં ફસી પડી. વાંચનાર, પતિવ્રત ધર્મના કરડા કાયદાની નજરે નહિ પણ મનુષ્ય સ્વભાવની નજરે

લલિતા દયાને પાત્ર નથી ? જો એના કુમળા જીવનને ચગદી ન નાખવાની સમાજે ઉદારતા બતાવી હોત તો એ આ દશામાં મૂકાત ખરી ? જો એના વડીલોએ એને પવિત્ર વાતાવરણમાં ઉછેરી હોત તો એ સમાધાનીની ગરબીથી મુગ્ધ થાત ખરી ? જે સમાજ ઉઘાડી આંખે પોતાની નિર્દોષ પુત્રીઓને બળતા અંગારામાં ધકેલી દેતી હોય ત્યાં આવી દશા થાય તેમાં કંઇ નવાઈ છે ? નીતિશાસ્ત્રીઓના નિયમો ભલે સમાજપર શાસન કરવાનો દાવો કર્યા કરે; પણ જે નિયમ માનવસ્વભાવથી ઉલટો જતો હોય તેનો ભંગ થયા વિના રહેતો જ નથી.

લલિતાને મ્હાલી ડોશીને ત્યાંથી વિદાય કર્યા પછી તેજ દિવસે રામશંકર એ ડોશીને પાછો મળ્યો. બન્નેએ કલાક દોઢકલાક સુધી હસીહસીને ખાનગી મસલત કરી ને છેવટે મ્હાલી ડોશીના હાથમાં સો રૂપીઆની નોટ મૂકી રામશંકર નિવૃત્ત થયો.

" તમે જરાપણ ચિંતા ન કરતા–" મ્હાલી ડોશીના આ છેવટના શબ્દો રામશંકરને ટાઢા હીમ જેવા લાગ્યા. તે મંદિરના કામમાં રોકાયો ને મ્હાલી ડોશીએ મુસાફરીની તૈયારી કરવા માંડી.

ડોશી આવા કામમાં પાવરધી હતી. રામશંકર સમાધાનીને હાથમાં રાખવાની આવી સુંદર તક જવા ન દેવી જોઇએ, એમ તે સારી પેડે સમજતી હતી. આવાં અનેક કામો તેણે અગાઉ પાનને ચુનો લગાડવા જેટલી વારમાં પાર ઉતાર્યાં હતાં.

મ્હાલી ડોશીએ લલિતાને ખાનગી રીતે બીજે દિવસે બપોરે બે વાગે પોતાને ત્યાં આવવાની ખબર આપી. લલિતા હર્ષઘેલી થઈ ગઈ. થોડા વખતમાં તે કીકાની મા થવાની હતી. એ કીકો, રામશંકર ને એ પોતે ! ત્રણ જણાં દુનિયામાં સ્વર્ગ અનુભવશે તે વિષે લલિતાને કશી શંકા ન્હોતી. પણ એ ત્રણ જણા સાથે રહી શકશે કે કેમ ? એ ભયંકર સવાલ છણી જોવા જેટલી લલિતામાં પહોંચ ન્હોતી.

બીજા દિવસનું મંગળ પ્રભાત થયું. લલિતાને મન સોનાનો સુરજ ઉગ્યો. જીવંકોર ડોશીને જરાપણુ શંકા ન આવે તે માટે તે હમણાં હમણાં બાની “ ડાહી દીકરી ” થઈ ગઇ હતી. આજે તેના ડહાપણુના દરિયામા ભરતી આવી. જીવંકોર ડોશીનો પડતો બોલ ઉંચકી લઇને તેણે ડોશીને છક કરી નાખી. વૈષ્ણવ ધર્મની ચર્ચા કરીને ડોશીને સદેહે સ્વર્ગમાં મોકલી ને દોઢ વાગે “ બા, જરા બહાર જઇ આવું છું ” કહી તેણે રજા લીધી. ઘરનો ઉમરો ઓળંગતાં કોણુ જાણે કેમ તેને કમકમાં આવ્યાં. આંખો રડવા જેવી થઈ ગઈ. મ્હોડું દયામણું થઇ ગયું. પણુ નહિ, “ એ તો જરા લાગે ” કહી એણે મન મનાવ્યું. એણે ઘર છોડયું. રસ્તામાં પુનઃ અનેક વિચારો એને ટુંપી ખાવા લાગ્યા. એના અંતરાત્માએ “સાવધાન! સાવધાન ! ” ની બૂમો મારી; પણુ એ બહેરી થઇ હતી. એની નિર્દોષતા આજે એને ભયંકર આફત તરફ ધકેલી જતી હતી. દુનિયાદારીનું અજ્ઞાન એને બળતી ચિતામાં હોમી દેતું હતું.

એ મ્હાલી ડોશીને ત્યાં ગઈ. ત્યાં જતાં એનું મ્હો મલકયું. એને પાછી હિમ્મત આવી. સઘળી તૈયારી થઈ ચૂકી હતી. રામશંકર હાજર હતો. બન્ને મળ્યાં–થોડીકવાર પ્રેમાબ્ધિમાં ડુબી ગયાં. લલિતા ભાન ભૂલી ગઇ. એના પ્રિયતમે એને માટે નવાં વસ્ત્રો આણ્યાં હતાં. લલિતાએ મલકાતે મુખડે નવાં વસ્ત્રો પહેર્યા ને બે વાગે એ મ્હાલી ડોસી સાથે ટાંગામાં બેઠી.

“તું જરા ગભરાતી ના હો !–” રામશંકરે આ વાકય વારંવાર ઉચ્ચારી લલિતાને બ્હાવરી બનાવી દીધી હતી. ભાવીનો જરા પણુ વિચાર કર્યા વિના તે જીવતી કબરમાં દટાવા ચાલી ગઇ. અઢી વાગે ટ્રેન આવી ને ઉતારૂઓની ધમાલ શરૂ થઇ. વધારે માણુસોની નજર ન પડે તે માટે રામશંકરે બીજા વર્ગની ટીકીટો અગાઉથી કઢાવી આપી હતી. લલિતા મ્હાલી ડોશી સાથે આશાભર્યા હૃદયે ટ્રેનમાં બેઠી ને ટ્રેન ઉપડી.

એ જ ટ્રેનમાંથી જયા સુરતના સ્ટેશનપર ઉતરી. ઉતારૂઓની ધમાલમાં એની નજર લલિતાપર પડી નહિ. એ પોતે અનેક વિચારોમાં ગુંથાયલી હતી. એનું ભાવી પણ અંધકારમય હતું. અનેક પ્રચંડ વિરોધોના ભયંકર મોજાં સામે એને એકલીને ઝઝુમવાનું હતું. કાંતિલાલ હવે કઈ રીતે પાછી પોતાની ખાનદાની બતાવશે, લલિતાનું શું થશે, ઈન્દુલાલ શું કરશે, કુસુમના લલાટમાં શું લખાયું હશે, વગેરે અનેક પ્રશ્નો આ બંડખોર યુવતીને મુઝવી રહ્યા હતા. યંત્રવત્ તે પ્લેટફોર્મપરથી ઉતરી ટાંગામાં બેઠીને ઘેર આવી.

"ઓહો ! વહુજી આવ્યાં...ભલે આવ્યાં–કેમ !–બાપને ત્યાં રોટલાનો દુકાળ પડયો ?"

જીવંકોર ડોશીએ આવતાંવાર વધામણાં આપ્યાં. જયા કંઈ ન બોલી. એની ભ્રકુટિ જરા વક્ર થઈ–એની આંખોમાં રતાશ આવી.

"કેમ ! જીભે તાળાં વસાયાં છે ? સારી છે ને ?"

"હા–લલિ બ્હેન કયાં છે ?"

"કેમ લલી બ્હેન વગર અકળાઈ ગઇ ? એનાપર તારે તારાં જાદુ ચલાવવાં હશે ! એ તો રાઈના ભાવ રાતે ગયા, વહુ ! હવે એ તારે વાયે ચાલવાની નથી..."

"ભલે ન ચાલે. પણ એ છે કયાં ?"

"મંદિરે ગઈ હશે–આવશે થોડીવારમાં—"

જયા ચૂપ રહી.

"કેમ ખાવું બાવું નથી ? જો, રસોડામાં કંઈ ઢાંક્યું હશે ! ખાઇ લે–" આ ખરીદેલી બાંદી ખાધાવિના કામ નહિ લાગે એવા વિચારથી અથવા કંઇક દયાનો ઝરો ફૂટવાથી જીવકોર ડોશી બોલી.

જયા આજને આજ મહાભારત શરૂ કરવાને નારાજ હતી.

બની શકે ત્યાંસુધી મૌન જ રહેવું એવો તેણે ઠરાવ કર્યો હતો. હાથ મ્હો ધોઈ તે રસોડામાં પેઠી ને સ્હવારનો રોટલો ને અથાણું ખાઇ પેટનો ખાડો પૂર્યો. વહુઓને દુધ અથવા શાક વિના રોટલો ગળે ઉતરવો જ જોઇએ એવી જીવકોર ડોશીની માન્યતા હતી; કેમકે એને એની સાસુએ કોડારમાં બેસાડીને સૂકો રોટલો મીઠા સાથે ખવડાવ્યો હતો એ બનાવ એ ભૂલી ન્હોતી.

જયા પેટપૂજા કરી ઘર કામમાં પડી. ચાર, પાંચ ને છના ટકોરા થયા. જીવકોર ડોશી " શયન " ના દર્શન કરી આવી. દીવાબત્તી થઈ. આઠ વાગ્યા પણ લલિતા ન આવી. જયાની ચિંતા વધી.

" માજી ! હજુ લલીબ્હેન નહિ આવ્યાં ? "

" આવશે, નાની કીકી થોડી છે કે ભૂલી પડી જશે ! " ભૂલા પડયા શિવાય પણ કોઈ માણસ અદશ્ય થઇ શકે એ જીવકોર ડોશીએ અનુભવ્યું ન્હોતું. જયા જેમ તેમ શાંત રહી. આખરે નવ વાગ્યા. હવે ડોશી જરા વિચારમાં પડી.

" વહુ ! એ કેમ નહિ આવી હોય ? "

" તે હું શી રીતે જાણું ? રોજ કેટલા વાગે પાછાં આવે છે ? "

" દીવાબત્તી પહેલાં—"

" ત્યારે કંઈ નવાજૂની થઇ હશે. તપાસ કરવી જોઇએ–"

" નવાજૂની શાની રે ? કોઈ વૈષ્ણવ સાથે રોકાઈ હશે. "

" રાતના નવ વાગ્યા સુધી શું કરતાં હશે ? "

" ધોળ ગાતી હશે ! આ ભવનું સારથક થશે. વહુ ! તું તો ઘરમાં કંઇ જ સમજતી નથી. અંગ્રેજી ભણીને વંઠી ગઈ–"

જયા મૌન રહી.

આ વખતે રામશંકર ઘરમાં દાખલ થયો.

" આવો, આવો, સમાધાની !—"

" જય શ્રીકૃષ્ણ—" કરતો રામશંકર ડોશી પાસે જઇ બેઠો. જયા પાછલા ખંડમાં જવા લાગી.

" બેસ, બેસ, વહુ ! આ તો આપણા ઘરના માણસ છે–સમાધાની છે–પ્રભુના માનીતા ભગત છે. રામશંકરભાઇ ! મારી વહુને તો એકાદ ગરબી સંભળાવો..."

"ખુશીથી...પણ લલિતા બ્હેન કયાં છે ?" રામશંકરે તદન અજાણપણે પૂછ્યું.

" અરે હા ! એ તો હું તમને કહેવાનું ભૂલી જ ગઇ. જુઓને ! હજુ સુધી લલી આવી નથી. "

" કયાંક ઢોળ ગાતાં બેઠાં હશે. એમને પણ ભકિતનો નાદ લાગ્યો છે તો !–" રામશંકર મ્હો મલકાવી બોલ્યો.

" હા–હાથે તે સાથે ભાઇ! તમે નરસિંહ મહેતાનું ભજન ગાવ ને !..."

રામશંકર પલાંઠી વાળી બેઠો ને ગાવા લાગ્યોઃ

વૈષ્ણવ જન તો તેને કહીયે.
જે પીડ પરાઈ જાણે રે !
પરદુઃખે ઉપકાર કરે,
તે મન અભિમાન ન આણે રે;
સકળ લોકમાં સહુને વંદે,
નિંદા તે ન કરે કેની રે.
વાચ કાય મન નિશ્ચલ રાખે,
તો ધન જનની તેની રે;
સમદષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્રી જેને માત રે.
જીવ્હા થકી અસત્ય ન બોલે,
પરધન ન ઝાલે હાથ રે...

"માજી ! દશ વાગ્યા. લલીબ્હેનની તપાસ તો કરો..." જયા અધીરી થઈ બોલી.

" તમે ચિંતા ન કરો. હું હમણાં શોધી લાવું છું..." રામશંકર બોલ્યો.

" હા ભાઇ ! જરા એટલી તસ્દી લોને !—" ડોશીએ અરજ કરી.

" અરે એમાં તસ્દી શાની ?—" કહી રામશંકર બહાર ગયો.

સાડા અગીઆર બાર વાગે તે સ્નાનના સમાચાર આપવા પાછો આવ્યો.

"લલીબ્હેનનો ક્યાંય પત્તો નથી—"

"હાય ! હાય ! હવે ? એ ક્યાં ગઈ હશે ?" જીવડાર ડોશીની આંખ ફાટી ગઈ.

જયા ગંભીર વિમાસણમાં પડી.

" તમે ક્યાં ક્યાં જોઈ આવ્યા ?" જયાએ પૂછ્યું.

"ઘણી જગાએ. પાંચ છ સત્સંગ મંડળી પણ ઢુંઢી આવ્યો."

" આટલી મોડી રાત સુધી લલીબ્હેન કોઈ દિવસ બહાર રહેતાં નથી. "

" હા—આજે શું થયું હશે ?" રામશંકર જાણે દુઃખમાં ડુબી ગયો હોય તેમ દુઃખદ અવાજે બોલ્યો:

"એની સાથે કોઇએ દગો કર્યો લાગે છે—" જયાથી બોલાઈ ગયું. રામશંકરપર આ વાક્યની વિજળીક અસર થઈ. તેનું મ્હો વાલું પડી ગયું. જેમ તેમ પોતાનો મનોભાવ છૂપાવતો તે બોલ્યો:

" માજી ! ભાઇને તાર કરીશું ? "

"હા–હા–કાંતિને ખબર તો આપો–વહુ ! તાર લખી આપ.–"

જયાએ તાર લખી આપ્યો. તે લઈ રામશંકર તારઓફીસ તરફ રવાના થયો.

## પ્રકરણ ૩૬ મું.

### પરેલમાં.

લલિતા મ્હાલી ડોશી સાથે ગાડીમાં બેઠી. ગાડી ઉપડી ને એ જ પળે વિધવાના પેટમાં ધ્રાસકો પડયો. આ કુદરતી પ્રેરણા હતી. મોહ અથવા પ્રેમના આવેશમાં તે કુટુંબનો ત્યાગ કરી એક અજાણ્યા શખ્સને આશરે જતી હતી. રામશંકરપર લલિતાનો અત્યંત ચાહ હતો. પણ ટ્રેન જેમ જેમ ફુંફારા મારતી આગળ વધતી ગઇ તેમ તેમ તેને અનેક શંકાઓ થવા લાગી. રામશંકર મુંબઈ આવશે કે ? તે તેની સાથે પુનર્લગ્ન કરશે કે ? જો તે નહિ આવે તો મુંબઇ જેવા શહેરમાં તેની કેવી દશા થાય ? મ્હાલી ડોશી આ કામમાં શા માટે સામેલ થઈ હશે ? મુંબઇમાં તેનો ભાઈ તેને શોધી તો નહિ કાઢે ? આવા આવા અનેક સવાલો લલિતાના બીનઅનુભવી મગજને મુઝવવા લાગ્યા. સમાજની સામે બંડખોર તરીકે ઉભા રહેવાની શક્તિ શિવાય સમાજ સાથે છુટાછેડા કરનારના કેવા હાલ થાય છે તે સમજવાની તેનામાં શક્તિ ન્હોતી. મોહના આવેશમાં રૂપ અને યૌવનની ગુલામગીરી સ્વીકારનારા પુરૂષો સમાજના ભયથી પોતાની વાસનાની ભોગ બનેલી નિર્દોષ અને લાચાર સ્ત્રીને કૂતરાને હાલે મરવા દેતાં અચકાતા નથી, એ ભયંકર સત્ય લલિતા જાણતી ન્હોતી. તેની દુનિયા બહુ નાની હતી. તેનો રોગી પતિ, જૂલમી ને વહેમી માતા, દમ્ભી ભાઇ ને જૂઠા ધર્મથી ખદખદતાં ધર્મમંદિરો એટલામાં જ તેના જગતની ચતુર્દિશા સમાઈ ગઇ હતી. વ્યવસ્થિત દમ્ભના આ વાતાવરણમાં તે વિશાળ જગતના અનુભવ લઇ શકી ન્હોતી. પુરૂષોના છળ પ્રપંચ સમજવાની તેનામાં પહોંચ ન્હોતી. રામશંકરના ભીરૂ અને લંપટ હ્રદયનો તાગ તે કાઢી શકી ન્હોતી. મ્હાલી ડોશી જેવી વૈષ્ણવ બાઇ કંઇ પણ કાળું કામ કરી શકે એમ તે માની શકતી ન્હોતી. રામશંકરપર તેનો પ્રબળ પ્રેમ હતો. એ

પ્રેમના પ્રાબલ્યથી અને અજ્ઞાનથી તે ઘર તજી આવી હતી. ભાવીનો અંધારો પરદો ચીરીને જોવાની તેની આંખોમાં શક્તિ ન્હોતી.

ટ્રેનમાં મ્હાલી ડોશીએ તેને રીઝવવાનો ઘણો પ્રયત્ન કર્યો. રામશંકર તેને મુંબઇમાં રાણી જેવી રાખશે, તેને કોઇ જાતનું દુઃખ નહિ પડે, વગેરે અનેક જાતનાં આશ્વાસનો આપ્યાં. પણ અવિચારે તીર છોડી બેઠેલી બાળા હવે ગભરાઇ ગઇ હતી. તેના હૃદયમાં ન સમજાય એવી વ્યથા થતી હતી. આવેશના ઉછળતા પ્રવાહમાં તે તણાઇ ગઇ પણ આવેશનું પૂર જરા ઓછું થતાં જ તેને પોતાની ગંભીર સ્થિતિનું ઝાંખું ઝાંખું ભાન થવા લાગ્યું અને તેથી મ્હાલી ડોશીની મીઠી મીઠી વાતોથી લલિતાને શાંતિ વળી નહિ.

"આપણે ક્યાં ઉતરીશું?"

"રામશંકર ભાઇએ બધી ગોઠવણ કરી રાખી છે. ભીખાભાઈ આપણને સ્ટેશનપર લેવા આવશે."

"ભીખાભાઈ કોણ? હું તેમને ઓળખતી નથી."

"પણ હું ઓળખું છુંને? તું શા માટે ગભરાય છે દીકરી? તારે જરા બ્હીવા જેવું નથી."

"ભીખાભાઇ કોણ છે?"

"મારા સંબંધી છે. ભલા માણસ છે. તું જોજે તો ખરી! તને જરા અડચણ નહિ પડે ને રામશંકરભાઇ તો રામશંકરભાઇ જ છે હો! બિચારો દેવનો દીકરો! તારા શિવાય બીજી કોઇને ઝાંખીને જોતો નથી. ઇંદ્રની પરી આવે તો પણ ઠોકરે મારે હો!..." મ્હાલી ડોશીએ રામશંકર તરફથી વકીલાત કરી. લલિતાને આ વાત જરા ગમી.

"એ મુંબઇ રહેવા ક્યારે આવશે?"

"જોની બ્હેન! એમ ઉતાવળે આંબા પાકે ખરા. જો એ આપણી પાછળ જ આવે તો મુઆ લોકોને શક પડતાં વાર લાગે ખરી?"

"દશ પંદર દિવસમાં તો આવશે ને?"

"આવશે રે આવશે! તારા શિવાય એને અહિં ખાવાનું પણ ભાવવાનું નથી. સુરતમાં ગડબડ પૂરી થશે કે તરત આવશે–"

"સુઉં! મને તો બહુ બીક લાગે છે." બોલતાં બોલતાં લલિતાની આંખમાં પાણી આવ્યાં. "મારા ભાઇબાઇને ખબર પડી તો મારો જાન કાઢી નાખશે—"

"ગાંડી રે ગાંડી! મુંબઈ જેવા શહેરમાં આખી જીંદગીસુધી કોઇનો પત્તો ન મળે-સમજી?–ચાલ, છાની રહે! આવે વખતે રડીએ નહિ—" કહી ડોશીએ લલિતાના આંસુ લુછ્યાં.

ધમધમ કરતી ગાડી દાદર સ્ટેશનપર આવી ઉભી રહી. ગ્રાન્ટરોડ અને ચર્નીરોડપર કોઇ ઓળખીતો માણસ મળી જવાનો સંભવ હોવાથી રામશંકરે દાદરના સ્ટેશનપર લલિતાને ઉતારવાની ગોઠવણ કરી હતી. પ્લેટફોર્મ આગળ ગાડી આવતાં જ મ્હાલી ડોશીનો ભીખાભાઇ તેમના ડબ્બા પાસે દોડી આવ્યો.

"કેમ માજી! આવી પહોંચ્યાં?"

"હા ભાઇ–આ રામશંકરભાઇની વહુ..." મ્હાલી ડોશી મલકાઈને બોલી.

આ શબ્દો લલિતાને તાણો મારવા માટે બોલાયા ન્હોતા છતાં લલિતાને તે સાંભળી દુઃખ થયું. શરમથી તેણે નીચું જોયું અને ચુપચુપ પ્લેટફોર્મપર ઉતરી.

"તમારે જરા ચિંતા ન કરવી બ્હેન–" ભીખાભાઇએ પોતાની ભલમનસાઇ બતાવવા માંડી: "મને રામશંકર ભાઈએ તમારી સોંપણુ કરી છે, મારૂં ઘર તમારૂં જ માનજો. જરા પણ શરમાતાં ના—"

ત્રણે જણુ વિકટોરીઆમાં બેઠાં. લલિતા હજુ પણ ચૂપ જ હતી. તે કંઇ સમજી જ શકતી ન્હોતી. તેનું મગજ બ્હેર મારી

ગયું હતું. સુરતના સ્ટેશનપર જતી વખતે તેના દીલમાં ઉત્સાહ હતો, આશા હતી, કંઇ કંઇ મનોરથો હતા. દાદરના સ્ટેશનપરથી ભીખાભાઇને ઘેર જતી વખતે વિધવાના હૃદયમાં કાતિલ વેદના થતી હતી. તેની આંખે અંધારાં આવતાં હતાં. મગજ ચક્કર ચક્કર ઘુમતું હતું. મ્હાલી ડોશી અને ભીખાની વાતો તેને ગમતી ન્હોતી. તેની નજર સામે એક જ ભયંકર પ્રશ્ન હતોઃ "મારૂં શું થશે?"

ભીખાભાઈ પરેલમાં રહેતો હતો. કોચમેને તેના હુકમ અનુસાર એક બે માળની ચાલી આગળ ગાડી ઉભી રાખી. યંત્રની પેઠે લલિતા ઉતરી. સામાન ઉંચકાયો ને લલિતા ભીખાભાઇની ઓરડીમાં આવી.

ભીખાભાઈ જે ચાલીમાં રહેતો હતો તેમાં મદ્રાસીઓ અને દક્ષિણીઓની વસ્તી વધારે હતી. તેની ઓરડી બીજે માળે આવેલી હતી અને આજુબાજુ ગુજરાતીનો અક્ષર પણ ન સમજી શકે એવા ભાડુતો હતા. તેના કબ્જામાં બે રૂમો હતી. બન્નેમાં સુંદર ફરનીચર હતું. લલિતાને આ ઘર બહુ ખરાબ ન લાગ્યું. ઓરડીમાં આવ્યા પછી તેની આગતાસ્વાગતા થવા લાગી. ભીખાની વહુ ગંગાએ લલિતાને માટે તરત ચ્હા બનાવી ને ચ્હા પીધા પછી તેની સાથે જાણે વર્ષોની મૈત્રી હોય તેમ વાત કરવા લાગી. આ લોકોના વર્તનથી લલિતાનો જીવ જરા ટાઢો થયો પણ રાતે બિછાનામાં પુનઃ તે અશાંત થઇ. પુનઃ તેને ભાવીના ભયંકર સમણાં આવવા લાગ્યાં. જેમ તેમ તેણે મન શાંત કર્યું ને આમ તેમ તફડીને રાત પૂરી કરી.

## પ્રકરણુ ૩૭ મું.

### લોકનિંદા-નિરાશા.

એક, બે, ત્રણ દિવસ વહી ગયા. કાંતિલાલ તાર મળતાં જ સીધો સુરત દોડી આવ્યો. પોલિસને ખબર અપાઈ. લોકોમાં ભયંકર ચકચાર ચાલી રહી. પણ લલિતાનો પત્તો મળ્યો નહિ. રામશંકરે આ ધાંધલમાં સૌથી આગેવાનીભર્યો ભાગ લીધો હતો. કાંતિલાલ ને જીવકોર ડોશીનો પડતો બોલ ઝીલી લઇ, તે તેઓ કહે ત્યાં જઇ આવતો–તેઓ કહે તે પ્રમાણે બધું કામ કરતો અને લલિતા ગૂમ થવાથી જાણે તેનાપર પણ મોટી આફત આવી પડી હોય એવો દેખાવ કરતો. જયાને આ ગોટાળામાં કંઈ સમજ પડી નહિ. તે મંગળાને મળી આવી. પણ મંગળાને લલિતાના છૂપા જીવનની ખબર ન્હોતી તેથી તે આ ભેદી બનાવપર કંઇ પ્રકાશ નાખી શકી નહિ.

નાણાવટના નવરા નિંદાખોર સ્ત્રીપુરૂષોને આ બનાવથી ન પચે એવો ખોરાક મળી ગયો. જે પુરૂષો લલિતાની સાથે નાસી જવામાં મા, બ્હેન, ભાઇ કે વૃદ્ધ પિતાની પાછલી દશાનો જરાપણુ વિચાર ન કરત તેઓ લલિતાએ વિધવાધર્મના કરેલા દ્રોહ માટે ગજ ગજ લાંબાં ભાષણો કરવા લાગ્યાં. જે સ્ત્રીઓનાં પરણેલાં જીવનમાં વેશ્યાના જીવન કરતાં પણ વધારે મલીનતા હતી, તેઓ લલિતાને તેના સ્વચ્છંદ વર્તન માટે કટકે કટકે ગાળો દેવા લાગી. નાણાવટમાં એવો કોઇ યુવાન ભાગ્યે જ હશે કે જે લલિતાનાં મદીલાં નયનો સાથે પોતાનાં નયન મીલાવવાના લ્હાવા માટે તેને ગુલામગીરીનું ખત લખી આપવાની ના પાડત. લલિતા સાથે ગુપ્ત સ્નેહગ્રન્થિ બાંધીને "આર્ય સંસ્કૃતિ" ને "વૈધવ્યધર્મ"ને અખંડ રાખવાને માટે લગભગ સઘળા હિન્દુ યુવાનો તૈયાર હતા. પણ લલિતા તેમની જાળમાં ન સપડાઇ તેથી તેમને હૈયે ધર્મ ધાઇ આવ્યો–તેથી જ તેમને વૈધવ્યધર્મમાં

મહત્તા સમજાઇ–તેથી જ તેઓ લલિતાને શંખણી, વ્યભિચારિણિ, આર્યકુલકલંકિનિ વગેરે અવનવાં વિશેષણો લગાડવા લાગ્યાં. આવો કોઈ બનાવ બને છે ત્યારે જ રાત દિવસ ઉંઘી રહેતો “ ધર્મદેવ ” જાગ્રત થઇને હિન્દુઓના દ્વાર આગળ આવી ઉભો રહે છે ને પોતાની અભંગ આજ્ઞા તોડનાર હતભાગીનું ખૂન નૈવેદ્યમાં ધરવાની હિન્દુ-ઓને આજ્ઞા કરે છે. આ આજ્ઞા વધાવી લેવાને સનાતની પત્રો ને મહારાજો તૈયાર જ હોય છે. તેઓ ગેરહાજર ગુનેહગારપર હીચકા-રાની પેઠે નહિ નહિ તેવા આળ મૂકે છે; બે ચાર મહિના સુધી એકાદ અઠવાડિક પત્રમાં “ મોહ અને પ્રેમ,” “આર્યસંસ્કૃતિ અને પતિવ્રતધર્મ” “ પાશ્ચાત્ય સુધારાની મહોકાણ ” અને “ પૌર્વાત્ય રમણીઓ ” ની “ આદર્શ સતીત્વ”ને નામે ઓળખાતી “ ગર્ભીત ગુલામગીરી” પર ભામટા અને વહેંતીઆ ચર્ચાપત્રીઓના લેખોની હારમાળા પર હારમાળા ખડકાય છે ને પછી પાછું “ જેમ ચાલે છે તેમ ચાલવા માંડે છે ! ” આ બધા લેખોના લેખકોના અંતરાત્મામાંથી એક જ ક્રોધ ભર્યો અવાજ નીકળે છે કે: “એ મને છોડી સાળા...સાથે કેમ પ્યારમાં પડી ?”

“ જો લલીબ્હેનની મરજી હશે તો આપણે એમને રાજીખુશીથી પુનર્લગ્ન કરવાની છૂટ આપીશું એટલું જ જો તમે એને કહી રાખ્યું હોત તો આ પલ્લે વાત ન આવત–” ત્રીજે દિવસે આખા સુરત શહે-રમાં શોધખોળ કરી ઘેર આવેલા કાંતિલાલને જીવકોર ડોશીની હાજરીમાં જયાએ કહ્યું.

કાંતિલાલ કંઇ બોલ્યો નહિ. પણ જીવકોર ડોશીથી આ વાત ન સંખાઈ.

“ શુ ? શું બકેછ વહુ ! આપણે એને પુનરલગ્ન કરવા દઇએ ? ને તે હું જીવતી જાગતી બેઠી છુ તે છતાં ? રાંડ ઢેડના પેટની ! તું કયા નખેતરમાં જન્મી હતી ?...”

“ હું કયા નક્ષત્રમાં જન્મી હતી તેની નોંધ મારી પાસે નથી.

પણ એક વાત ચોકખી છે કે મારો ધર્મ પાળનારાઓ આવો દમ્ભ કરતા નથી. તમારા કરતાં મારો દેવ વધુ દયાળુ, વધુ પ્રેમાળ, વધુ ક્ષમાશીલ અને વધુ ઉદાર છે..."

"આ રાંડ શું ભસે છે કાંતુ !..." જીવકોર ડોશીએ ડોળા ફાડી કાંતિલાલ તરફ જોઇ કહ્યું.

"તું એ નહિ સમજે બા !—"

"હું સાઠ વર્ષની ડોશી નહિ સમજું ને આ સોળ સતર વરસની ટીચકી સમજે એમ! મુઆ બાયલા ! વળી પાછો બાઈડીનો થઈ ગયો કે ?—"

કાંતિલાલપર આજે આ શબ્દોની વધુ અસર ન થઈ. તે ગમે તેમ કરીને જયાને મુંબઇ લઈ જવા માગતો હતો. અને તેથી જયા જેવી વાઘણને હમણાંથી છંછેડી મૂકવાની તેની મરજી ન્હોતી. વળી લલિતા ગુમ થવાથી તે પોતે ગંભીર વિચારમાં પડી ગયો હતો. જયાની વાતમાં રહેલું સત્ય તે સમજી શકતો હતો અને તેની અભણ મા, અજ્ઞાનને લીધે જયા સાથે ચીથરાં ફાડતી હોવાથી ડોશીને વધુ ટેકો આપવાની હાલમાં તેને જરૂર જણાતી ન્હોતી.

"જો બા ! જે થવાનું તે તો થઇ ગયું. હવે શોક કરવે શું વળવાનું છે ? હશે; આપણા નસીબમાં હતું તેમ થયું..."

"પણ રાંડ મારી કુખ લજવી ગઈ તેનું શું ? એ મરી ગઈ હોત તો દુનિયાનું શું ઉંધું વળી જવાનું હતું ? ચુનીલાલ ગયા ત્યારની જ મારે મન તો એ મરી ગયલી હતી—"

જયાને આ લાગણીહીન શબ્દો અસહ્ય લાગ્યા તે તરત વચ્ચે બોલી:

"તમે એને મરી ગયલી માની લીધી તેથી જ આવું પરિણામ આવ્યું...લલીબ્હેન તરફ જો તમે જરા મમતા બતાવી હોત તો માનું ઘર છોડી જતાં તેને બહુ વસમું લાગત..."

"બેસ બેસ ! રાંડ કાળમુખી ! તારા સત્યાનાશીઆ મગજનું

જ આ પરિણામ છે. જો મોટી! હું બોલતી નથી ત્યારે ફાટી ફાટી છેક જ ફાટે છે! મુઇ રાંડ હું અભાગણી! આવો પહાડ જેવો દીકરો અકરમી પાકયો ત્યારે આ આજકાલની ગુલામડી મારી સામે બોલે છે ને!..." ડોશીને ત્રાગું કરવાની ધગશ લાગી ને તેણે વહુ દીકરા જીવતાં હોવા છતાં બન્નેના નામનો ઠુઠવો મૂકયો!

કાંતિલાલ કંટાળ્યો. તેની દશા દયાજનક થઇ પડી હતી. તેનો સંસાર નીરસ હતો. લલિતા નાસી જતાં તેના કુળપર કાળી ટીલી ચોંટી હતી. લોકો એને જોઇને એના તરફ આંગળી તાકતા હતા. આવી વખતે દુનિયાદારીઓ દયા કે સહાનુભૂતિનો સદંતર બહિષ્કાર કરે છે. સમાજના ન પાળી શકાય એવા અસ્વાભાવિક નિયમની ક્રૂરતા છુપાવવા માટે એ નિયમનો ભંગ કરનારની વાત કરતાં ગીલગીલીયાં છૂટે એવી મનોવૃત્તિ કંઇ જમાનાઓ થયા કેળવાતી આવી છે. લલિતાના કુટુંબીઓની મનોદશા કેવી હશે તેનો વિચાર કરવાને બદલે લોકો ભૂડીજ જ વાત કરતા હતા. "અરે! સાંભળ્યા કરોને! રાંડ કંઇ ઉંધું ચત્તું કરી આવી હશે એટલે માએ ને ભાઇએ પોતે જ કોઈ જગાએ મોકલી આપી હશે; નહિ તો વીસ વરસની બાઇડી સુરત જેવા મોટા શહેરમાં ગુમ થઇ જાય એ કંઈ ખાવાના ખેલ છે! તમે જીવકોર ડોશીને ઓળખતા નથી તો! એ તો મહા ખંધી છે ખંધી! ને એનો દીકરો શું ઓછો છે? નાતમાં સુધારા કરો, જમણવાર ઓછી કરો, બોડકીઓને ચોટલા રખાવો એવી એ જ વાતો કરતો હતો. હવે કેમ ચુપ થઇ ગયો છે? એટલી બધી હિમ્મત હતી તો પોતાની બ્હેનને જ નાતરૂં કરાવવું હતું ની! ઈશ્વરને ત્યાં ન્યાય છે ભાઇ! ધર્મવિરૂદ્ધ વાત કરી, શ્રી ગોસાંઇજીના બાળકોની નિંદા કરી તેનું આ પરિણામ!" કાંતિલાલનો શ્રીમંત પાડોશી જે મળે તેને આટલું ભાષણ સંભળાવ્યા વિના રહેતો ન્હોતો. તેના ઘરમાં તેની ત્રણ યુવાન બ્હેનો વિધવા હતી. એ બધીને "પતિ વિના સતિની ગતિ નથી" નું મોંઘું સૂત્ર ભણાવવામાં

આવ્યું હતું અને ત્રણેએ એ વેદમંત્ર જેવું માની લીધું હતું. કારણકે એકે ઘરના ભટને મૃતપતિનો અવતાર માની લીધો હતો. બીજીએ ગાડીના કોચમેન સાથે સપ્તપદી ભણવી ચાલુ રાખી હતી અને ત્રીજીએ એક મંદિરના અલ્લાહાબાદી ચોગાને પોતાના શયનગૃહમાં આવવાનો પરવાનો આપી દીધો હતો. આ વાતની કાંતિલાલના સનાતની પાડોશી ગોપાલદાસને ખબર હતી. તે કોઇ કોઈવાર મનમાં ગણગણતો: "હોય—નાદાન છે! દુનિયાના ઘા લાગશે ત્યારે સુધરશે!"

"બા! મારી રજા આજે પૂરી થાય છે. તું કહે તો જાઉં!—" થોડીવાર પછી ડોશી જરા શાંત થતાં કાંતિલાલે કહ્યું.

"ત્યારે લલી ગઇ જ કે!..." આખર ડોશી પલળી. નિરાશાની ભયંકર મૂર્તિએ તેને ડરાવી. તેનું માનું હૃદય પ્રકટ થયું. ને તેની આંખમાંથી દડદડ આંસું પડવા લાગ્યાં.

"રડો ના, માજી! અમે મુંબઈમાં તપાસ ચાલુ રાખશું." જયાએ ડોશી પાસે જઇ તેના આંસુ લુંછવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"મને રડવા દે, દીકરી! રડવા દે! મારી ગરીબ લલીને મેં કોઈ દહાડો કંઇ લાડ લડાવ્યા નથી! ઓ લલી! તું મને ઘરડે ઘડપણ મૂકીને ક્યાં છોડી ગઇ, મારી બ્હેન રે!........"

જયાનું સ્ત્રીહૃદય દ્રવી ગયું. તે જીવકોર ડોશીને ધિક્કારતી ન્હોતી. મનુષ્ય તરીકે તે કાંતિલાલ અને જીવકોર ઉભયને ચાહતી હતી. એ બન્ને જણ જ્યારે એના વ્યક્તિત્વને કચડી નાખવાનો પ્રયત્ન કરતાં ત્યારે જ એ સામે થતી ને તે વખતે એ બધી કોમળ લાગણીઓને તિલાંજલી આપી દેતી. જીવકોર ડોશીના હૃદયમાં પોતાની રાંક ગાય જેવી દુઃખી પુત્રી માટે લાગણી ઉભરાઈ આવી તે જયા જોઇ શકી. ડોશીના રૂદને તેની છાતી ચીરી નાખી ને તેની કાળી આંખો ભીની થઈ. વાતાવરણ કરૂણ થઇ ગયું. કાંતિલાલ લમણે હાથ દઈ ગંભીર મ્હોડે બેસી રહ્યો.

## પ્રકરણ ૩૮ મું.

### ટ્રેનમાં.

લલિતાપરના ડોશીના અંતરમાંના પ્રેમમાં હવે પૂર આવ્યું. તેણે રોઈ રોઈને છાતી માથા કૂટવા માંડયા. જયાએ તેને શાંત પાડવાની ઘણી કોશેષ કરી. કાંતિલાલે પણ માને ઘણી સમજાવી અને આખરે નસીબને બદનામ કરી ડોશીએ દીકરાને મુંબઇ જવાની રજા આપી. ડોશીના દુઃખમાં ભાગ લેવાને જયા આતુર હોવાથી તેણે સુરતમાં રહેવાની વાત છેડી જોઇ પણ જીવકોર ડોશીને પ્રથમથી જ તેની સાથે બારમો ચંદ્રમા હોવાથી જયાને તેણે કાંતિલાલ સાથે જવાનું કહ્યું. જતાં પહેલાં જયા મંગળાને મળવા ગઇ. બન્ને સખીઓએ લલિતાની દયા ખાધી અને તેના ભયંકર ભાવીની અનેક કલ્પનાઓ કરી. બન્ને સખીઓ જાણતી હતી કે એવી હજારો લલિતાઓ અંધારી ખીણમાં સડી સડીને મરી જાય તેની હિન્દુસમાજને દરકાર ન્હોતી. ૨૫ કરોડ હિન્દુઓના સમુહના રાક્ષસી બોજા નીચે એવી હજારો વિધવાઓ છુંદાઈ જાય તેથી સમાજ નબળી થશે, એમ માનવાની હિન્દુઓ સાફ ના પાડે છે; કેમકે ૩૩ કરોડ દેવતાઓ હિન્દુઓનું રક્ષણ કરવા માટે પરશુ ને ત્રિશુળ ઝાલી નિરંતર ચોકી કરતા ચીરકાળ પર્યંત ઉભા જ રહેશે એવી આકાશવાણી તેમને રોજ સંભળાયા કરે છે !

મંગળાને મળી જયા ઘેર ગઇ ને પછી મુંબઈ જવાની તૈયારી કરી. જયા આમ ગુપચુપ ચાલી આવશે એવી કાંતિલાલને આશા ન્હોતી. તે જરા અજબ થયો. તેણે જયાને ખોટું લાગે એવો એક શબ્દ પણ ન બોલાય તેની ખાસ સંભાળ રાખી હતી એટલે બન્ને શાંતિથી સ્ટેશનપર આવ્યાં. વખતસર ટ્રેન આવી. ઉભય ડબ્બામાં સામાન ગોઠવી બેઠાં ને ટ્રેન ઉપડી.

"કેમ ભાઈ! કયાં જાઓ છો ?" એક ગામડીઆએ ટ્રેન ઉપડતાં જ વાતની શરૂઆત કરી.

"મુંબઇ–" કાંતિલાલ બોલ્યો.

"ક્યાંના રહીશ ?"

"સુરતના–"

"મુંબઈમાં શું કરો છો ?"

"નોકરી."

"સુરતમાં ક્યાં રહો છો ?"

"નાણાવટમાં–"

"તમારા બાપનું નામ ?"

"માણેકલાલ–"

"શી ન્યાત છો ?"

જાણે કોર્ટમાં ઉભેલા આરોપીની વકીલ ઉલટપાલટ તપાસ લેતો હોય એવા આ સવાલોથી હવે કાંતિલાલ કંટાળ્યો. જરા મ્હોં કસાણું કરી તે બોલ્યોઃ

"વાણીઆ છીએ"

"આ બ્હેન તમારાં ઘરનાં માણસ કે ?"

"હા–"

"મુંબઇમાં ક્યાં રહો છો ?" પેલા માણસે કાંતિલાલની સાત પેઢીનો ઇતિહાસ જાણ્યાવિના ન જંપવાનો નિશ્ચય કર્યો હતો.

"તેનું તમારે શું કામ છે ?" જરાક મિજાજ કરી કાંતિલાલ બોલ્યો.

"કામ વળી શુ હોય ! ગાડીમાં મળ્યા છો–બે ઘડી સાથે રહેવું છે–તેથી જરા પૂછુંછું..." કહી ભોળો ગામડીઓ ચુપ થઇ ગયો. તેને આ શહેરી માણસ અભિમાની જણાયો. ગામડાંના લોકો જેમ છૂટથી કલાકોના કલાક ગપ્પાં માર્યા જ કરે તેમ બધાએ જ ગપ્પાં મારવા જોઈએ એવી તેની માન્યતા હતી. માણસ તદ્દન ભોળો હતો. કોઇની ખાનગી વાત જાણી તે કંઈ લાભ કાઢવા માગતો ન્હોતો. "હું અલી ને અલીના કીકા" માં જ તેની આખી દુનિયા

સમાઇ ગયલી હોવાથી વખત પસાર કરવા માટે આવો લવારો કરવાની તેને ટેવ પડી ગઇ હતી. ભોળા ખેડુતો અથવા ગામડીઆઓને ચઢાવી, તેમને કોઈ ચળવળમા હોમી દેવા માટે કેટલાક વિદ્વાન વક્તાઓ આવી લવારા કરવાની ટેવને " બાળક જેવી નિર્દોષતા " કહે છે !

નવસારીના સ્ટેશન પર ગાડી આવતાં ગીરદી વધી. ત્રીજા વર્ગના ઉતારૂઓની ભયંકર દશા જોવાનો કાંતિલાલ ને જયાને પ્રસંગ મળ્યો. તેમના ડબ્બામાં ૧૨ માણસો તો સુરતમાં જ ગોઠવાયા હતા. નવસારીમાં બીજા ડઝન ઉતારૂઓએ એ જ ડબ્બાપર આક્રમણ કર્યું. એક ઉઘાડા ડબ્બાને " નબળો કિલ્લો " ગણી એકદમ હાથ કરી લેવાની આપણા લોકોને ખાસ આદત પડી ગઇ છે. બીજા ડબ્બા ખાલી હોવા છતાં જો તેના બારણા બંધ હોય તો તે ઉઘાડવાની તસ્દી લેવા કરતાં ઉઘાડા બારણાના ડબ્બામાં ધુસવાનું જ હિંદી ઉતારૂઓને ઘેલું લાગેલું છે. ૨૦–૨૨ ઉતારૂ થતાં કચડા કચડી વધી-સ્ત્રીઓની દશા કરૂણાજનક થઇ પડી. જે સ્ત્રીઓ સાથે તેમના પતિદેવો હોય છે તેઓને જો ગીરદીમાં કોઈ પુરૂષનો હાથ અડી જાય તો પતિદેવની આંખ લાલ થયા વિના રહેજ નહિ! બીજી બાજુથી બિચારી સ્ત્રીઓને જેમ તેમ ટુંટીયું વાળી બેસી રહેવાની ફરજ પડે ! જેમ થાય તેમ–ભલે તેને ટુંટીયું વાળી બેસવું પડે–ભલે તેના પગ રહી જાય પણ ગીરદીમાં પણ કોઈ પુરૂષનો સ્પર્શ થતાં સતીત્વ કલંકિત થાય છે એ વાત સ્ત્રીઓના મનપર ઠસાવવાની તક હિંદુ મરદ બહાદુરો કદિ પણ ભુલતા નથી !'

નવા ઉતારૂઓ સાથે એક નવી આફત આવી હતી અને તેથી જયા ને કાંતિલાલ શિવાયના બધા ઉતારૂઓના દીલ ઠમકમી ગયાં હતાં ! એક લાલીઓ પોતાની મિસીસને લઇને " છાહેબ " નો " છેક્રેટરી " થવા મુંબાઈ જતો હતો. તેના " છાહેબે " આપેલા

ઉતરેલાં કોટ પાટલુન ને કૉલર નેકટાઇમાં સજ્જ થયલો લાલીઓ કોઇની દરકાર કર્યા વિના પોતાની બૈરી સાથે ડબ્બામાં ગોઠવાઇ ગયો ને એજ પળે ડબ્બામાંના બે ચાર બ્રાહ્મણોની જનોઈ હાલવા લાગી ! બે ચાર વૈષ્ણવોની કંઠી તૂટું તૂટું થઇ રહી ને ઉપરથી કોઇ દેવ આ આભડછેટ જોઇ પોકેપોક રોતો સંભળાયો ! આ રડતા દેવને છાનો ન રખાય તો હિન્દુસ્થાન જરૂર પ્રલયના અગ્નિથી ખાખ થઇ જવાનું એમ ધારી એક " વશિષ્ઠ કુલોત્પન્ન બ્રહ્મપુત્ર " બરાડયા:

" એઇ ! દૂર જા–દૂર જા–જરા જો તો ખરો. તારા બાપ અહિં બેઠા છે તે !–" આ બ્રહ્મપુત્ર સિદ્ધાંતકૌમુદીનું અધરૂં વ્યાકરણ ગોખવાની કડાકુટમાં વિવેકશાસ્ત્ર તદ્દન ભૂલી ગયા હતા.

" જો મહારાજ ! મ્હોડું છંભાલીને વાત કરજે હં ! હઉવે ! હું નીહ બોલતો તેથી કે ?" લાલીઓ બોલ્યો.

" ચુપ બદમાસ ! તું કોની સામે બોલે છે ? " ગોર મહારાજ ગરમ થયા.

" બેછ બેછ છછરીના ! તેં પઇહા આપેલા ને મેં નીહ આપેલા કે ? "

" જોઇ શું રહ્યા છો ? એ મિસ્ટર ! કાઢો એને બહાર !–બોલાવો ગાર્ડને !–"

" બોલાવની ! ગાર્ડને બોલાવ ની તો ટેશન માછતરને બોલાવ ! કંઈ મારી લાખે કે ? એવા તો બહુ જોયેલા તારા જેવા–બહુ ચુંચાં કરી તો ડાચુંજ ફોડી લાખા જો !–" બાંહે ચઢાવી, લાલ આંખ બતાવતો અંત્યજ બોલ્યો ને પેલા " વશિષ્ઠ કુલોત્પન્ન બ્રહ્મપુત્ર " ની વ્હારે કોઇ નહિ ધાવાથી તેને પ્રલયકાળ છેક નજીક આવેલો જણાયો. જો કોઇ ગરીબ ઢેડ હોત તો તેણે તે બિચારાને ડબ્બાને આગળ આવતાં જ દમદાટી કરીને પાછો કાઢયો હોત !

લાલીઓ હિમ્મતથી પોતાની સ્ત્રી સાથે બેસી રહ્યો. થોડાક

જણુ કચવાયા પણુ સારે નસીબે ત્યાં જંગ જામ્યું નહિ. નબળાને ખુંદવાની તક કોઇ ગુમાવતું નથી. સબળાને છેડતાં રાક્ષસો પણુ ડરે છે. ગોરા સાહેબની લાત ખાઇને લાલીઓ એ સૂત્ર શીખી આવ્યો હતો.

ગીરદી ઘણી હોવાથી જયા ને કાંતિલાલને મુસાફરીમાં જરા વધુ ત્રાસ પડયો. રસ્તે બન્નેએ બહુ ઓછી વાત કરી. જયા ખપજોગો જ ઉતર આપતી. પાલઘરપર કાંતિલાલે તેને ચ્હા પાઇ. જો અડચણુ પડતી હોય તો સેકન્ડ કલાસમાં લઇ જવાની ઇચ્છા બતાવી પણુ જયાએ ના પાડી. પાલઘર પછી ટ્રેન પૂરવેગે ઉપડી ને રાતે ૮॥ વાગે ગ્રાન્ટરોડપર આવી ઉભી રહી.

## પ્રકરણ ૩૯ મું.

### મૃત્યુ.

છગનલાલની તબિયત દિનપર દિન લથડતી ગઈ. કુસુમની–જમનાની ચિંતા વધી. ડોકટર પર ડોકટર આવવા લાગ્યા. પાણી પેઠે પૈસા વેરાયા પણ ખહીનો જાલિમ રોગ ન હઠ્યો. છગનલાલ હજુ નાતબહાર જ હતો. તેણે પોતાની પુત્રીની મરજી વિરૂદ્ધનું લગ્ન કરી એક આશાભરી જીંદગીનું ખૂન કરવાની ના પાડી હતી તેથી અમદાવાદની કપોળ નાતે તેને સજા કરી હતી. દુનિયામાં હિન્દુસ્થાનના મહાપુરૂષો પૂજાય, તેમની કીર્ત્તિમાં હિન્દુઓ નકામો ગર્વ લે પણ એ મહાપુરૂષો હિન્દુજ્ઞાતિઓને અસ્પર્શ્ય ! ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર, રામમોહનરાય, મહાત્મા ગાંધીજી, કરસનદાસ મૂળજી, વગેરે મહાપુરૂષો ખરા ! તેમને જગતના દેશો માન આપે ત્યારે આપણે મલકાઈએ પણ એ મહાપુરૂષો તેમની જ્ઞાતિઓને ન ખપે ! કુસુમ અને છગનલાલની સ્થિતિ એવી જ હતી. કુસુમને–નિર્દોષ સ્નેહાળ, ઉન્નત ભાવનાશાળી કુસુમને નમન કરવામાં દેવતાઓય જીવનનું સાર્થક માને પણ કપોળ નાત નહિ. નાતને મન એ એક એવી બલા હતી કે જેના ઓળાથી સમાજ અભડાઈ જાય. છગનલાલ બિછાનાવશ થવાથી નાદાન કુસુમને દિલાસાનો એક બોલ કહેનાર કોઈ ન્હોતું. જયા ગયા પછી તે તદન એકલી અટુલી થઈ ગઈ. તેની માતા જમનાએ હજુ પોતાનો વિગ્રહ પડતો મેલી સંધી કરવાની જરૂર જોઈ ન્હોતી. તેઓ નાતબહાર થયાં તેથી તેઓ નર્કે જ જશે તે વિષે તેને જરા પણ શક ન્હોતો. તેનો પતિ મોતને આંગણે જઈ બેઠો હતો તેની ચિંતા ન કરતાં તે રોજ તેનું માથું ખાઈ નાતને મનાવવાને ત્રાગાં કરતી હતી.

" તમેય શું ગાંડાં કાઢો છો ? કુસુમ તો વહી ગઈ છે. જરા બાપદાદાના નામનો તો વિચાર રાખો. જો તમે નહિ માનો તો આ

ગોધા જેવી છોકરીને ક્યાં નાખશો !" જમનાએ છગનલાલના પલંગ પાસે પડેલી ખુરશીપર બેસી, સોપારી કાતરતાં કાતરતાં પોતાનું રામાયણ શરૂ કર્યું.

"કુસુમ ભલે કુંવારી રહેતી–" ક્ષયરોગી ક્ષીણસ્વરે બોલ્યો.

"પણ એનો પગ ઉંચો નીચો પડી જશે તો–?"

"એને પરણાવી હોત ને પછી તરત જ વિધવા થઈ હોત તો શું કરત? મારે એનું મન દુભવીને એને નથી પરણાવવી–"

જમનાએ જોસથી કપાળ કૂટી કહ્યું:

'તમારાથી તો હવે હાથ જોડયા ! આવી નફટાઇ મેં કદી જોઈ ન્હોતી...'

છગનલાલ કંઈ જવાબ ન વાળતાં પાસું ફેરવી સૂતો.

"એમ શું કામ કરો છો? મારૂં મ્હો નહિ ગમતું હોય તો તમારી લાડકી દીકરીને મોકલું !–"

"એ દીકરી મારી એકલાની જ છે? તારી નથી?"

"એવી માથાફરેલ દીકરી મુને નહિ જોઈએ. અમેય એક વાર જુવાન હતાં–અમે અમારાં માબાપની ઉપરવટ્ટી થઇને આવા ઢોંગ ન્હોતા માંડયા ! મનપસંદ માટી પસંદ કરવાના તમાસા મઢમોને છાજે–આપણને નહિ–"

"આપણે ત્યાં પણ અગાઉ સ્વયંવર થતાને !" દલીલ કરવાથી કંઈ વળવાનું નથી એમ જાણ્યા છતાં છગનલાલ દલીલ કરવા લાગ્યો.

"થતા હશે રાજાઓને ત્યાં ! આપણે તો બાપદાદાને વારેથી ચાલે છે તેમજ ચાલવું જોઇએ–"

"આપણે એ પ્રમાણે ચાલ્યાં. પણ હવેની પ્રજા તેમ નથી ચાલવાની–"

"નહિ કેમ ચાલે? તમે ચૂપ રહો તો જુઓ પછી ! હું એને કેવી બે ઘડીમાં સીધી કરી નાખું છું તે !"

"મારે મારાં બચ્ચાંપર જુલમ નથી કરવો–"

"ફોડો માથું ને કાઢો રાતું! લો, આ બાઇસાહેબ આવ્યાં!..."

કુસુમ હળવે પગલે બીમાર પિતાના પલંગ પાસે આવી. જમનાએ મ્હો ચઢાવ્યું.

"બાપુજી! કેમ છે હવે?" કુસુમનો મીઠો–મધુરો સ્વર સંભળાતાં છગનલાલને શાંતિ વળી.

"ઠીક છે બેટા!..."

"તમે દવા પીધી?"

"નહિ—"

"વખત થઈ ગયો ને!"

"તારી બા ક્યારની મારું માથું ખાઇ જાય છે–"

"બા! ડોક્ટરે બાપુને વાત કરાવવાની ના પાડી છે."

"વારૂ, વારૂ, મોટી ડાહ્યલી મને શીખવવા આવી છે! બેસ તારા બાપુ પાસે–હું આ ચાલી–"

જમના ઓરડો છોડી ગઈ. કુસુમે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

"આ અજ્ઞાનનું પરિણામ!" છગનલાલ બોલ્યો: "કુસુમ! દીકરી, તું જરા•પણ ચિંતા ન કરતી. હું તારે માટે બરાબર ગોઠવણ કરી જઇશ–"

"તમે મારે માથે બેઠા છો પછી મને શી ચિંતા છે બાપુ?"

"હવે મને મારી દેહનો ભરોસો નથી બ્હેન!"

"એમ શું બોલો છો બાપુ! ડૉક્ટર કહે છે ને સારૂં થઇ જશે!" પણ આ શબ્દો બોલનારી બાળાનું હૃદય જાણતું હતું કે તેનો પિતા થોડા જ દહાડાનો મહેમાન છે!

"હવે તમે બોલો ના બાપુજી! હું તમને દવા આપું–પછી સૂઇ જાઓ–"

કુસુમે પોતાના પિતાને દવા પાઇ. બિછાનું બરાબર સાફ

કરી ઉશીકાં ગોઠવી આપ્યાં ને પોતે "કેકારવ" લઇ આરામ ખુરશીપર પડી. કલાપીનાં હૃદયદ્રાવક–દર્દભર્યાં પ્રેમકાવ્યો તેને અતિ પ્રિય હતાં. પણ આજે તેનું ચિત્ત વાંચનમાં ચ્હોંટયું નહિ. છગનલાલની આંખ મીંચાતાં જ તે સ્મરણ સૃષ્ટિમાં વિહાર કરવા લાગી. ઇન્દુલાલ–લગ્નમંડપમાં આખી સમાજ સામે બંડ ઉઠાવી તેને બચાવનાર યુવાન તેની નજર સામે આવી ઉભો. તે હસી. પ્રિયજનના સ્મરણથી–પ્રિયજનના આભાસથી પાગલની પેઠે હસવામાં પણ સ્નેહીઓને કંઇ મીઠો આનંદ મળે છે! કુસુમ આ મોંઘા આનંદનો લ્હાવો ચાખતી હતી. પણ હર્ષની લહરી થોડી જ વારમાં ચાલી ગઈ. સમાજના અભંગ ગણાતા કાયદાની સ્મૃતિએ તેના રમ્ય સ્વપ્નનો નાશ કર્યો. બાળાના રમણીય વદનપરનું મોહક સ્મિત ઉડી ગયું ને તેને સ્થાને શ્યામ ગંભીરતા આવી.

"મારૂં શું થશે? બાપુજીની તબીયત દિવસે દિવસે બગડતી જાય છે. એમના વિના મારાથી કેમ જીવાશે? બા તો મને ડાકણ જેવી ગણે છે! હું ગમે તેવા વહેંતીઆનું ઘર માંડી બે પાંચ બચ્ચાંની મા થઇ જાઉં તો બા રાજી રાજી થઇ જાય–પણ હું મારા આત્માને વિકસીત કરી, મને જીવનના ઉચ્ચત્તમ શૃંગપર લઈ જાય એવા પ્રિયતમની ઝંખના કરૂં તો સમાજદ્રોહી ને પાતકી થઇ જાઉં! અરે રામ! અમને લાચાર બાળાઓને આમ શા માટે રીબાવે છે? અમારા જાતભાઇઓને જરા તો ઉદાર બનાવ! મનુષ્યત્વ, દયા, ઉદારતા, સ્નેહાળતા એ શું શબ્દકોષના નિર્જીવ શબ્દો જ રહેશે? હિન્દુસંસાર કવિના કલ્પના સમો નહિ બને? એક અકુદરતી રિવાજની વેદી પર મારા જેવી લાખો કુમારિકાઓ હોમાઇ ગઇ...પણ હવે...હવે...એ ભયંકર યજ્ઞની પૂર્ણાહુતિ નહિ થાય? અમારા સંસારમાંથી પ્રેરણા ગઇ, ઉત્સાહ ગયો, બળ વીર્ય ગયાં. અમારા દેશબંધુઓનો સંસાર રમ્ય ફુલવાડીને બદલે ધગધગતા અંગારાથી બળતી મરૂભૂમિ જેવો બની રહ્યો છે. છતાં–છતાં હજુય તેઓ રૂઢી ને રિવાજને જુની મા-

ફક વળગી રહેશે ?..." આવા વિચારો આવતાં કુસુમનું મ્હો દયામણું થઈ ગયું. વિચારમાં ને વિચારમાં તેનું માથું ફરવા લાગ્યું. બહુ બહુ મગજ કસી જોયું પણ ઇન્દુ તેનો થાય અને સમાજ એ દૈવી યુગલનો સત્કાર કરે એવી યુક્તિ તેને ન મળી. યુવાન કોમળ-આશાભર્યાં હૃદયોને ચગદી નાખવાથી જ "સનાતન ધર્મ" નો કિલ્લો અભેદ્ય રહી શકશે, એવી હિન્દુઓની સનાતન માન્યતા તોડતાં કોણ જાણે કેટલાય યુગો જોઇશે તે તે કલ્પી શકી નહિ.

"બ્હેન કુસમ !..." છગનલાલનો ક્ષીણ સ્વર સંભળાયો ને બાળાની વિચારમાળા તૂટી ગઇ.

"આવી બાપુજી !–" સફાળી તે પિતા પાસે જઈ ઉભી. "તમને શું થાય છે ?"

"તું ગભરા ના બ્હેન ! મને એમ થાય છે જ–જરા મુઝવણ થાય છે–"

"ડૉકટરને બોલાવું ?"

"હા..."

કુસુમે તરત જ ડોકટરને બોલાવવા નોકર મોકલ્યો.

છગનલાલને અચાનક ક્ષયનું જોર ઉપડી આવ્યું હતું. ડોકટર આવે તેટલામાં તેની પીડા વધી, શ્વાસ રૂંધાવા લાગ્યો, કુસુમ ગભરાઇ. જમના દોડી આવી. નોકર ચાકર ગભીર થયાં. સગાં વ્હાલાંની ઠઠ જામી. ડૉકટર આવ્યો ને તેણે છાતી તપાસી મ્હો ગંભીર કર્યું. કુસુમના પેટમાં ફાળ પડી. જમના આગલી પાછલી ભૂલી જઇ દીન વદને પતિના પલંગ પાસે ઉભી રહી. સઘળાંની આંખમાં આંસુ હતાં. બિછાને પડેલા છગનલાલને અસહ્ય વેદના થતી હતી. વાતાવરણ કરૂણ થઇ ગયું હતું.

"કુસુમ ! દીકરા !..." ધીમો–ક્ષીણ અવાજ સંભળાયો.

"એ બાપુજી !–" પિતાની લાડકવાઇ કન્યા બોલી.

"હું જાઉં છું...પ્રભુ તારૂં રક્ષણ કરશે..."

કુસુમથી કંઈ બોલાયું નહિ. તેનાં મોહક નેત્રોમાંથી દડદડ આંસુ સરી પડયાં.

"મારી દીકરીને કોઇ દૂભવશો નહિ..." છગનલાલે જમના તરફ ફાટી આંખે જોઈ પુનઃ કહ્યું.

"એની મરજી વિરૂદ્ધ..."

"તમે હમણાં ના બોલો, બાપુજી!..." કુસુમ પિતાના માથા-પર હાથ ફેરવતી દીન સ્વરે બોલી. પણ આવા કોમળ આત્માઓની યમરાજે કદી દયા ખાધી હોય એવું સાંભળ્યું છે? છગનલાલની તબિયત સુધરવાને બદલે બગડતી જ ચાલી, ધીમે ધીમે શ્વાસ રૂંધાતો ગયો ને સાંજે ચાર વાગે તેનું શરીર નિશ્ચેષ્ટ થઈ ગયું ને ઓરડામાં રડારોળ થઇ રહી.

કુસુમ–રમ્ય આદર્શોમાં મહાલતી કુસુમ નબાપી થઈ.

## પ્રકરણ ૪૦ મું.

### નિરાધાર કુસુમ.

કુસુમ નબાપી થઇ. તેની એકની એક બેલ ચાલી ગઇ. તેના લગ્ન પ્રસંગે બનેલા કરૂણ બનાવ પછી છગનલાલનું વર્તન તદ્દન બદલાઈ ગયું હતું. તે કુસુમનો આત્મા ઓળખી શક્યો હતો. આવા પવિત્ર આત્માને છુંદી નાખવામાં ઘોર પાપ છે એવી તેની ખાત્રી થઇ ગઇ હતી; અને તેથી કુસુમને બળતી હોળીમાં હોમી નહિ દેવાનો તેણે નિશ્ચય કર્યો હતો. લગ્ન પ્રસંગે કુસુમે કરેલા બંડ પછી જ તેનો પિતા તેને પૂરેપૂરી ઓળખી શક્યો. કુસુમના હૃદયમાં જ્વલંત પ્રેમ હતો, અસીમ ઉદારતા અને અપાર સહિષ્ણુતા હતી, તે છગનલાલ પોતાની માંદગી સમયે જોઇ શક્યો. આવી દેવદુહીતાને પરાણે પરણાવવાનાં પાપ કરનાર સમાજ પ્રભુની ભયંકર ગુન્હેગાર છે એમ તે માનતો હતો અને તેથી જ તે પોતાના વીલમાં કુસુમને પૂર સ્વતંત્રતા સાથે પચાસ હજારની મિલ્કત આપી ગયો હતો.

મરતી વખતે ભાગીતૂટી ભાષામાં પોતાની લાડકી દીકરીને નહિ દુભવવાની તેણે જમનાને વિનંતિ કરી હતી. છગનલાલના મૃત્યુ પછી થોડાક દિવસો તો રડવાકૂટવામાંજ પસાર થયા. પરગામનાં સ્નેહી સંબંધીઓ રોવા આવ્યાં. જમના બધી વખતે તાલસુર સાથે રોઈ કૂટી અને રોવાની વિધિ પૂરી થતાં જ "મરનાર સાથે જીવતાંથી કંઈ મરાય છે? હવે તો જીવતાંનો વિચાર કરો બ્હેન! કુસુમ મોટી થઇ. એને કેટલા દહાડા ઘેર રાખશો? આ મહા મહિનામાં જ આટોપી નાખો તો સારૂં" એવી વાત પણ થઈ. કુસુમને માટે બીજાં બે ચાર માગાં આવ્યાં. જમના બધાંની વાત સાંભળતી. તે કુસુમને જેમ બને તેમ જલદી પોતાના ઘરમાંથી વિદાય કરવા માગતી હતી; કારણકે "કુસુમનો પગ આડો અવળો પડી જશે તો બાપદાદાની આબરૂપર ડાઘ લાગશે" એવો તેને ભય હતો. કુસુમ

દેવબાળા છે–ઈન્દ્રલોકમાંથી કોઈ ગુમાયલી વસ્તુ શોધતી શોધતી તે મૃત્યુલોકમાં આવી પડી છે અથવા રૂઢીના ગુલામોને આત્માની પીછાન કરાવવા પ્રભુએ કોઇ દેવદૂતી અત્રે મોકલી છે–એમ સમજવાની જમનામાં શક્તિ જ ન્હોતી. સ્ત્રીનું જીવન પરણીને ડુક્કર પેઠે બચ્ચાં જણવાથી જ ધન્ય થઇ જાય છે એ સૂત્ર તેને ગલથુથીમાંથી ભણાવવામાં આવ્યું હતું.

છગનલાલના મરણ પછી જમનાનો ભાઇ ઘરનો વાલી થઇ આવી પુગ્યો. તેનું નામ કરસનદાસ! સ્વાર્થની જીવતી જાગતી મૂર્ત્તિ એટલે જમનાનો ભાઇ! છગનલાલ તેને પૂરેપૂરો ઓળખતો હતો; એટલે જ્યાં સુધી તે જીવ્યો ત્યાં સુધી આ સ્વાર્થીનું કંઇ ચાલ્યું ન્હોતું. પણ હવે સ્થિતિ બદલાઇ. જમનાને મીઠા બોલોથી મનાવી લેતાં તેને વાર લાગી નહિ. આફતના વખતમાં વીરો વ્હારે ધાયો તેથી જમના મલકાઈ પણ ખરી. અને આ ભાઇ બ્હેનની જોડી મળતાં પરિણામ એ આવ્યું કે કુસુમને જેમ બને તેમ જલદી ગમે ત્યાં હોમી દઈ પારકી કરી નાખવાનો બન્નેએ નિશ્ચય કર્યો.

અમદાવાદમાં રાયપુરમાં માધવદાસ નામનો એક શ્રીમંત કપોળ રહેતો હતો; અને તેના પુત્રની બીજી પત્ની કુંકુમ ઉછાળતી સ્વર્ગે ચાલી ગઈ, તેની ખુશાલીમાં કોઇ ત્રીજી કપોળ કન્યાને "સૌભાગ્યવતી" ના ખિતાબથી નવાજવાની શેઠની ઇચ્છા હતી. કરસનદાસ તેમનો દલાલ થવા તૈયાર થયો અને માધવદાસ શેઠની મહેરબાનીની ખાત્રી હોવાથી તેણે નગીનદાસ સાથે–માધવદાસના પુત્ર સાથે કુસુમનું ભાવી જોડવાનો ઠરાવ કરી નાખ્યો. જમનાને આ વાતની ખબર મળતાં તે તરત જ કબુલ થઇ. નગીનદાસની ઉમ્મર ૩૫–૪૦ વર્ષની હતી. કુસુમ કરતાં તે ૨૦ વર્ષ મોટો હતો. જમે ઉધાર લખી, વર્ષે દહાડે વેપારનું સરવૈયું કાઢવા જેટલી કેળવણી તેણે લીધી હતી. નવજીવન, આત્મદર્શન, આદર્શ, એ કોઈ જાતના કાળા મંકોડા જ હશે એવી તેની ખાત્રી હતી. તેનું જીવન યંત્ર જેવું ગતિવંત હતું. એ યંત્ર સહવારે

નવ વાગે બિછાનું તજે, સાડા નવે ચ્હા પી, અગીઆરે જમે ને પછી શેર બજારમાં " આધવજી લીધા ને સીમ્પુલેક્ષ દીધા " ની ગર્જનાથી સિંહનાદીઓને શરમાવી દે. સાંજે એક મંદિરની મુલાકાત લે ને પછી ભક્તિ સાથે શૃંગારનુ મિલન કરી " પ્રેમભક્તિ " નું શરબત ચાખવા માટે જે તક મળે તે તરત ઝડપી લે ! નગીનદાસના કપાળપર અઢી ઈંચ લાંબું ટીલું ન હોય એમ જવલ્લે જ બનતું. સૌભાગ્યવતી હિન્દુ લલનાઓના કપાળપર રાતદિવસ ચાંદલો ચમકયા કરે તેમ નગીનદાસના કપાળપર " ગોર્વધનધારી, શ્રી મહાપ્રભુજી " ના પદ ભક્ત હોવાની નિશાની તરિકે ટીલું હંમેશ કાયમ રહેતું. ચીમનલાલ કુસુમનો જમણો હાથ ઝાલી પરવાર્યા પછી એ આદર્શઘેલી બાળાનો માલિક થવાને એ તૈયાર થયો. જમનાએ સહેજ સંમતિ આપતાં જ કરસનદાસે યુક્તિ પ્રયુક્તિથી આખી નાતમાં આ બીના જાહેર કરી દીધી અને કપોળ નાત ફરીથી મિષ્ટાન્ન ખાવાને ભાગ્યશાળી થશે એ ખ્યાલથી સ્ત્રીપુરૂષોને આનંદ થયો. ચીમનલાલની કેવી દશા થઇ હતી, કુસુમ કઈ જાતની કુમારિકા છે, એના આદર્શો કેટલા ગગનગામી છે, તેનો વિચાર કરવાની કોઇને ફુરશદ જ ન્હોતી. " દીકરીની જાતને વળી આવા ફેસ્તા શા ? માબાપની ઉપરવારી શી ? હવે હું જોઉંછ તો ખરી કે એ માને છે નહિ ? " જમનાને સત્તાનો નીશો ચડવાથી તે કરસનદાસ આગળ ઉપલા શબ્દો બોલી હતી. તેને ખબર ન્હોતી કે આખી દુનિયા સામી થાય તો પણ કુસુમ નમણું આપવાની નથી.

પ્રથમ આ વાત કુસુમથી છુપાવવામાં આવી હતી. કુસુમ બિચારી પોતાના પિતાના મરણથી થયેલા આઘાતથી અધમુઇ થઇ પોતાના ઓરડામાં જ ભરાઈ રહેતી. તેને પોતાના જ ઘરમાં પોતાની સામે કેવું કાવત્રું રચાય છે તેની ખબર ન્હોતી. કરસનદાસ અને જમનાએ ગુપચુપ ઘુસપુસ કરી બધું નક્કી કરી નાખ્યું. નાતને મનાવી લઇ નાત બહારનું કલંક ભુંસી નાખવામાં આવ્યું અને પછી અચાનક કુસુમને એક દિવસ ખબર પડી કે તેની મા તેને માટે બીજો ઢીંગલો

શોધી લાવી છે ! તેના કોમળ હૃદયપર પિતાના મરણથી ભયંકર આઘાત થયો હતો. આ નવી વાત સાંભળતાં જ તેને વજ્રઘાત થયો. તેની આંખે અંધારાં આવ્યાં. હજુ તેના પિતાના મરણને પૂરા ત્રણ માસ પણ થયા ન્હોતા એટલામાં તેની મા "વરસી" વાળી દઇ દીકરીને પીઠી ચોળવા તૈયાર થઇ હતી. કરસનદાસે જમનાને નેપાળાનો જુલાબ આપી દીધો હતો કે લાલદાસ પછી ન્યાતના બીજા શેઠ માધવદાસ શેઠ સાથે આડું થયું તો પછી કુસુમના બાર વાગી જશે–તે જીંદગી સુધી કુમારી સડયા કરશે પણ તેનો કોઇ ભાવ પૂછવાનું નથી.

"બા ! આ નવી મ્હોંકાણ શાની છે ?" કુસુમને ઢીંગલાની શોધની ખબર મળતાં જ તે ગંભીર થઈ જમના પાસે જઇ બોલી. તેનો મામો ત્યાં જ બેઠો હતો. તેણે આ જોગમાયાનું ગંભીર, નિશ્ચિત વદન જોઈ માથું ખજવાળ્યું.

"શાની મ્હોંકાણ ?"

"લોકોમાં વાત થાય છે તેની જ તો !" કુસુમ ખાટા સ્વરે બોલી.

"સીધી વાત કરની !" જમના ચીડાઇને બોલી.

"સીધી વાત કરૂં ? તું જાણતી નથી ? મારાં લગ્ન તેં નક્કી કર્યાં છે એ ખરૂં છે !"

"હા–કેમ ! હવે હું નહિ નક્કી કરૂં તો કોણ કરશે ?"

"તને મારી જીંદગીની પાળ બાંધવાનો કંઈ જ હક્ક નથી–"

"અરે ! જા–જા, ડાહલી ! જોઇ તારી પીશીયારી ! તારા બાપ હતા ત્યાં સુધી હું બોલતી ન્હોતી–પણ હવે તારા લાડ ચાલવાના નથી–સમજી !—"

"બ્હેન !–" કરસનદાસ ભલો થઇ ડાવકું મ્હોં રાખી બોલ્યોઃ "વડીલોની આમન્યા તોડવી તારા જેવી ડાહી છોકરીને ન શોભે–"

"મામા ! તમે વડીલોની આમન્યા કોને માનો છો તે જ હું સમજી શકતી નથી. તમે મારા વડીલ થયા તેથી મને તમે કૂવામાં

નાખો, બળતી હોળીમાં ફેંકી દો તો પણ મારે ચુપ બેસી રહેવું એમ ? આજ સુધી અસંખ્ય હિન્દુ બાળાઓએ પોતાના વડીલોના ડહાપણુપર પોતાના આશાભર્યાં જીવનોનાં ધગધગતે દીલે બળીદાન આપ્યાં છે પણ હવે હદ થઇ. **આ લોહીનો વેપાર અટકાવવા માટે મારા જેવી બંડખોર બાળાઓ બહાર પડયા વિના અમારા વડીલોની પત્થરની છાતીપર કંઈ જ અસર થવાની નથી.**" નિશ્ચીત, ગંભીર સ્વરે કુસુમે જવાબ આપ્યો.

"નગીનદાસ નાલાયક છે? આવો ભલો, શ્રીમંત ને આબરૂદાર મુરતીઓ ક્યાં મળશે ?"

"તમારા ભલા, શ્રીમંત ને આબરૂદાર મુરતીઆને તમારી પાસે રહેવા દો. મને લાયક વર નહિ મળે તો હું કુંવારી રહીશ સમજ્યા ! મારા પહાડ જેવા પિતાના મરણનો શોક હજુ પૂરો થયો નથી તેટલામાં આ ઢોંગ શા ? આ ઉતાવળ શી ? હું ક્યાં તમને ખાવા આવું છું ? મારા પિતા મારા ગુજરાન માટે પૂરતું મૂકી ગયા છે..."

"બાપે બહુ ચઢાવી હતી તેનું આ પરિણામ! હું તો એમને બહુ કહેતી'તી–રે ! બહુ કહેતી'તી કે દીકરીને અંગ્રેજી ના ભણાવો નહિ તો વંઠી જશે. આખરે પરિણામ એ જ આવ્યું. રાંડ મડમની પેઠે જાતે વર શોધવાની વાત કરે છે. ભાઇ ! તું એની વાત પર ધ્યાન ન આપતો. એને તો આવા ફેસ્તા કરવાની ટેવ છે !–" જમનાએ પોતાને મળેલી નવી સત્તાનો ઉપયોગ કરવાનો નિશ્ચય કરી મૂક્યો હતો.

"ને મારા ફેસ્તાથી તમે ડરવાનાં નથી ?"

"નહિ, નહિ, હું કંઈ તારા બાપ જેવી પોચા દીલની નથી–"

"નહિ. તું પોચા દીલની શાની ? મારા બાપુને ગયાને ત્રણ મહિના થયા એટલામાં જ ઘેર વાજાં વગડાવવા તૈયાર થાય તેને પોચા દીલની કેમ કહેવાય ?"

" અરે, રાંડ! જીભ ઓછી ચલાવને! તારા કરતાં મને એમને માટે વધુ લાગતું હશે. સમજી? પણ તારા જેવડી ગોધીને હવે હું કેટલો વખત ઘરમાં રાખું?"

" તે હું તને ક્યાં નડવા આવી?"

'તને તે કંઇ અક્કલ છે? આવડી મોડી છોકરી તો બે બચ્ચાંની મા થાય! જો તારા બાપે મારૂં કહ્યું માન્યું હોત તો આજે ભાણુજા જોઇને મારી આંખ ઠારવાનો વખત આવત–"

" એમ કે?–" તિરસ્કારથી હસીને કુસુમ બોલી: "તારે ભાણુજા રમાડવા છે ને? તારા ભાણુજાનો બાપ કોણ? પેલો વાંદરો–નગીનદાસ! હા–હા–હા " કુસુમ ખડખડ હસી પડી.

જમનાનો પીત્તો ખસી ગયો. તે ગુસ્સાથી કુસુમનો હાથ ઝાલી બરાડી:

" ચુપ મર રાંડ! અભાગણી!–"

" જો બા! તને ખબર તો છે કે ચીમનલાલના વરઘોડાના કેવા હાલ થયા હતા! એ મુઓ મારા " ચંદ્રવદન " પર કાવ્ય લખવા આવ્યો હતો પણ એને ખબર ન્હોતી કે અપદ્યાગદ્ય રચવું ને કુસુમના હૃદયના સ્વામી થવું એ બે નોખી ચીજ છે. તારા નગીનદાસને પણ હું એવા લોઢાના ચણા ચવાડીશ કે ન પૂછ વાત! તું જાણેછ તો ખરી કે અંગ્રેજી ભણેલી છોકરીઓને નવી નવી યુક્તિ ને નવા નવા ફેસ્તા કરતાં વાર લાગતી નથી..."

" તારી મજાલ છે કે તું એવું કંઇ કરે! હું તારે મ્હોડે ડુચા મારી તને પરણાવીશ. સમજી!–"

" ને હું એ ડુચાવાળા મ્હોડે બુમ પાડીને નગીનદાસને ઉભી પૂછડીએ નસાડી મૂકીશ. યાદ રાખજે–"

જમનાથી આ ન સહેવાયું. તેની આંખો ગુસ્સાથી ફાટી ગઈ. તેણે કુસુમના શરીરપર ધસી જઇ તેના સુંદર ગાલપર બે ચાર તમાચા ચોડી કાઢયા.

"હં, હં, બ્હેન ! એ શું કરે છે ? હોય, છોરૂ કછોરૂ થાય-માબાપ કમાબાપ થાય છે ?–" કરસનદાસ જમનાને વારતો બોલ્યો.

"તું ખસી જા ભાઇ ! રાંડ છેક જ ફાટી ગઈ છે. એનાં હાડકાં હલકાં કર્યાં વિના એ માનવાની નથી."

"લે માર-માર ! તારો જીવ ધરાય ત્યાં સુધી મારી લે. મને મારી નાખશે તો હું તેં સળગાવેલી નવી હોળીમાંથી બચી જઇશ. ઓ બાપુ ! તમે ક્યાં ગયા ? તમારી લાડકી દીકરીની આ અભણ માતા કેવી વલે કરે છે તે જુઓ ! ઓ પ્રભુ ! તારે ત્યાં ન્યાય છે કે નહિ ? માતા એટલે દયા ને પ્રેમનો સાગર ! આ જ માતા એકવાર મારાપરથી ઓછી ઓછી થઈ જતી. મને સૂકામાં સુવાડી પોતે ભીનામાં સૂતી-પોતાના મ્હોમાંનો કોળીઓ મને ખવાડતી-પણ અજ્ઞાનતાં, વહેમ અને રૂઢીની ગુલામીથી આજે એ જ માતા મારા પર અમાનુષી જુલમ ગુજારી રહી છે. ઓ પ્રભુ ! એમને સન્મતિ આપ-મારી માતાને, મારાં હિન્દુ ભાઈ બ્હેનોને એવું ભાન કરાવ કે **લોહી ને માંસપર ત્રાપ મારનારાં લગ્ન એ લગ્ન નથી પણ પિશાચો પણ જે કરતાં ડરે એવો લોહીનો વેપાર છે** !..." કરૂણ સ્વરે, આંખમાંથી આંસુ રેડતી કુસુમ બોલી. જમનાનું સ્ત્રીહૃદય-માતૃહૃદય ઘવાયું ! પણ એનામાં રહેલી સ્ત્રી અને માતા કરતાં રૂઢીએ બનાવેલી રીઢી જમના જુદી હતી. સ્ત્રી પીગળી, માતા પીગળી પણ પેલી રાક્ષસી-રીઢી જમના ન પીગળી.

"એને રોવું હોય તેટલું રોઈ લીયે ભાઇ ! આવા ફેસ્તા મારે નથી જોઇતા. જો કુસુમ ! તારા ઓરડામાં જા ને મારૂં કહ્યું માનવું હોય તો જ મારી પાસે પાછી આવજે."

કુસુમ ઘવાયલા દીલે, હળવા પગલે પોતાના ઓરડામાં ગઇ ને પોતાના ઉદાર પિતાને સંભારી ડુસકે ડુસકે રોવા લાગી. તે ઓરડાની જડ દીવાલો- આકાશમાંના સ્થિર ગ્રહો આ દેવબાળાનું કરૂણ

રૂદન જોઈ કમ્પી ગયા. આકાશના ગ્રહોને નીચે ઉતરી આવી કુસુમને દીલાસો દેવાનું મન થયું. પણ જમના! નહિ, એ સતી સાવિત્રી ને સીતાનો વારસો લઇ હિન્દુસમાજમાં જન્મી હતી! આવી વખતે દયા બતાવવાથી હિન્દુસમાજની "વંશવૃદ્ધિ" અટકી જવાનો તેને ભયંકર ભય હતો અને તેથી તે કુસુમને પરણાવી "ભાણુજા" રમાડવાનો લ્હાવો લેવાને દઢપ્રતિજ્ઞ થઈ ચુકી હતી.

કુસુમ પોતાના ઓરડામાં જઇ પ્રથમ પિતાને યાદ કરીને રડી-ખૂબ રડી; અને દુઃખનો ઉભરો ખાલી થયા પછી ગંભીર વિચારમાં પડી:

"આ અમારી ઉચ્ચતમ આર્ય સંસ્કૃતિની દશા! આવી વિકૃતિમાંથી અમે ઉન્નત થઈશું? આવા સામાજિક આપઘાત કરી કરીને અમે સ્વતંત્ર થઈશું? ઓ દુનિયાના ચળવળખોર ભાઇ બ્હેનો! આવો, તમારી સર્વની પ્રવૃત્તિની અમારા કમનસીબ દેશને જરૂર છે. એકવાર અમારા ઋષિ મુનીઓએ તમને ૐકારના પવિત્ર અને શાંત સંગીતથી હર્ષઘેલા બનાવ્યા હતા—એક વાર અમે જગતની સંસ્કૃતિ ઘડવામાં પ્રધાનપદ ભોગવતા હતા—જ્યારે અખિલ જગત્ ઉંઘતું હતું ત્યારે અમારે ત્યાં ઉપનિષદો ને દર્શનો ઘડાયાં હતાં—જ્યારે સર્વત્ર અરાજકતા હતી ત્યારે અમે જગતને મનુસ્મૃતિ સોંપી હતી. પણ હાય! આજે! અમારી "આજ" ભયંકર છે. અમે 'આવતી કાલ'ની મધુર આશામાં જીવીએ છીએ, ને અમારા આજના વડીલો અમને "આજ"ની વિકૃત, રૂઢીબદ્ધ ગુલામગીરીના બંધનો તોડવા દેતા નથી. અમે રિવાજને ધર્મ માનીએ છીએ, દમ્ભને ઇશ્વરથીય મોટો ગણીએ છીએ, સમાજના સ્તંભરૂપ—સમાજના જીવનરૂપ લગ્નસંસ્થાને અમે નિર્જીવ જંતુ પેદા કરનારા યંત્ર જેવી બનાવી દીધી છે અને આ વહેંતીઆ ઉત્પન્ન કરનારા યંત્રમાંથી અમે "નવું ભારત" જન્માવવાના મિથ્યા મોહમાં ગોથાં ખાઇએ છીએ......"

થોડીકવાર તે શાંત રહી. તેનું હૈયું ભરાઈ આવ્યું. આધુનિક સમાજ પર તેને ક્રોધ આવ્યો. દેશની સામાજિક દશા જોઈ તેનું હૃદય કમકમી ઉઠયું.

"મારી મા—મારી જનેતા જેની હુંફમાં મારૂં જીવન પૂરૂં કરવાની મને આશા હતી એ જ જનેતા આજે મને મારા ઘરમાંથી પરાણે હાંકી કાઢવા માગે છે. ભલભલા વિચારકો થઇ ગયા—ભલભલા સુધારકો પાકયા—પણ અમારા વડીલોની આંખ ઉઘડતી જ નથી. અમને પરાણે પરણાવીને તેઓ લ્હાવા લેવા માગે છે. જાણે અમે જડ, માટીની પૂતળીઓ હોઇએ તેમ અમને પોતાની મરજી પ્રમાણે ગમે ત્યાં ફેંકી દેવામાં આવે છે ને પરિણામે યુવાન, આશાભરી જીંદગીનાં ખૂન થાય છે. ઉગતી પ્રજાનું ખૂન એટલે પ્રજાકીય આપઘાત! અને આવા આપઘાત ચાલુ રાખીને અમારા નેતાઓ ભારતનો પુનરોદ્ધાર ચાહે છે!..." તે ધિક્કારથી એકલી એકલી હસી. તેની માતાપર તેને આખરે દયા આવી: "એ બિચારી જન્મથી એનાપર પડેલા સંસ્કારોની ગુલામ બની ગઇ છે. એને શો દોષ દેવો? દોષ અમારા ધર્માચાર્યોનો—અમારા નેતાઓનો, અમારાપર સત્તા ચલાવનારા અમારા વડીલોનો છે. આજના ધર્માચાર્યોને "ભવ્ય પધરામણી" ને સોના રૂપાની દરકાર છે. પોતાના પંથના અનુયાયીઓના આત્માની ઉન્નતિની જરાય પરવા નથી. આજનો નેતા "તાળીઓ"થી રાજી થાય છે, જાહેરફંડપર જીવે છે. પણ સમાજને થયલા કાતિલ ક્ષયરોગની દવા કરવાની તેનામાં હિમ્મત નથી. અમારા વડીલોને તો "જેમ ચાલે છે તેમ ચાલવા દેવા"ની ને દીકરી દીકરા વહેલા પરણાવી દઈ, "લીલીવાડી" જોવાની ઘેલછા લાગેલી છે. કોઇને પ્રગતિ જોઇતી નથી—સમાજમાં હવે ગતિ પણ રહી નથી—કેવળ મંદતા અને જડતાને ધર્મને નામે લઈ ચલાવવામાં આવે છે. આવી દશામાં આ સમાજ કેટલા દહાડા ટકશે?"

તે પોતાની આફત ભૂલી ગઈ ને સમાજની અધોગતિનો ગંભીર વિચાર કરવા લાગી.

## પ્રકરણ ૪૧ મું.

### જયા મુંબઇમાં.

જયા શાંતિથી મુંબઈ આવી. કાંતિલાલને આ વાધણ આટલી બધી ઢીલી થશે એવી આશા ન્હોતી. તેણે અત્યાર સુધી જયાને એક પણ અયોગ્ય શબ્દ કહ્યો ન્હોતો તેનું જ આ પરિણામ હતું. જયા તેનો મનોભાવ સમજી ગઇ હતી. તેને એક રીતે કાંતિલાલની દયા આવતી હતી. તે બિચારો એક ભૂલભરી લગ્નપદ્ધતિનો ભોગ થઈ પડયો હતો. જયા પણ એક વેદીપર હોમાઇ હતી. ફરક એટલો કે કાંતિલાલ લગ્નને નામે ભજવાતા ફારસથી માલિક-દેવ-પતિ-પ્રભુ થયો હતો. જ્યારે જયા અખંડ સૌભાગ્યવતી ગુલામડી બની હતી. હિન્દુઓમાં મુત્સદીપણું એટલું બધું છે કે તેઓ આ દેખીતી ગુલામડીઓને ગુલામડી નથી કહેતા પણ અર્ધાંગના કહે છે. જયા બલાત્કારથી કોઇની અર્ધાંગના થવા માગતી ન્હોતી ને કાંતિલાલ બળાત્કારે પોતાનો હક્ક માગતો હતો. જયા ને કાંતિલાલ વચ્ચેના તુમુલ સંગ્રામનું મૂળ આ હતું.

જયાએ ઓરડીમાં પગ મૂકતાં જ પોતાના માતપિતાની ભયંકર ભૂલનું પ્રાયશ્ચિત કરવાને કાંતિલાલની પેટીઆ પેટે નોકરી કરનારી દાસીની ફરજ બજાવવા માંડી. "બુકસ્ટેન્ડ" પર અવ્યવસ્થિત પડેલાં પુસ્તકો સાફ કરી વ્યવસ્થિત કર્યાં. પાણિયારાપર ગમે તેમ પડેલાં વાસણો ઠેકાણે મૂકયાં. ઓરડીની મધ્યમાં પડેલો સ્ટવ-પુરૂષની ગૃહવ્યવસ્થાની અરાજકતાનું ચિન્હ-જયાએ યોગ્ય જગાએ મૂકયો! એ બધું કામ કરવા પહેલાં તેણે કાંતિલાલને ચ્હા બનાવી પાઇ હતી તે વાંચનારને કહેવાનું અમે ભૂલી ગયા. કાંતિલાલ જયાના વર્તનથી અજબ થયો.

"જયા! મને માફ કરશો?" તે બન્ને પરવાર્યા પછી કાંતિ-

લાલ ખુરશીપર બેસી બોલ્યો. તેના સ્વરમાં દીનતા હતી. તે પરાજયનો સ્વીકાર કરતો હતો.

" શાને માટે ?"

" મારા તારા તરફના ગેરવર્તન માટે. " જયા હસી.

" તમને ખરેખર પસ્તાવો થાય છે ?"

" હા, જયા ! જો હૃદય ચીરી બતાવાતું હોય તો હું તેમ કરવાને પણ તૈયાર છું. શા માટે મારી જીંદગી ધૂળમાં મેળવે છે ?"

" વળી પાછો તમે એવો સવાલ પૂછો છો કે જાણે હું તમારી જીંદગી ધૂળમાં મેળવતી હોઉં ! મેં તમને પહેલી જ રાતે—નહિ—પરણ્યા પછી સુરત આવતાં ટ્રેનમાં જ કહી દીધું હતું કે આપણા લગ્ન એ વસ્તુતઃ લગ્ન જ નથી. એ એક જંગલી—કરૂણ ફારસ હતો. બે અજાણ્યાં જીવોની હોળી કરીને સમાજે મિષ્ટાન્ન ઉડાવ્યાં હતાં. કાંતિલાલ ! એ લગ્ન ન્હોતાં પણ આપઘાત હતો—" ગંભીર સ્વરે જયા બોલી. તે જો બની શકે તો પોતાના માલિક સાથે સમાધાની કરવાને તૈયાર હતી.

" થનાર થઇ ગયું. પણ હવે..."

" હવે આપણે મિત્રો તરિકે ન રહી શકીએ ?"

" પણ તું મારી પત્ની..."

" વળી તમારી નજર મારા શરીરપર ગઇ કે ! " કંઈક મસ્તી, કંઈક ધિક્કાર, કંઈક વ્યંગથી હસીને તે બોલી: " તમને—પુરૂષોને બ્રહ્માએ કોણ જાણે ક્યા ચોઘડીઆમાં ઘડ્યા છે ! "

" ગમે તે ચોઘડીઆમાં ઘડ્યા હોય તેની મને પરવા નથી. જયા ! મને મારા ગૃહરાજ્યમાં શાંતિ જોઇએ છે, સ્નેહના ઉમળકા ને પ્રેમની મસ્તી જોઇએ છે."

" તમને તો આકાશના તારા હથેલીમાં જોઇશે. હું એ બધું ક્યાંથી લઇ આવું ?"

"ત્યારે શું મારે આમને આમ, ધગધગતા અંગારામાં જ જીવવું પડશે ?"

"જો તમે મારા પાંડવ થઇ શકો તો હું તમારી સાથે લગ્ન કરીશ." ગર્વથી મસ્તક ઉંચું રાખી જયા બોલી.

"નહિ તો ?"

"નહિ તો તમે માલિક ને હું દાસી !"

"છટ્ છટ્ ! એવી વાત ન કર–મારે તને દુઃખી નથી કરવી. જયા ! મારી ભૂલ થઈ હોય તો માફ કર, મારામાં ખામી હોય તો તું સુધાર. હું પશુ હોઉં તો તું મને માણુસ બનાવ..." કાંતિલાલની દીનતાની હદ આવી. જયા આ અચાનક પરિવર્તન સમજી શકી નહિ.

"મારા ભલા મિત્ર !–" તેના ખભાપર હાથ મૂકી જયા વ્હાલથી બોલી: "તમે જો પ્રથમથી જ આવી લાગણી રાખી હોત તો આપણી વચ્ચે ભયંકર દીવાલો ખડી ન થાત–"

"હવે તું મને ન ચાહી શકે ?"

"ચાહું–એક મિત્ર તરિકે–પતિ તરીકે નહિ."

"એનો અર્થ–"

"એનો અર્થ એ કે તમારી સાથે હું કદિ પરણી જ નથી."

"વળી પાછો એનો એ લવારો. અરે ગાંડી ! ઉપરથી ઇશ્વર નીચે આવે તો પણુ આપણાં લગ્ન રદ થવાનાં નથી."

"કાયદાની નજરે–સમાજની નજરે. પણુ મારી નજરે તો એ લગ્ન કદિ થયાં જ નથી ને થવાનાંય નથી.–"

કાંતિલાલે કપાળ કૂટ્યું.

"ત્યારે આખરે મારે સત્તાનો જ ઉપયોગ કરવો રહ્યો !" તેના સ્વરમાં જરા સખ્તાઇ આવી.

જયા ચમકી. તેનું જંગલી જાનવર પાછું પોતાની જાતપર જતું જણાયું.

"સત્તા! તમારી સત્તા!" તેની આંખ લાલ થઇ. કાંતિલાલ કોણ જાણે કેમ દબાઇ ગયો. તે જયાના રક્ત નેત્રો સામે ટકવાની શક્તિ ધરાવતો ન્હોતો.

"શાંત થા, જયા! હું નકામી હોળી સળગાવવા માગતો નથી. તને હું પૂર્ણ સ્વતંત્રતા આપવા માગું છું. કાલથી મારા મિત્રો આવશે. તારે જોઇએ તેમ કરજે; પણ પ્રભુને ખાતર મારી આબરૂ-પર પાણી ના ફેરવતી."

જયા શાંત થઇ બોલી: "તમને મારા ચારિત્ર્ય પર શક છે?"

"નહિ."

"તો બસ. જ્યાં સુધી હું તમારા છાપરા નીચે છું ત્યાંસુધી તમારી કીર્ત્તિને કદિ ડાઘ લાગવાનો નથી."

"આ વળી શું ધતિંગ? મારા છાપરાં નીચે છે ત્યાંસુધી! એટલે! પછી તું કયાં જવાની છે?"

"મારે તમને સ્પષ્ટ કહી દેવું જોઇએ કે મારા માતપિતાએ કરેલી ભૂલનું પ્રાયશ્ચિત મારાથી ખમાશે ત્યાંસુધી ખમી લઇને કર-વાને હું તૈયાર છું"

"ને પછી?–"

"પછી શું થશે તે હું જ જાણુતી નથી. તો તમને શું કહું?"

"જા–જા! ગાંડી! આવી વાત ન કર. તું આ ઘરની રાણી છે. સમજી! મારે દાસી નથી જોઇતી."

"જો તમે મને રાણી માનશો તો હું તમને રાજા બનાવીશ." આ મીઠા શબ્દો કાંતિલાલને બહુ ગમ્યા. તેણે નમ્રતાથી જયાનો હાથ પકડી તેપર ચુંબન કર્યું.

"બસ હવે ધરાયા?–" કહી જયા ખડખડ હસી પડી. કાં-

તિલાલ અનિમિષ હસ્યો: જયાની સત્તા તેનાપર પરોક્ષ રીતે જામવા લાગી.

બીજે દિને શનિવાર હતો. શાંતિથી બન્નેએ એ દિવસ પસાર કર્યો. કાંતિલાલ જયાની ભવ્યતાથી દબાઇને અથવા કોઈ બીજા કારણસર તદ્દન શાણો બની ગયો હતો. રવિવાર આવતાં કાંતિલાલનો ઉત્સાહ વધ્યો. આજે તેના મિત્રો સાથે પોતાની અપ્રતિમ પત્નીનો પરિચય કરાવવાની તેને તક મળવાની હતી.

પાછલા પહોરના ત્રણ વાગ્યા પછી પહેલો કનૈયાલાલ આવ્યો.

" આ ગુજરાતનાં લલિત કાવ્યોના ઈજારદાર ! " કાંતિલાલે જયા સાથે કવિતાના ઈજારદારની ઓળખાણ કરાવતાં કહ્યું.

" અને આ મારી પત્ની શાંતા !–" કનૈયાલાલે તે આવ્યા પછી ત્રણ મિનિટ પછી તેની પાછળ આવી ઉભેલી પોતાની પત્ની શાંતાનો પરિચય કરાવ્યો.

શાંતા એટલે નમ્રતા, સહિષ્ણુતા, દયા, પ્રેમ અને લાચારીનું મિશ્રણ ! વીસ વર્ષની જુવાન વય હોવા છતાં તેના ગાલમાં ખાડા પડી ગયા હતા. આંખોનું તેજ રૂદનથી ઝાંખું થયું હતું. શરીર બહુ લેવાઇ ગયું ન્હોતું છતાં તંદુરસ્તીનો અભાવ ચોકખો જણાઈ આવતો. જયાએ તરત જ તેની સાથે બ્હેનપણાં બાંધવાનો ઠરાવ કર્યો.

" તમે આટલાં દુબળાં કેમ ? શાંતા બ્હેન !–" તેણે હસતાં હસતાં પૂછ્યું.

" મુંબઇનાં પાણી !–" શાંતાને બદલે તેના કનૈયાએ જવાબ આપ્યો: " જાણો છોને જયા ભાભી ! તમેય છ મહિનામાં એના જેવાં થઇ જશો......મારાં કાવ્યો તમે વાંચ્યા છે ? "

" થોડાં થોડાં—"

" જુઓ આ આજે જ લખ્યું. શાંતા ! આ કાવ્ય મેં પાંચ

મિનિટમાં લખ્યું હતું ને ?" કહી કનૈયાએ શાંતા તરફ અર્થસુચક નજર નાંખી.

"હા–" દુબળો સ્વર સંભળાયો.

"વાંચ તો ખરો–" કાંતિલાલે અધીરાઇ બતાવી.

"સાંભળ, કાંતિ ! એન્ડ યુ, જયા ભાભી ! પ્લીઝ એટેન્શન !"

"આ વળી શું ? તમને ગુજરાતી ભાષા આવડતી નથી ?" જયા જરા કઠોર થઇ બોલી.

"નહિ, નહિ, એ તો સાળી ટેવ પડી ગઇ છે !...... હવે સાંભળો:

તારાં આ ઘેરાં નયનાંમાં
કઈ રતિએ કાજળ આંજ્યું છે પ્રિયે ?
નથી, નથી એ કોઇ માનવ કલા !
હશે કોઇ કલાઘેલા દેવનું એ જાદુ
સલ્તનતો આખીય આલમની
કુબેરના ભંડાર ને કાહરૂનના ખજાના–
ઓવારી નાખું એ નયનોના નૃત્ય સટે...!
"આ કાવ્ય છે ?"

"હા નિર્બંધ રસ ચરણાવલિનું એ કાવ્ય છે. સ્વતંત્રતાના આ યુગમાં અમે નથી માનતા પિંગલના પીંજરાને !–"

જયા મૌન બેસી રહી. એટલામાં મી. નીશાનાથ નાણાવટી, મી. બટુકલાલ બારભાયા, ને લાંબી દાઢીવાળા જસુભાઇ પધાર્યા.

"ત્રણ વર્ષના આરામ પછી–" આવતાંની સાથે જ જસુભાઇ આરામખુરશીપર પડયા-ન પડયા–એટલામાં જ નીશાનાથે વાગ્-ધારા વહેવરાવવા માંડી: "I beg your pardon Kantilal! Is this lady Mrs: Kantilal?" જયા પર નજર પડતાં જ નીશાનાથને યાદ આવ્યું કે પોતે અંગ્રેજી ભણેલો છે !

"Yes, she is my wife!"

"Oh ! Congratulations ! મિસીસ કાંતિલાલ ! તમને જોઈને મને ઘણો જ આનંદ થાય છે—ત્રણ વર્ષના આરામ પછી, કાંતિલાલ ! હું સાહિત્યક્ષેત્રમાં પાછો આવ્યો ને જુઓ મેં કેવું પરિવર્તન કરી મૂક્યું છે ? આ મારા નવા માસિક " જ્યોતિ " પર એક ઉડતી નજર નાખો. એમાંના ચિત્રો જુઓ–લેખો વાંચો–આધુનિક યુગની બધીય ચમત્કૃતિઓ એમાં મેં મારા આ જમણા હાથે ભરી છે ! " કલા બ્હેનનો કીકો " નામની આ ટૂંકી વારતાએ તો આખા ગુજરાતમાં ખળભળાટ મચાવ્યો છે..."

" તમે લેખક છો ? " જયાએ પૂછ્યું.

" લેખક ! એકલો લેખક જ નહિ પણ વકીલ, કવિ, લેખક, તંત્રી, મંત્રી, મુત્સદ્દી વગેરે વગેરે છું–"

" ને નાટ્યાચાર્ય ! " કનૈયાલાલે પૂર્તિ કરી.

"Oh yes ! That is my latest career ! મિસીસ કાંતિલાલ ! તમે મારાં નાટકો જોશો તો છક્ક થઇ જશો. નવચેતનના ઉડતા ફુવારા, નવજીવનના અનેરા લ્હાવા, હિમાલયના ઉચ્ચ શિખરપર વિરાજતાં શંકર પાર્વતીનો શૃંગાર ને એવી એવી અનેક રસમય પ્રસાદીઓ તમને મારાં નાટકોમાં મળશે. બીજે બધે બીભત્સ રસની છોળ ઉડે છે. જ્યારથી મેં રંગભૂમિપર પગ મૂક્યો ત્યારથી બધાય કલાહીન લેખકોના ઝાડઝંખાર મેં કાપીને સાફ કરવા માંડ્યા છે. દિવાનો, શયદા, પાગલ, રઘુનાથ બધાય મારા નામથી ધ્રુજે છે; કારણકે મારામાં ચમત્કૃતિ છે, આદર્શ છે, રમ્ય ભાવનાઓ છે, કૃષ્ણચંદ્રની કળા ને રાધિકાનો રસપ્રવાહ છે ! " નીશાનાથે પોતાના પરિચયની લાંબી પ્રસ્તાવના સંભળાવી. પણ જયાપર તેની કંઇ અસર થઇ નહિ.

" તમે મારા માસિકમાં કંઇક લખશો ? "

" હા, બનશે તો લખીશ પણ..."

" પણ શું ? ચિત્રોની મારી પસંદગી પર તમને કંઇ અશ્રદ્ધા છે ?

" જુઓની! તમે આ " કલા બ્હેનના કીકા " ની વારતામાં મેલીન્સ ફુડના ડબ્બાપરનું ચિત્ર મૂકી દીધું છે તે !" જયાથી આખરે ટીકા કર્યા વિના ન રહેવાયું.

" અરે તમે ભૂલો છો. એ તો ' આર્ટ ' છે "

" હું કંઇ લખું તેમાં આવી કળા મને નથી જોઇતી..."

નીશાનાથને લાગ્યું કે આ પંખી તેના સંઘની બહારનું છે. તેને વટલાવવાની તેને અનિવાર્ય જરૂર જણાઇ.

" અમારી મુશ્કેલીઓનો તમને ખ્યાલ નથી જયાકુમારી ! નહિ તો એક ઉગતા સાહસને કચડી નાખવાની નિર્દયતા તમે કદિ ન બતાવો–"

" હું તમને નિરૂત્સાહી કરવા માગતી નથી. તમારા ખોટા અહંને ડામવા માગું છું "

" તમે તો પુરૂષોને ડારી નાખો એવાં છો !" જેમ તેમ હસીને વકીલ સાહેબ બોલ્યા.

આખરે વાતચીત પૂરી થઇ. જયા ને શાંતા ચ્હા ને ચેવડો તૈયાર કરવામાં રોકાઇ ને પછી બધાંએ આનંદથી ચ્હા ને ચેવડાનો સત્કાર કરી રજા લીધી. જસુભાઇ આખો વખત ગંભીર મુદ્રા રાખી બેસી રહ્યા હતા.

" આ લોકો કેટલા કૃત્રિમ બની ગયા છે ? અસત્ ને સત્ માનનારો વર્ગ તે આ !" બધાં વિદાય થયા પછી જયાએ મત બાંધ્યો.

## પ્રકરણ ૪૨ મું.

### ભયંકર દગો.

લલિતા છેતરાઈ—રામશંકરને ચાહીને, તેનાપરથી જીવન ન્યોછાવર કરી નાખીને છેતરાઇ. તેનો દમ્ભી આશક તેની સાથે લગ્નગ્રન્થિથી જોડાવા માગતો જ ન્હોતો. લગ્ન કર્યાવિના પણ લલિતા સાથે દમ્પતીજીવન ગુજારવાની રામશંકરની દાનત હતી જ નહિ. તે એક ભોળી, વિશ્વાસુ અને સુંદર તરૂણીના જોબનનો બ્હાર લૂટી તેના ભાવીની લેશમાત્ર પરવા કર્યા વિના, તેનો અમાનુષી છળ કરવા માગતો હતો. ખુનીઓ, લૂંટારાઓ ને ચોરોના અરાજક કૃત્યો આવાં કૃત્યો કરતાં ઓછાં દોષપાત્ર છે.

ભીખાભાઇની ઓરડીમાં આવીને લલિતા પડી ત્યારથી તે રામશંકરના આગમનની પળો ગણુવા લાગી. મ્હાલી ડોશી શિવાય આ નવા ઘરમાં તે કોઇને ઓળખતી ન્હોતી. મુંબઇના ભયંકર વાતાવરણથી તે અજાણી હતી. બહારથી સુંદર દેખાતી મુંબઇની વિશાળ ચાલીઓમાં નરાધમ રાક્ષસોને પણ શરમાવે એવાં કાળાં કામો થઇ શકે એ બીના લલિતાની કલ્પનાની બહાર હતી. પ્રેમના પ્રથમ આવેશમાં–તરુણાનીઓના મોહના ઉન્માદમાં–તે સાનભાન ભૂલી હતી. મનુષ્ય નામનું બેપગું જાનવર કેટલી હદ સૂધી નિર્દય થઈ શકે તે તે જાણુતી ન્હોતી. પરિણામે એને નસીબે હૈયાફાટ રૂદન અને કારમું મરણુ જ લખાયું હતું તે જાણુવા માટે ભાવીના પરદા ચીરવાની તેની પ્રેમઘેલી આંખોમાં શક્તિ ન્હોતી. તે સ્ત્રી હતી અને સ્ત્રી તરિકે પુરૂષની બે ઘડીની રમતમાં તે હોમાઇ જવાની હતી.

"માજી! એ ક્યારે આવશે?" લલિતા વારંવાર આ પ્રશ્ન મ્હાલી ડોશીને પૂછતી.

"ગાંડી! આટલી બધી અધીરી કેમ થાય છે? પરણેલી સ્ત્રીઓ

પણ આટલી અધીરી થતી નથી–" બે ચાર દિવસ મ્હાલી ડોશીએ " આવશે, કંઈ કામ હશે." એવા મીઠા જવાબ આપ્યા કર્યા. પણ આજે તેણે જરા કંટાળીને ઉપલો જવાબ આપ્યો. એ જવાબ સાંભળી લલીની આંખે અંધારાં આવ્યાં. પરણેલી સ્ત્રીને પ્રિયતમ માટે અધીરા થવાનો હક્ક હોય–તેને નહિ–આ સ્પષ્ટ અર્થ તેના કોમળ મગજને ગુંચવી નાખવાને પુરતો હતો.

"પણ એ કહેતા'તા કે આપણી પાછળ એ તરત જ આવી પુગશે."

" હા પણ કંઈ કામ આવી પડયું હશે. એને માથે પણ જંજાળ પડી છે ને! તારી પાછળ એ ભગવાં લે એવી તારી મરજી છે?" મ્હાલી ડોશીના સ્વરમાંથી પ્રથમની મીઠાશ ઉડી જવા લાગી.

લલિતાએ ઉંડો નિસાસો નાખ્યો.

આ વખતે ભીખાભાઇ બ્હારથી હસતો હસતો ઓરડીમાં દાખલ થયો.

" એમનો કંઈ કાગળ આવ્યો ભાઇ!" આતુરતાથી લલિતાએ પૂછયું.

" હા, શમશંકરભાઈ હવે મુંબઇમાં જ રહેવા માગે છે. તમારે માટે ઘર પણ લેવાઇ ગયું—" ભીખાએ હસતાં હસતાં જવાબ આપ્યો.

" હેં!–" એ ક્યારે આવશે?"

" બે ત્રણ દિવસમાં આવીશ એમ લખ્યું છે. પણ તે પહેલાં તમને નવા ઘરમાં રાખી આવવાનું એમણે મને ફરમાવ્યું છે."

" હું એકલી?"

" નહિ રે! ડોશીમા તમારી સાથે છે ને! શમશંકરભાઇ બે ત્રણ દિવસમાં જ તમને આવી મળશે."

" ત્યારે તો સારૂં."

"લે, હવે ધીરજ વળી–" મ્હાલી ડોશીએ પાછો સ્નેહનો ઉમળકો બતાવ્યો. લલિતા હસી.

"બળ્યું. મારો જીવ જ એવો છે."

"એ આવે પછી ઓરડીમાં જ કેદ કરી રાખશે કે? બિચારાને બે ઘડી બહાર પણ જવા ન દેતી–" સ્મશાનમાં જવાની તૈયારી કરતી ડોશીને જુવાની સાંભળી આવવાથી તેણે વિનોદ કર્યો.

લલિતા શરમાઇને નીચું જોઈ રહી. બીજે દિવસે લલિતાને નવે ઘેર મોકલવાની ગોઠવણ થઈ. તેની ટ્રન્ક ગાડીમાં મૂકાઈ. મ્હાલી ડોશી તેની સાથે વિકટોરીઆમાં બેઠી. તેમની સામેની બેઠકપર ભીખાભાઈ બીરાજ્યા ને ચાબુકના ફટકારા સાથે ઘોડાગાડી પરેલમાંથી ઉપડી યોગ્ય વખતે કાંદાવાડીમાં આવી. ત્રણ માળના એક ઘર આગળ ગાડી ઉભી રહી. લલિતા ને ડોશી નીચે ઉતર્યાં. આ મકાનના પહેલા માળની બારીપર ઉભી ઉભી એક ફાંકડી પ્રૌઢા આ ગાડીની રાહ જોતી હતી. ગાડી આવતાં જ તેણે દાસીને નીચે મોકલી સામાન ઉંચકાવી લીધો ને ભીખાભાઈની સાથે લલિતા ને મ્હાલી ડોશીએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. ત્યારે એ બાઇએ તેમને હસતે મુખે આવકાર આપ્યો:

"આવો, આવો, બ્હેન તમારૂં નામ શું?"

"લલિતા!–" લલિતાએ જવાબ આપ્યો.

"બહુ મઝાનું નામ છે હો! અમારા કાઠિયાવાડમાં આવાં નામ પાડતાં નથી. જમના, ગંગા, ગોદાવરી એવા જૂના જમાનાનાં જ નામ ચાલ્યાં આવે છે. મારૂં નામ તારા. મારી ફોઈ જરા વધુ રસિક હશે હો! નહિ તો મને પણ કાવેરી કે ગોમતીને નામે ઓળખાવું પડત–" તારાએ લલિતાને આવતાંવાર પોતાની રસિકતા બતાવવા માંડી. આ નવી ઓળખાણ માટે લલિતા તૈયાર નહોતી. તે કોઈ ખાલી ઓરડીમાં નવું ઘર માંડવા આવી હતી. પણ અહિં નવો જ મામલો હતો.

"તમારે જરા પણ શરમાવાની જરૂર નથી બ્હેન ! આ ઘર મારૂં છે. તમે આજથી મારાં આહુત થયાં. તમારે ઘેરથી આવે ત્યાં સુધી તમને હું જરા પણ મુઝાવા દેવાની નથી. જુઓ, હું તમને તમારો ઓરડો બતાવું !..." આટલું કહી તારાએ લલિતાની આં ગળી પકડી ને તે તેને બીજે માળે તેડી ગઇ. મ્હાલી ડોશી પણ તેમની પાછળ ઘસડાઇ.

બીજા માળપર એક દિવાનખાનું ને બે ઓરડીઓ હતાં. દિવાનખાનાના મધ્યભાગમાં આરસનું રાઉંડ ટેબલ શોભી રહ્યું હતું. તેની આસપાસ ચાર બેન્ટવુડની ખુરશીઓ હતી. ટેબલપર સુંદર ચીનાઈ કાચનું ફૂલાવરવાઝ હતું. દિવાલ આગળ બે મુલાયમ સોફાઓ પડયા હતા ને એક ખુણામાં ઉત્તમ કારિગીરીના નમુના રૂપ કબાટ પડયું હતું.

"આ તમારૂં દિવાનખાનું! ગમશેને લલિતા બ્હેન!" તારાએ આ ભવ્ય દિવાનખાનું જોઇને સ્તબ્ધ બની ગયલી લલિતાને પૂછયું.

"આટલો બધો ખર્ચ કોણે કર્યો ?"

"તારા મનમાં છે તેણેસ્તો!" મ્હાલી ડોશીથી બોલ્યા વિના ન રહેવાયું.

લલિતાની મનોદશા વિહ્વળ થઈ ગઈ. તેણે આ વાત સાચી જ માની લીધી. રામશંકર તેને સ્વર્ગમાંજ જીવન પૂરૂં કરાવવા માગતો હતો એવી તેની ખાત્રી થઈ ગઇ. "ઓ મારા વ્હાલા!" તેનાથી મનમાં બોલાઈ ગયું. તેને વ્હાલનો ઉમળકો આવ્યો.

"હવે તમારૂં શયનગૃહ જુઓ–" તારાએ લલિતાને બીજા ઓરડામાં લઇ જતાં કહ્યું.

બીજા ઓરડામાં પલંગ હતો. પલંગપર ઝીણી મચ્છરદાની લટકી રહી હતી. પલંગપર મશરૂની તળાઇ, સફેદ ચંદની જેવી ચાદર

અને ચાર પાંચ રેશમી ઉશીકા પડયાં હતાં. પલંગની બાજુમાં એક આરામખુરશી હતી. તેપર માથું અઢેલવાની જગાએ મખમલના ગલેપવાળું મોટું ઉશીકું મૂકેલું હતું. બાજુમાં એક નાની ટીપાઇપર પાનનો રૂપેરી દાબડો હતો. દિવાલપર ભાતભાતનાં મોહક ચિત્રો શોભી રહ્યાં હતાં. લલિતાને એમ જ લાગ્યું કે તે સ્વપ્નું જોઈ રહી છે !

" હવે રસોડામાં ચાલો—"

લલિતાએ લથડતે પગે રસોડામાં પ્રવેશ કર્યો. ત્યાં અભરાઇપર ચકચકિત વાસણોની હાર ગોઠવવામાં આવી હતી. પણિયારાપર તાંબાપીતળનાં બેડાં શોભી રહ્યાં હતાં. ખાળ આગળ પીતળની ડોલમાં પાણી ભરેલું હતું. જાણે કોઇ આદર્શ ગૃહિણીએ પ્રિયતમના સત્કાર માટે બધી તૈયારી અગાઉથી કરી રાખી હોયની એવો આ સ્થળનો દેખાવ હતો.

" ગમે છે ને ?" તારા મલકાઇને બોલી.

" વાહ ! કેમ ન ગમે ? " ઈંદ્રનું ઘર પણ આટલું સુંદર નહિ હોય—" ભોળી ડોશી બોલી.

" પણ એમણે આટલો બધો ખર્ચ શા માટે કર્યો ? અમને આટલી બધી ચીજોની જરૂર નથી—" હિંદુ સ્ત્રીનો આત્મા પોકારી ઉઠયો: " આ બધી ચીજો પૈસાદાર માણસોને શોભે. અમે તો ગરીબ રહ્યાં. "

" બ્હેન ! મુંબઇમા ગરીબી જેવી કોઈ ચીજ જ નથી. બધાને અહીં જે જોઇએ તે મળી રહે છે. નકામી ચિંતા ના કરો. તમારા ઘરનાએ ભીખાભાઇ પાસે આ બધી ચીજો મંગાવતાં પહેલાં બધો વિચાર કરી જોયો હશે !" તારા નયન નચાવતી બોલી. આ સ્ત્રીના વર્તનમાં કંઇક એવું હતું કે જે લલિતાને ન ગમ્યું અને છતાં તે પોતાની નાપસંદગી વ્યક્ત કરી શકી નહિ. ગરીબ બિચારી !

લલિતા અવાક્ જેવી રસોડા અને શયનગૃહ વચ્ચેના બારણા-

ના ઉંબરપર ઉભી હતી. તેના મગજમાંથી વીજળી વેગે અનેક વિચારો વહી જતા હતા. આ બધી વાત સાચી હશે ? શામશંકર આટલો બધો શ્રીમંત હશે ? આ તારા વળી કોણ છે ? શામશંકર અહિં આવવાને બદલે પરાયા માણુસો પાસે શા માટે આવી વ્યવસ્થા કરાવે છે ? આ પ્રશ્નો લલિતાને મુઝવી રહ્યા હતા અને એ બધા પ્રશ્નોનો જવાબ આ વખતે તેનું પ્રેમઘેલું હૃદય આપી શક્યું. સુરતમાં લલિતા ગૂમ થવાથી હોહા થઈ રહી હશે; કાંતિલાલે તેની શોધ માટે આકાશ પાતાળ એક કરી નાંખ્યાં હશે; કદાચ શામશંકરપર પણ પ્રત્યક્ષ અથવા પરોક્ષ શંકા ગઈ હશે, તેથી તે આબરૂ બચાવવાને વહેલો વહેલો મુંબઇ નહિ આવતો હોય—એમ લલિતાએ માની લીધું અને પોતાના સુખને માટે આટલી બધી કાળજી રાખનાર શામશંકર તરફ તેનું હૃદય આભાર ને પ્રેમની લાગણીથી ઉભરાવા લાગ્યું.

"ચાલો બ્હેન ! નીચે ચ્હા ઠંડો થઇ જશે" તારાએ પાછો લલિતાનો હાથ પકડયો.

" હું હમણાં જ ચ્હા પીને આવી—"

"તેથી શું ? મારી મહેમાનગીરી તો ચાખો—"

લલિતાથી ના ન પડાઈ. બધાં પહેલા માળના દિવાનખાનામાં જઇ રાઉંડ ટેબલની આસપાસ ગોઠવાયાં ને ચ્હાના પ્યાલા મંડાયા.

"હવે અહીં તો ગમશે ને લલી બ્હેન ?" ભીખાભાઈ ચ્હાનો ઘુંટડો ગળે ઉતારી બોલ્યો.

" હા ઘણું સારૂં ઘર છે."

" તારા બ્હેન લાખ રૂપીઆના માણુસ છે સમજ્યાં ? ઘણાં ઘરવાળાં મેં જોયાં છે પણ તારા બ્હેન તે તારા બ્હેન ! પ્રભુએ આટલું બધું આપ્યું છે પણ અભિમાનનો છાંટો પણ નહિ !"

"ભલાની ભલી વાત ભાઇ!" મ્હાલી ડોશીએ ચાલતી ગાડી હાંકી.

"અભિમાનીના ઘર ખાલી, ભીખાભાઈ! આ સંસારમાં કોઇ કોઈનું નથી. ચાર દહાડાની ચાંદરણીમાં અભિમાન શું?" તારાએ વેદાંતનો ઉભરાઈ જતો સાગર ખાલી કરવાની જરૂર જોઇ.

લલિતા તારા તરફ તિક્ષ્ણ નજરે જોઇ રહી હતી. તારાની ઉમ્મર આશરે અઠાવીશેક વર્ષની હશે. કાઠીયાવાડના પાણીથી તેનું શરીર બંધાયું હતું. ગીરનારના પર્વતોપર કૂદી કૂદીને તેણે શક્તિ મેળવી હતી. ગીરનારની તળેટીમાં આવેલા એક નાના ગામમાં તેનો જન્મ થયો હતો. ખવાસણની છોકરી જન્મથીજ ખુબસુરત હતી પણ ચાર પાંચ વર્ષની ઉમ્મરે તેને શીતળા આવ્યા ને તેના ડાઘ આજ સુધી કાયમ રહ્યા હતા. તે જુવાનીમાં આવી ત્યારે તેના લગ્ન કરવાને બદલે તેની જમાનાખાધેલ માએ તેને સોનાની ટંકશાળ બનાવવાનો વિચાર કર્યો ને બન્ને મુંબઈ આવ્યાં. મુંબઈના દશ વર્ષના વસવાટમાં બન્ને માદીકરી પાસે લગભગ લાખેક રૂપીઆની દૌલત જમા થઇ ગઇ. કાઠીઆવાડનું નાનું ગામ બન્ને ભૂલી ગઈ હતી. કોઈ ખવાસના છોકરાની સ્ત્રી તરિકે એ પાંચ બચ્ચાંની મા થવા કરતાં તારાને મુંબઇનું મોજીલું જીવન વધુ ગમી ગયું હતું અને આજે તે કાંદાવાડીમાં એકહથ્થુ સત્તાની સ્વામિની ગણાતી હતી. પૈસાને જોરે, ગમે તેવાં નીચ માણસો પાસે કાવત્રાં કરાવીને ગમે તે કુળની–ગમે તે જાતની–નિરાધાર કન્યા, લાચાર વિધવા અથવા દુ:ખી પત્નીને આશરો આપવાનું "પરમાર્થી" કામ કરી આ બાઇ ધનના ઢગલા એકઠા કરતી. સમાજના અનેક પ્રતિષ્ઠીત પુરૂષો એની ગુલામગીરી કરવામાં લ્હાવો માનતા. એકાદ બુલબુલ પકડી લાવવા માટે એને અગાઉથી હજારો રૂપીઆના બાનાં અપાતાં ને આ "પ્રમાણિક" બાઈ એ બધા સોદાગરોના સાટાં વફાદારીથી પાર ઉતારતી!

વાંચનાર, તારે મુઝાવાની જરા પણ જરૂર નથી. જે ખુલાસા માટે તું આતુર છે તે જ ખુલાસો અમે હવે કરવા માગીએ છીએ.

રામશંકર સાથે પુનર્લગ્ન કરવાની લલિતાએ સુરતમાં માગણી કરી ત્યારથી જ તે ચમકયો હતો. જો તેનું ચાલતું હોત તો તે જ પળે તે છૂટાછેડા કરી નાખત. પણ લલિતા ગર્ભવતી હતી તેથી તે ડર્યો. તેને પોતાનું પાપ છતું થવાની બીક લાગી ને એ નીચ હીચ કારાએ નિર્દોષ વિધવાને ધગધગતા અંગારામાં હોમી દેવાનો નિશ્ચય કર્યો. બહારથી ધર્મનિષ્ટ ગણાતા મંડળોમાં છડેચોક લોહીના વેપારના સાટાં કરનારાઓનો તોટો હોતો નથી. તેણે પ્રથમથી જ મ્હાલી ડોશીને પોતાના કામ માટે સાધી રાખી હતી. લલિતાનો કાંટો કાઢી નાખવા માટે તેણે મ્હાલી ડોશીને વધુ લાંચ આપી ને પાનને ચુનો લગાડવા જેટલા વખતમાં એ નિપુણ ડોશીએ લલિતાનું સાટું કરવાનું વચન આપ્યું. ભીખાભાઇ મુંબઇની આ નીચ " વેપારી પેઢી " નો કારભારી હતો. મ્હાલી ડોશી સાથે તેણે અનેક આવા સાટાં અગાઉ કર્યાં હતાં. મુંબઇ આવતાં જ ડોશીએ ભીખાભાઇને લલિતાની વાત કરી ને ભીખાભાઇએ રૂ. ૭૦૦) માં તારા સાથે સાટું નક્કી કર્યું. તારાને એ પણ કહેવામાં આવ્યું હતું કે લલિતા વણિકકુળની વિધવા છે, ઘરમાંથી નાસી આવી છે અને ત્રણ મહિનાનો ગર્ભ તેના પેટમાં છે. તારા માટે આ સોનેરી તક હતી. ઉંચા કુળની ગર્ભવતી વિધવા પ્રાણ જતાં પણ તેના ઘરમાંથી નાસી જવાની નથી અને તેથી તેની પાછળ સાતસો રૂપીઆ કડવા કરવામાં જરા પણ સાહસ નથી એવો વિચાર કરી તેણે સો સો ના સાત ટૂકડા ભીખાભાઇને ગણી આપ્યા. ટુંકમાં લલિતા–હિન્દુસમાજની એક કોમળ કુસુમકલિ–બજારૂ ચીજની પેઠે વેચાઇ !

તારા પ્રૌઢા હતી. આળસુ આયશઆરામની જીંદગી ગાળવાથી તેનુ શરીર સ્થુળ થઈ ગયું હતું. તેનું મ્હોં ગોળ ભરાઉ ને દેખાવડું હતું. પણ તેપર શીળીના ઝાંખા ડાઘ હોવાથી તેની ખુબસુરતી

જરા ઝંખવાતી ! આ ખોડ ઢાંકવા માટે તે ચોવીસે કલાક મ્હોપર પાઉડર લગાવતી. તેના માથાના વાળ વાંકડીઆ હતા. અને તે ભાતભાતના આકારમાં ગોઠવીને તે પોતાની સુંદરતા વધારવાનો પ્રયાસ કરતી. તેની આંખો એકવાર ભલભલાને પાણી પાય એવી હશે પણ હવે એની વિશાળ, કાજળવાળી આંખો જરા વિકરાળ લાગતી હતી. એની આંખોમાં જુવાનીનો મદ ન્હોતો, સ્ત્રીસુલભ લજ્જા ન્હોતી. પણ એક બેદરકાર દારૂડીઆની આંખોની ભયંકર ખુમારી હતી. એ આંખો જાણે એવો પોકાર મારતી કે દુનિયાના બધાય પુરૂષોને આ નયનોના ઘા એકવાર લાગ્યા હશે પણ એ નયનશર છોડનાર આંખને કોઇ પાગલ કરી શકયું નથી ! લજ્જાહીન બેદરકાર જીવનમાંથી જીવનમાં જે જાતની વિકરાળતા આવે છે તેવી વિકરાળતા તેની આંખોમાં આવી હતી. તેના દાંતની બત્રીસી હજુ અખંડ હતી પણ ચાલુ મિસ્સી લગાવવાથી તેના દાંત કાળા થઇ ગયા હતા. એ જ્યારે હસતી ત્યારે કોઇ સ્ત્રી નહિ પણ કોઇ લાગણીહીન–સંસ્કારહીન બલા હસતી હોય તેવો કર્કશ અવાજ કુદરતની મીઠી શાંતિ ભેદી નાખતો. તેની છાતી હદબહારની ફુલેલી હતી અને પેટ લાડુભટના સંતોષી પેટનો ખ્યાલ આપે એવું હતું. હાથણી જેવી બેદરકારીથી તે ધીમાં ડગલાં ભરતી પણ એની ચાલમાં મોહકતા ન્હોતી. પખાલ જેવા પેટવાળા ઘણાય ભાટીઆ ગૃહસ્થો ચાલે છે એવી એની ચાલ હતી.

" હવે હું રજા લઉં તારા બ્હેન ! લલી બ્હેનની સંભાળ રાખજે...."

" તમારે એમની પણ જરા પણ ચિંતા કરવી નહિ. આજથી એ મારી માજણી બ્હેન થઈ સમજ્યા ! " તારા હસીને બોલી. પ્રત્યુતરમાં ભીખો માર્મિક હાસ્ય કરી ત્યાંથી ચાલી ગયો.

## પ્રકરણ ૪૩ મું.

### " સંધ્યા " પત્રનો રિપોર્ટર.

ઇન્દુલાલ અમદાવાદ છોડી મુંબઇ આવવા ઉપડયો ત્યારે તે મુંબઈને અલકાપુરી માનતો હતો. દરરોજ સ્હવારના પહોરમાં આવતાં મુંબઈનાં પત્રો તેને અમદાવાદમાં ખાત્રી આપતાં કે મુંબઈ ઈંદ્રપુરી સાથે સ્પર્ધા કરનારૂં શહેર છે; મુંબઇમાં અન્યાયની સામે બાથોબાથ લડનારા શહીદો પડયા છે; જગતનો એક પણ બનાવ મુંબઇના જાગતાજોધ નેતાઓની ચાળણીમાં ચળાયા વિના રહેતો નથી; દરરોજ મારવાડી વિદ્યાલય ને ચોપાટીનો કિનારો પ્રખર દેશભક્તોની વીરહાકથી ગાજી રહે છે; દરેક ઉમદા પ્રવૃત્તિને મુંબઇ વધાવી લે છે; મુંબઈના નેતાઓ અને મુંબઇના પત્રકારો પ્રજાકલ્યાણનો વિચાર કર્યા વિના પાણીનો ઘુંટડો પણ પીતા નથી. એવી એવી અનેક વાતો ઈન્દુલાલે મનુષ્ય જાતિપરના અખંડ વિશ્વાસથી માની લીધી હતી. એ બિચારાને ખબર ન્હોતી કે મુંબઇના વર્તમાનપત્રો મુંબઇની રંગભૂમિનો પરદો બતાવે છે ! એ પરદાની પાછળ કેવા સેતાની ખેલ ખેલાય છે તે જાહેર કરવાની કોઇને પડી નથી. મુંબઇમાં જઇ દેશસેવા અને સમાજસેવા કરવાની ઇન્દુલાલને હોંસ હતી. તેને પત્રકારોએ છાતીપર હાથ મૂકી ખાત્રી આપી હતી કે મુંબઇમાં સ્ત્રીઓ માટે, પતિતો માટે, કેદીઓ માટે, અંત્યજો માટે અને બાળકો માટે અનેક સંસ્થાઓ સેવાપરાયણવૃત્તિથી ઝુઝી રહી છે. આ સંસ્થાઓમાં જોડાઈ, રંક હિંદુસમાજની સેવા કરી ભારતમાતાને ચરણે ફુલની પાંખડી અર્પવાનો તેણે નિશ્ચય કર્યો હતો. ટ્રેનમાં તેણે એવા જ વિચારમાં સમય પસાર કરી નાખ્યો. વચમાં વચમાં જયાના—કુસુમના વિચાર આવતાં તે મલકાયો. જયાએ તેના હૃદયપર પ્રબળ અસર કરી હતી. જયા સમાજની દષ્ટિએ કાંતિલાલની પત્ની થઇ ચૂકેલી હોવા છતાં તે પોતાના અતરાત્માના

બળથી જે યુદ્ધ લડી રહી હતી તે જોઇ તે મુગ્ધ થયો હતો. આવી દિવ્ય રમણી માટે, આવી આદર્શ આર્યરમણી માટે પ્રાણ ન્યોછાવર કરવો એ ઓછામાં ઓછો આત્મભોગ છે એવી તેની માન્યતા થઇ હતી. જયાનું તેની ગેરહાજરીમાં શું થશે, તે તેને પાછી મળશે કે નહિ, કુસુમનું જીવન હવે કઇ દિશાએ વહેશે, આ બે રમણીઓ ગુજરાતના હિન્દુસમાજમાં કેવું પરિવર્ત્તન કરશે, સમાજ તેમની કેવી દશા કરશે–આદિ અનેક પ્રશ્નપરંપરા ઇન્દુલાલના યુવાન મગજને ગુંચવી રહી હતી. ચર્નીરોડના સ્ટેશનપર ટ્રેન આવીને ઉભી રહેતાં તે પ્લેટફોર્મપર ઉતર્યો. તેનો મિત્ર રમણલાલ તેને લેવાને સ્ટેશનપર આવ્યો હતો. હેલકરીને માથે ટ્રંક ચઢાવી બન્ને મિત્રો ભૂલેશ્વરને રસ્તે પડયા ને મુંબઈ માટે ઇન્દુલાલે માની લીધેલી વાતો જૂઠી ઠરવા માંડી. તેણે મુંબઇમાં કળા અને સ્થાપત્યના વિધવિધ નમુના જોવાની આશા રાખી હતી. તેને બદલે તેણે કળાહીન પત્થરોના ગંજ ખડકેલા જેયા. મુંબઇની ચાલીઓમાં કળા નથી. મનુષ્યના આરામ માટે, મનુષ્યના નિવાસ માટે આ ચાલીઓ બંધાતી નથી; પણ કોઇ મોટી ફાંદવાળા શ્રીમંતના છોકરાઓને એદી ને વિલાસી જીંદગી ગાળવાની સગવડ થાય તે માટે વધુમાં વધુ ભાડું ખાવાની નીચ દાનતથી આ શહેરના મકાનો બાંધવામાં આવે છે. રસ્તે ચાલતાં જ ઇન્દુલાલે જોઇ લીધું કે મુંબઇમાં શાંતિને બદલે અકુદરતી ધમાલ હતી. મોટરો ને ઘોડાગાડીઓની ધમાલ, કુતરાની પેઠે રોટલો મેળવવા આમથી તેમ દોડતા પ્રભુના બાળકોની નાસભાગ, વચમાં વચમાં નજરે પડતી પીળી પાઘડીવાળી પોલીસની ભયંકર મૂર્તિ ને બે રસ્તાના મેળાપ આગળ હાથમાં સોટી લઇ ઉભેલો ગોરો કોન્સ્ટેબલ! ભયંકર રાક્ષસ જેવી દઢતાથી ઉભેલાં અનેક એકજ જાતના કળાહીન મકાનોની હારો, ગલી ગલીએ બે પાંચ બચ્ચાંની ફોજ સાથે ભીખ માગતી ફરતી ભીખારણો, દશ દશ પંદર પંદર વારને છેટે પાનવાળાની દુકાન ને હોટલો! આ દેખાવ મનુષ્યથી જેવાય એવો નથી

ને છતાં બાર લાખ માણુસો આ ભયંકર શહેરમાં વસે છે એ સાચી વાતનો જ્યારે વિચારક વિચાર કરે છે ત્યારે તેને કમ્પારી છૂટે છે.

રસ્તામાંજ રમણુલાલે ઇન્દુલાલને વધાઇ આપી:

" ઈન્દુ, તું છે તો ભાગ્યશાળી હો ! "

" કેમ ? "

" તારે માટે નોકરી તૈયાર છે. "

" ક્યાં ? "

" તને ગમે ત્યાં જ. "

" વર્ત્તમાનપત્રમાં ? "

" હા. અહિંના " સંધ્યા " પત્રની ઓફિસમાં એક જગા ખાલી છે. "

" કામ શું ? " ઈન્દુલાલે ઉત્સાહમાં આવી પૂછ્યું.

" તંત્રી ખાતાનું. "

" ત્યારે તો સોના કરતાં પીળું. આજે જ મળી આવીશ. "

" હા. જમીને મળી આવજે. "

ઈન્દુના પગમાં જોર આવ્યું. તેણે અચાનક રોજીનું સાધન મળી જશે એવી આશા રાખી ન્હોતી. રમણુલાલ ગુજરાત કોલેજમાં ભણુતો ત્યારથી તેને તેની સાથે મૈત્રી બંધાઇ હતી. અને એ મૈત્રીને લીધે તેને મુંબઇમાં પગ મૂકવાનું ઠેકાણું મળ્યું હતું એટલું હાલ તુરત તેને માટે પૂરતું હતું. રમણે તેને જે ખબર આપી તેથી તેના દુ:ખી દીલમાં નવી નવી આશાઓ ઉત્પન્ન થઈ.

બન્ને મિત્રો ઘેર આવ્યા. રમણુ ભૂલેશ્વરના ત્રીજા ભોયવાડામાં રહેતો હતો. તેને ને તેની પત્ની મણીને બાર ચોરસ ફીટ જગામાં જીંદગી ગાળવાની ફરજ પડી હતી. ઈન્દુલાલ રમણુની ઓરડી જોઇ આભો જ બની ગયો. એની નાની ઓરડીની બે ત્રણુ ફીટ જગા રસોડા

માટે અલાહેદી રાખેલી જગામાં ગઈ હતી. એક બાજુ એક શેતરંજી પાથરી હતી ને તેની નજીક રમણની એક ડેસ્ક તથા થોડાંક પુસ્તકો પડયાં હતાં. ઓરડીમાં થોડાંક વાસણો હતાં. એક ખુણામાં બે ત્રણ ગાદલાં ડામચીઆપર પડયાં હતાં. દિવાલપર ખીલા ઠોકીને રમણે પોતાનાં વસ્ત્રો ટાંગ્યા હતાં ને તે ઉપરાંત બે ત્રણ દેશભકતોની છબીઓ દિવાલ પર શોભતી હતી. મુંબઈ યુનીવર્સીટીના ગ્રેડયુએટ—ભારતવર્ષના એક તરૂણ નાગરિકનું આ ઘર! એને એક બોથડ, અક્કલ વગરનો, ફક્ત પૈસાને જોરે શેઠ ગણાતો ભાટીઓ વેપારી મહિને સાઠ રૂપિયાનો પગાર આપતો તે એનાપર ઉપકાર રૂપે! પાંચ રૂપિયા પગાર વધારવાની વાત સાંભળતાં જ રમણના શેઠને ૧૦૫ ડીગ્રી તાવ આવી જતો. તેની ખાસ માન્યતા એવી હતી કે તેના નોકરો વધારે પૈસા મેળવીને ચળિત—માયારૂપ લક્ષ્મી સાથે પાનો પાડે તેમાં તેમનું કલ્યાણ નથી. એ બિચારો એના બધા નોકરોને "બાવા" બનાવીને સીધા સ્વર્ગમાં મોકલવાની અહોરાત્ર ચિંતા કર્યા કરતો; પણ દુનિયા કેવી કૃતઘ્ન છે? એ ભલા શેઠને બધા "સ્વાર્થી મુડીવાદી" કહી નાહક વગોવ્યા કરે છે! એની આંતરિક ઇચ્છા એના નોકરોને આત્મભોગના ઉચ્ચતમ શિખર પર મોકલવાની જ છે એમ માનીને એના નોકરો સંન્યાસીના દંડ કમંડળથી સંતોષ માનતા થઇ જાય તો ભારતવર્ષને વહેલું સ્વરાજ મળે તે વિષે તેને જરાપણ શંકા ન્હોતી. હરામના લાડુ ખાઈને પેટ વધારનારા બ્રાહ્મણની પેઠે રમણના શેઠની ફાંદ પણ ફુલેલી હતી. એ શેઠની અક્કલના બે ચાર નમુના રમણે ઇન્દુલાલ સમક્ષ રજુ કર્યા—ઇન્દુલાલ પેટ પકડી હસ્યો—રમણની પત્ની મણી પણ હસી—પણ એ બધાંનાં હાસ્યની પાછળ મૂડી અને મજુરી વચ્ચેના ભયંકર અને ત્રાસજનક યુદ્ધનો જવાલામુખી ધુંધવાઈ રહ્યો હતો.

નાહી ધોઇ બન્ને મિત્રોએ સુખદુઃખની વાતો કરી ને સાડા દશ વાગે જમીને બન્ને બહાર નીકળ્યા.

" હું તને ' સંધ્યા'ની ઓફીસ બતાવી મારી ઑફિસમાં જઇશ " રમણે બહાર નીકળતાં કહ્યું.

" તને મોડું તો નહિ થાય !"

" નહિ. "

બન્ને ટ્રામમાં બેસી કોટમાં ગયા. હૉર્નબીરોડ પર ' સંધ્યા ' પત્રની ઑફિસ હતી. રમણ ઇન્દુલાલને ત્યાં મૂકી પોતાને રસ્તે પડયો.

' સંધ્યા ' દર સાંજે પ્રગટ થતું સાર્વજનિક પત્ર હતું. તેના અધિપતિ અને માલીક મી. એદલજી આદુખાઉ નવસારીમાં એકવાર પીઠું ચલાવતા હતા. દારૂની પ્યાલીઓ ભરી ભરીને પાતાં પાતાં તેમને "શરાબની મસ્તી" ચઢી ને એ મસ્તીએ તેમના દીલના કોઇક ખૂણામાં છૂપાઇ રહેલી દેશભક્તિમાં પૂર આણ્યું. પોતાના દીકરાને પીઠાંનો 'ચાર્જ' સોંપી મી. આદુખાઉ મુંબઇ આવ્યા—એક છાપખાનું ખરીદ્યું—એક ચંચળ ફ્રેણુના 'પારસી જવાન' ને મદદનીશ અધિપતિની ખુરશી પર બેસાડયા ને ' સંધ્યા ' દ્વારા પ્રજાસેવા કરવા માંડી. પ્રજાને માટે, પ્રજાકલ્યાણને ખાતર પ્રાણ ન્યોછાવર કરી નાખવાને આ પત્રના ચાલકો તૈયાર હતા, તે વિષે કોઇએ શંકા કરવાની જરૂર નથી. તેમણે ' અમે પોતે ' તરિકે પોતાનો પરિચય કરાવતાં જ ગુજરાતની પ્રજાને ખાત્રી આપી હતી કે ' ઉપરથી આકાશ નીચે આવે, સૂર્ય પશ્ચિમમાં પ્રગટે, ચંદ્રમા પોતાની શીતળતા બંધ કરે પણ ' સંધ્યા ' કદિપણ પ્રજાસેવા કરવામાં પાછી પાની નહિ કરે. '

ઇન્દુલાલ આ ઉમદા પત્રદ્વારા પ્રજાસેવા કરવાની મળનારી તક માટે પોતાને ભાગ્યશાળી માનતો હતો. એક પળ તે ઓફીસના મકાન આગળ ઉભો રહ્યો. દરવાજા આગળ એક ભૈયો જાડી ડાંગ લઇને સ્ટુલ પર બેઠો બેઠો દાઢીપર હાથ ફેરવતો હતો. દરવાજામાં દાખલ થતાં જ કાળા મેશ જેવા શરીરના બે ચાર બાલરો ફાટેલે કપડે પેપરના ફરમા મશીન રૂમમાં ઉપાડી જતા જણાયા. ઇન્દુ-

લાલ ધીમે પગલે દાદર ચઢી ઓફીસમાં ગયો. બીજે માળે એક નાની ચેમ્બરમાં મદદનીશ અધિપતિ બીરાજતા હતા. અત્રે વાંચનારને જણાવી દેવું જોઇએ કે આ પત્રના માલિક અને અધિપતિની લેખનશક્તિ એમના ચાર ચોપડી ભણેલા કારકુન કરતાં જરાપણ ચઢીયાતી ન્હોતી. પત્રનું બધું કામ પેલા 'ચંચળ ઝેર'ના જવાન મદદનીશ અધિપતિ મી. મંચેરશા મકોડી જ કરતા ને ઈન્દુલાલને આ મી. મકોડીને જ મળવાનું હતું.

મી. મકોડીના ઓરડા આગળ એક સિપાઇ પહેરો ભરતો હતો.

"કોણુલા ભેટાયચા આહે!—" સિપાઈ ઇન્દુને જોઇ બોલ્યો.

"અધિપતિલા—"

"આ કાગદાવર તુમચ્યા નાંવ લીહુન દા—"

ઇન્દુએ કાગળપર નામ લખ્યું—મળવા આવવાનું કારણ જણાવ્યું. બે મિનિટમાં પટાવાળો પાછો આવ્યો ને ઇન્દુલાલને "સાહેબ" ની હાજરીમાં ઉભા રહેવાની રજા મળી.

મી. મંચેરશા મકોડી પાંત્રીસ સાડત્રીસ વર્ષના ગૃહસ્થ હતા. તેમની આંખો લાખો પત્રો વાંચવાથી ઝાંખી થવાથી ચશ્મા જડિત કરવાની તેમને જરૂર પડી હતી. "સંધ્યા"ના વાચકોની જુવાની અખંડ રાખવાને માટે તેઓ વિંધ્યાચળ ને હિમાલયના મહાત્માઓની પ્રસાદીથી મળેલી જડીબુટ્ટીઓ ને યાકુતીઓ વેચનારાઓની જાહેરખબર ભમરડા જેવડા અક્ષરે ફક્ત દેશસેવાને ખાતર પ્રગટ કર્યા જતા; પણ એ ગોળીઓ યા જડીબુટ્ટીનો ઉપયોગ કરી પોતે પોતાના "ક્ષણભંગુર દેહ"ની જતન કરવાની જરાપણ પરવા કરતા નહિ. નવસારીમાં આ પત્રના માલીક જે પીઠું ચલાવતા હતા તેમાંથી વેચાતો દારૂ માણસોને પાયમાલ કરવાને બદલે તેમને "જહાંગીર ને નુરજહાં"ની લહજ્જત જ ચખાડતો હતો એવી તેમની ખાસ માન્યતા હતી. બીજા પીઠાંવાળાંઓ પ્રજાના આમવર્ગનું સત્યાનાશ

વાળવાનો ધંધો લઈ બેઠા છે ને એ નાપાક ધંધો કરનારાઓ આખરે દોજખમાં જ જવાના છે તે વિષે મી. અંકોડીને લેશ માત્ર શંકા ન્હોતી. સ્કૅાચ વ્હિસકી, એનેસી થ્રીસ્ટાર આદિ અનેક જાતના વિલાયતી દારૂઓની જાહેર ખબરો છાપીને તેઓ આખીય ગુજરાતી આલમ આગળ નાપાક શરાબનો ધંધો કરનારા ગોરાઓની દુષ્ટતા જાહેર કરી પ્રજાની સેવા જ બજાવે છે એમ તેઓ છાતીપર હાથ મૂકીને કહેતા.

"કેમ બાવા ?–" ઈન્દુલાલ ઓરડામાં દાખલ થતાંજ "બાવા" ના "દીકરા" એ પ્રશ્ન કર્યો.

"સાહેબ, મેં સાંભળ્યું છે કે આપના ખાતાંમાં રિપોર્ટરની જગા ખાલી છે !–" ઈન્દુલાલે જવાબ આપ્યો.

"હા, હા, બેસો ! જોવોમી મી. ઈન્દુલાલ ! આપણું પત્ર નેશનાલીસ્ટ છે તે તો તમે જાણુતાજ હશો !"

"હા જી."

"આત્મભોગ એ અમારો મુદ્રાલેખ છે."

"જી."

"તમારે રૂપિયા આના ને પાઈની ગણુત્રી કરવાની નથી પણુ સેવા ધર્મને મહદ્ માનવાનો છે–" મી. અંકોડી વાંચનને પ્રતાપે ગુજરાતી ઠીક ઠીક શુદ્ધ બોલી શકતા તે અત્રે નોંધવાની જરૂર છે.

"હું એજ ઈરાદાથી અહિં આવ્યો છું."

"આન્ડ ! I only require noble-hearted youth like you–"[1]

ઈન્દુલાલ જવાબમાં મૂગો રહ્યો.

"તમે કેટલો અભ્યાસ કર્યો છે ?"

---

૧. મને તમારા જેવા ઉમદા ઉમરના જવાનોજ જોઇએ છે.

" સીનીઅર બી. એ. સુધીનો."

" તમે ગ્રેજ્યુએટ નથી થયા ?"

" મને માફ કરજો સાહેબ ! પણ હું ધારું છું ત્યાંસુધી તમે યુનિવર્સિટીની ડીગ્રીને માનનારા નથી.—"

" Most certainly not. I am not so very particular about the special stamp of the slave-producing factory known as University[1]—" મી. મંકોડીએ અંગ્રેજી ભાષાનો ભંડોળ ખાલી કરવા માંડયો.

" વારૂ—" મી. મંકોડીએ પુનઃ બોલવા માંડયું: " પગાર કેટલો લેશો ?"

" દોઢસો રૂપીઆ !—"

" હેં—હેં ! Are you mad, Mr. Indulal ?"[2]

" નહિ સાહેબ ! હું પાગલ નથી. જો પૂરતો પગાર નહિ મળે તો હું તનતોડીને કામ શી રીતે કરી શકું ?"

" પણ આપણો દેશ ગરીબ—આપણી સ્થિતિ ગરીબ—આપણાં પત્રો ગરીબ ! અમે આ ગરીબ દેશની સેવા માટે ખોટ ખમીને આ પત્ર નીભાવી રહ્યા છીએ તેમાં તમે અમને મદદ નહિ કરો ? આત્મભોગ ! મી. ઇન્દુલાલ ! આત્મભોગ ! ગોખલે ને તીલક જેવા મહાન નરો ફરગ્યુસન કોલેજમાં વીસ વીસ વર્ષ સુધી ભિખારી પેઠે સેવા બજાવી ગયા તેનો ખ્યાલ રાખો–"

" તમારી શી મરજી છે ?" ઇન્દુલાલને મી. મંકોડીની બધી વાત હજુ સુધી સાચી જ લાગતી હતી.

---

૧. બેશક નહિ. યુનિવર્સિટીને નામે ઓળખાતા ગુલામો બનાવનારા કારખાનાના સિક્કાની મને ખાસ દરકાર નથી.

૨. શું તમે પાગલ થયા છો મી. ઇન્દુલાલ !

"Look here, Mr. Indulal ! I will start you with Rs. 80"[૧]

"બહુ જ ઓછો સાહેબ !—"

"તમેબી બીન અનુભવી છો ની ! બહુ લોભ ના રાખો—સંતોષ રાખો—દેશસેવા કરવાની તમને આપણે ત્યાં અનેક તકો મળશે. તમે મહાપુરૂષોના સમાગમમાં આવશો—" મી. મંકોડીએ પત્રકારના જીવનના લ્હાવાનું ચિત્ર દોરવા માંડ્યું. આખરે થોડીક રકઝક પછી મી. મંકોડીએ ઇન્દુલાલને મહિને રૂ. ૯૦ આપવાનું કબુલ્યું ને ઇન્દુલાલ "સંધ્યા" પત્રનો રિપોર્ટર થયો.

---

૧. જુઓ મી. ઇન્દુલાલ ! હું તમને શરૂઆતમાં રૂ. ૮૦ નો પગાર માંડી આપીશ.

## પ્રકરણ ૪૪ મું.

### ગર્ભપાત.

લલિતા તારાના ઘરમાં આવી. એ બિચારી હજુ પણ એમજ માનતી હતી કે તારાના ઘરમાંનું રાચરચીલું તેના પ્રિયતમે તેને માટે વસાવ્યું છે. આ એકજ મધુર વિચાર તેના વદનપર વારંવાર સ્મિત લાવવાને પુરતો હતો. રામશંકરે તેને કસાઈ કરતાં પણ વધુ ઘાતકી રીતે એક ભયંકર સ્થળે વેચાવી દીધી હતી તેની લલિતાને કલ્પના પણ આવી ન્હોતી.

બીજા ચાર દિવસ વહી ગયા. હવે લલિતાની ધીરજ ખુટવા આવી. તેણે મ્હાલી ડોશીને પુછ્યું:

"હજુ કેમ ન આવ્યા? કામ હોય તો કાગળ તો લખે ને!—"

"તારાથી હું તો હારી બ્હેન! મેં ભલભલી બાઇઓ જોઈ છે પણ તારાથી તો હાથ જોડ્યા!—" મ્હાલી ડોશી મ્હો કટાણું કરી બોલી.

"એમ ના બોલો માજી!—" તારા મ્હો મલકાવી લલિતા તરફ ભાવભરી નજર ફેંકી બોલી: "જુવાન જીવ છે—હજુ દુનિયાની લીલી સુકી જોઈ નથી એટલે એમ જ થાય!—"

"હા. તારા બ્હેન! જુઓને, મને અહિં આવ્યાને લગભગ મહિનો થવા આવ્યો. પણ એમનો પત્તો જ નથી. મારો જીવ કેમ રહે?"

"બરાબર છે, બ્હેન! તમે ફીકર ન કરો. મારે ત્યાં તમને કંઈ દુઃખ છે? આ ઘર તમારૂં જ છે ને—"

"તમારો પાડ બ્હેન! પણ બળ્યું, મારો જીવ જ અધીરો છે."

લલિતા તારાના ઘરમાં આવ્યા પછી તારાએ તેનાપર સુંદર છાપ પાડી હતી. તેને તે કંઈ કામ કરવા દેતી નહિ. તેનો પકતો

બોલ ઉંચકી લેવાય એવી તેણે ગોઠવણુ કરી મેલી હતી. લલિતા માની બેઠી કે આ બાઈ પ્રભુનું માણસ છે. તેને મોટાઇ નથી, ખોટું અભિમાન નથી. તારાનો સ્વભાવ તેને એક બે દિવસમાં ગમી ગયો અને તે દરમિયાન ભોળી લલિતાએ તેને ધીમે ધીમે પોતાની આખી વીતક કહી સંભળાવી. સુંદર સ્ત્રીઓના હાડચામનો વેપાર કરનારી નીચ તારા પણ એ કરૂણ કથની સાંભળી પીગળી ગઇ. તેને પણ લાગ્યું કે જો આ ફુલ જેવી સુકુમાર રમણીને પુનર્લગ્ન કરવાની છૂટ હોત તો તે રામશંકર સમાધાની જેવા દગાબાજ કામીની નીચ જાળમાં ફસાઈ પોતાની જીંદગી ખતમ કરવાને તેને ઘેર ન આવત ! અનેક ગુજરાતણો ને કાઠીઆવાડી રમણીઓ તારાના ઘરમાં પોતાની કોમળ દેહલતા છુંદી નાખી અંતે સ્મશાન ભેગી થઈ હતી. હિંદુસમાજમાં સ્ત્રીનું સ્થાન એવું છે કે તેની એક જ ભૂલ તેને લાગણીહીન—સંસ્કારહીન વેશ્યાવાડામાં લાત મારીને ધકેલી દેવાને પૂરતી છે. તારાએ આવી " એક જ ભૂલ "નો લાભ લઇ લાખેક રૂપિયાની દૌલત જમાવી હતી. સમાજના " પ્રતિષ્ઠિત " ગણાતા શ્રીમંતોએ એ એક જ ભૂલનો ભોગ થયલી બાળાઓના જોબનનો બહાર લૂંટવામાં જીવનનું સાફલ્ય માન્યું હતું. પણ સમાજ ! બાપના કુવામાં ડુબી મરતી સમાજ ! તેને શી પડી છે ? ભલે ને હજારો રમણીઓ વેશ્યાવાડામાં જાય, ભલે સેંકડો બાળહત્યા થાય, ભલે એ પાતકી સ્ત્રીઓ આખી જીંદગી ધગધગતા અંગારામાં બળીને પસાર કરે: તેથી શું આર્યસંસ્કૃતિના જ્યોતિર્મય નામને કલંકિત થવા દેવાય ? દમ્ભ અને છુપાં પાપપર નભતી આ સમાજ જો આર્યસંસ્કૃતિની વારસ હોય તો તેને વરૂની પેઠે ફાડી ખાવી તે પ્રભુનું ભજન છે. મનુષ્યસમાજ અધમાધમ દશામાં દામ્ભિક ધર્મના ઓઠા નીચે જીવે તેના કરતાં તે હિંસક વરૂ ને વાઘની સમાજમાં પલટાઈ જાય તો તેનો વિકાસ વધુ ઝડપથી થવા પામે. જે સમાજ બુદ્ધિ ન માને અને અંતઃકરણ બળવો કરે

છતાં એક જૂની પ્રથાને હઠથી વળગી રહે તેને પરદેશીઓના બુટની એડી નીચે ચગદાવા શિવાય બીજો કોઈ રસ્તો જ નથી !

મ્હાલી ડોશી લલિતાની એકવાર ખુશામત કરતી હતી. પણ હવે તે બદલાઇ ગઇ. તેને એ તલમાં વધુ તેલ રહેલું જણાયું નહિ. રામશંકરે પ્રથમથી જ તેને શેતરંજની બાજી સમજાવી દીધી હતી. એ બાજી એણે પૂરી કરી. હવે લલિતા પારધીના સમ્પૂર્ણ કબ-જામાં આવી ગઇ હતી.

" જો તને બહુ લાગતું હોય તો હું સુરત જઈ તપાસ કરી આવું. " મ્હાલી ડોશીએ ધીમે રહી મમરો મૂકયો. " જો ને બ્હેન ! અમે તો હવે પાકાં પાન થયાં. અમારા બોલવાનો ગુસ્સો ન કરીએ. "

લલિતાને આ સુચના ટાઢી હીમ જેવી લાગી. તેણે તરત જ હા ભણી.

જમ્યા પછી લલિતાને તારાએ આરામ લેવા બીજે માળ મોકલી દીધી. ભોળી વિધવા નિરાંતે ઉપર જઇ સુઇ ગઇ. અને બીજી બાજુએ મ્હાલી ડોશીએ સુરત જવાની તૈયારી કરવા માંડી.

" આ મ્હાનું ઠીક છે, માજી !–" તારા હસીને પાન ચાવતી ચાવતી બોલી.

" હા. હવે હું છૂટી. રાંડ મહિના દહાડાથી ' એ કયારે આ-વશે, કયારે આવશે ' પૂછીને મારૂં માથું ખાઇ જતી હતી. તમે એને સીધી કરજો તારાબ્હેન ! " ડોશીએ પોત પ્રકાશ્યું.

" મને તો એ બિચારીની દયા આવે છે. કેવી ભોળી છો-કરી છે ! "

" અરે ભોળી બોળી કંઈ નથી. જો ઢીલી દોરી મૂકશો તો તમને સૂતાં વેચી આવશે. "

"જોઇ લઈશું." બેદરકારીથી વેશ્યા બોલી: "તમે આજે રાતની ગાડીએ જશો ને ?"

"હા, તમારા પંખીને હવે તમે સીતારામ પઢાવી લેજો."

"તે મારું કામ છે."

મ્હાલી ડોશી તે જ રાતે સુરત જવા ઉપડી ગઇ. લલિતા એમ જ સમજી કે રામશંકરને મળી તે તેને કેમ ઢીલ થાય છે તેની તપાસ કરી આવશે. ખરી વાત એ હતી કે મ્હાલી ડોશી તેને હંમેશને માટે તારાના ઘરમાં છોડી ચાલી જતી હતી અને હવે લલિતા શ્રાવણ ભાદરવો વરસાવી નયનોનાં નીર સુકાવી દે તો પણ એનો "નફ્ટ નાવલીયો" એને ફરીથી મળવાનો ન્હોતો.

"તારા બ્હેન ! કોણ જાણે કેમ મારી છાતી બળ્યા કરે છે. મને એમ થાય છે કે જાણે મારું બહુ જ બુરૂ થવાનું છે." દયામણે મ્હોડે લલિતાએ એક રાતે તારાને કહ્યું.

"ગાંડી રે ગાંડી ! તને શું થવાનું છે ? તને હું રાણી બનાવીશ રાણી, સમજી ! શું થાય છે ? માથું દુખે છે ?" તારા વ્હાલથી લલિતાના માથા ઉપર હાથ ફેરવતી બોલી. લલિતા ચુપચુપ ગંભીર થઇ બેસી રહી.

"દવા આપું ?" અચાનક નવો વિચાર આવતાં તારાએ પૂછ્યું.

"હા."

તરત જ તારાએ કબાટમાંથી એક બાટલી કાઢી. એક ગ્લાસમાં થોડાંક ટીપાં નાંખ્યાં–થોડુંક પાણી નાખ્યું ને લલિતા નિર્દોષ ભાવે એ દવા પી ગઈ. તારાએ તેને દવા પાઈ તરત જ સુવાડી દીધી.

સવારે લલિતા જાગી ત્યારે તેના આખા શરીરમાં તેને કંઈક વિચિત્ર અસર થતી જણાઈ. તારાએ તેના ત્રણ મહિનાના ગર્ભને

તોડી પાડવાની દવા આપી હતી. બાર કલાકમાં દવાની અસર થઇ. લલિતાને પેટમાં ચુંક આવવા લાગી. તેનું માથું ચક્કર ચક્કર ઘુમવા લાગ્યું. તેણે તારાને બુમ પાડી.

" કેમ બ્હેન !—" તારા તરત લલિતા પાસે દોડી જઇ બોલી.

"તારાબ્હેન ! મારી તબિયત ઠીક લાગતી નથી. મને પેટમાં ચુંક આવે છે, માથું ભારી થઇ ગયું છે. "

" તું નિરાંતે સુઇ રહે બ્હેન ! તું ભારેપગે છેની એટલે એવું થાય—"

" પણ મારી આંખે અંધારા આવે છે, મારૂં અહિં કોઇ નથી, એનો કંઇ પતો નથી—"

" જો લલી ! તું જાણતી તો હશે કે આવાં કામને આપણા લોકો ધિક્કારે છે. "

"હા, તેથી તો હું નાસી આવી. "

" ખરૂં. પણ તારા આશકને દુનિયાનો ડર લાગે છે. "

" તમે કેમ જાણ્યું ? "

" તું તો ભોળી છે. લલી ! આટલા દહાડા થવા છતાં એ અહિં આવ્યો નથી એ શું બતાવે છે ? "

" એમને કંઇ કામ હશે તારા બ્હેન ! " ભોળી વિધવાને હજુ પણ એના દગાબાજ આશકપર વિશ્વાસ હતો.

" ઓ લલીબ્હેન ! આપણી જાતની ખામીજ એ છે. આપણે પૂરા પ્યારથી ચાહીએ છીએ પણ પુરૂષોને મન આપણે બે ઘડીની રમત ! બીડી પીને ફેંકી દે તેમ એક પછી એક સ્ત્રીને ભુલી જતાં મુઆ મરદોને શરમ આવતી નથી " સંસારમાં રીઢ થયેલી તારાએ અનુભવના ઉદ્ગારો કાઢ્યા.

લલિતા વિચારમાં પડી. એજ પળે પેટમાં ભયંકર ચુંક આવવાથી તેણે ચીસ પાડી.

" ઓ તારા બ્હેન ! હવે મારૂં શું થશે ? હવે એ નહિ આવે ? " લલિતાની કરૂણ દશા ને કરૂણ શબ્દોએ રીઢ વેશ્યાની છાતી પલાળી નાખી.

" નહિ આવે તો જાય જહન્નમમાં ? તું તારૂં શરીર સંભાળ દીકરી ! " વ્હાલથી લલિતાનું માથું રેશમી નરમ ઉશીકાપર મૂકતી તારા બોલી.

" નહિ. નાહિ. તારાબ્હેન ! એ એવા નથી જો ! "

" હશે, જો લલી ! હમણાં વધુ બકારો ન કર. "

તારા ખડે પગે લલિતાની સારવારમાં રહી. તેણે અગાઉથી સઘળી તૈયારી કરી રાખી હતી. વખત જતાં લલિતાની પીડા વધવા લાગી. તારાએ એક ઓળખીતી નર્સને બોલાવી. નર્સે કંઇક દવા આપી ને ત્રણ ચાર કલાકની અસહ્ય વેદના પછી લલિતાનો ગર્ભ તુટી પડયો. તે પારાવાર રોઇ. તેની છાતી તુટી ગઇ. તેની આશાના મિનારા તુટી ગયા. કીકો રમાડવાનો તેનો મનોરથ ધુળમાં મળી ગયો. આ ભયંકર આફતના ગોટાળામાં તે કંઈ સમજી શકી નહિ. તારાએ તેને જાણી જોઇને ગર્ભપાતની દવા પાઈ હતી એવી તેને કલ્પના પણ ન આવી. ઉલટું તેની વેદના વખતે તારાએ નર્સને બોલાવી પોતાના પૈસા વેડફી નાખ્યા, નોકર ચાકરોની ધમાલ કરી મૂકી, તેની ખડે પગે સારવાર કરી તે માટે તારા તરફ લલિતાનું હૃદય આભારથી ઢળી ગયું.

લલિતા ગર્ભપાતથી નબળી પડી ગઈ. ત્રણ ચાર દિવસ સુધી નબળાઈની અસર ન ગઇ. તારાએ એ દિવસોમાં બધો વખત તેના બિછાના પાસે જ ગુમાવ્યો. મીઠી મીઠી વાતોથી તેણે લલિતાને આકર્ષવા માંડી. તેની વાતચીત પરથી લલિતાને લાગ્યું કે શામ-

શંકર પાછો આવવાનો સંભવ નથી. ગરિબ લાચાર વિધવા વિચિત્ર દશામાં આવી પડી. ચાર પાંચ દિવસ પછી તેની તબીયત જરા સુધરી એટલે તે ભવિષ્યનો વિચાર કરવા લાગી. " શું કરવું ? કયાં જવું ? પાછી સુરત જાઉં ? ત્યાં જઇને શું મ્હોડું બતાવું ? બધા મને કાળા મ્હોંની ડાકણ કહેશે, મને જોઇને થુંકશે, ત્યાં મારાથી કેમ જીવાય ? રામશંકર નહિ જ આવે ? શું પુરૂષો આવા દગાબાજ અને હીચકારા હોય છે ? એકવાર કોઇ ભોળી, વિશ્વાસુ સ્રીને પ્રેમની પ્રબળ કેફમાં નાખી તેને નિર્લજ્જ રીતે છોડી દેવી એ ધર્મ છે ? ત્યારે જયા ને મંગળા પુરૂષોથી ચેતતા રહેવાની વારંવાર સલાહ આપતી હતી તેમજ થયું ? હું એ મુઆની જાળમાં ફસી પડી. એણે મારી લાખ રૂપીઆની લાજ લુંટી ને બધો શરમનો ટોપલો મારે માથે ! " પ્રેમમાં પાગલ થયલી યુવાન વિધવાના કોમળ હૃદયને હવે આવા ભયંકર વિચારો કોરી ખાવા લાગ્યા. એનો ગુન્હો એ કે એ કુદરતની પ્રેરણાને વશ થઇ. એનો ગુન્હો એ કે એનામાં શક્તિ ન હોવા છતાં એણે " બ્રહ્મચારિણી વિધવા " થવાની ના પાડી. અને આ સ્વાભાવિક કૃત્ય માટે આખી હિંદુ સમાજ એની સાથે દુશ્મની બાંધી બેઠી હતી. એનો ઓળો પડતાં હિંદુસમાજની મનુસ્મૃતિની પોથી અભડાઈ જાય પણ કોઈ પરણેલી સ્રી અથવા વિધવા ચાલાકીથી છૂપો વ્યભિચાર કરે અથવા બાહ્ય આચાર જાળવી છુપા અનાચાર ચલાવે તો તેની સામે સમાજથી ચું કે ચાં ન થઈ શકે.

" તારા બ્હેન ! તમે મારે માટે કંઈ કામ ન શોધી કાઢો ?" આઠ દશ દિવસ ભયંકર નિરાશામાં પસાર કર્યા પછી લલિતાએ કરૂણ સ્વરે તારાને વિનંતિ કરી.

" તું શું કામ કરશે ? "

" કંઇ પણ. કોઇને રાંધી ખવાડીશ. સારા માણસ હશે તો બસ–" બીનઅનુભવી વિધવાએ ધંધો શોધી કાઢ્યો.

" અરે મારી ભોળી બાઇ ! તારા જેવી જુવાન ને ફુટડી બાઇને જોઈ ઋષિમુની ચળી જાય તો આજકાલના પુરૂષોના શા ભાર ?" તારા હસી. તે લલિતાના દીલમાં થતી ગડમથલ સમજતી હતી.

" ત્યારે મારે માટે મોત શિવાય આરોજ નથી. "

" વિધવાનાં મોત આવતાં હોત તો તો સારૂં. પણ કરમની કઠણાઇ એ છે કે મોત માગ્યાં મળતાં નથી. "

" હું ગરિબીથી મારો નિર્વાહ ચલાવીશ બ્હેન ! મને જરા સીવતાં ભરતાં આવડે છે. કંઈ એવું કામ નહિ મળે ? "

" એવું કામ કરવાથી સવા શેરનો પેટનો ખાડો પુરાવાનો છે ? "

" આ રાચરચીલું વેચી નાખીએ તો શું ઉપજે ? " લલિતાએ પોતાના વપરાશમાંના ઓરડામાંનું રાચરચીલું વેચી નાખી થોડોક વખત ગુજરાન કરવાનો વિચાર કર્યો. તારા ગંભીર થઈ. આ છોકરીપર કોણ જાણે કેમ તેને પ્રથમથી જ દયા આવી હતી.

" જુઓ બ્હેન ! આ રાચરચીલું તમારા કામનું નથી."

" હેં ! ત્યારે ? " લલિતા ચમકી. તેની આંખે લાલ પીળાં દેખાયાં.

" એ બધું મારૂં છે. "

" ઓ રામ ! આ બધો ગોટાળો શો છે ? તારાબ્હેન ! હું તમને પગે પડું–મને ખરી વાત સમજાવો ને ! "

" સાંભળ, તારા આકાએ જ ભીખાભાઈ મારફતે તને વેચી નાખી છે." તારા ગંભીર અવાજે બોલી.

" હેં હેં ! મને–મને વેચી નાખી ?..." લલિતાની આંખમાંથી દડદડ આંસુની ધાર વહેવા લાગી.

" ઓ રામ ! એ મુઆનું ક્યાં ભલું થશે ? ઓ ભગવાન ! એને ઇવે ઈવે કીડા પડજો—એને અન્નજળના વાખા પડજો. મારી જીંદગીનું સત્યાનાશ વાળનારને તું સજા કરજે પ્રભુ !..."

લલિતા શ્રાવણ ભાદરવો વરસાવવા લાગી. તારાએ તેને ઘણી સમજાવી. પણ તેનો ડીઓ શમ્યો નહિ.

" હવે મારું શું થશે ?—"

" તું ચિંતા ન કર. લલી ! હું તને ઠેકાણે પાડીશ."

એક વેશ્યા હિંદુ વિધવાને ઠેકાણે પાડે ને તે હિંદુસમાજ આંખે પાટા બાંધીને જોઇ રહે; પણ હિંદુ વિધવા સામેનો પ્રતિબંધ દૂર કરતાં તેમને પુરાણ ને સ્મૃતિઓ હૈયે ધાઈ આવે ! આ સમાજના પાપનો ઘડો કોણ જાણે હજુ કેટલોય અધુરો રહ્યો છે !

" તમે મને ક્યાં ઠેકાણે પાડશો ?" લલિતાએ પૂછ્યું.

" તારો શામશંકર છોડી ગયો તેથી દુનિયા રંડાઇ ગઇ એમ ! એવા હજાર શામશંકરને હું તારે પગે પડતા લાવીશ." તારાએ મર્મમાં બધું સમજાવી દીધું.

લલિતા આ ઘરમાં આવી ત્યારથી જ તેને કંઈક શંકા આવી હતી. બે ચાર પુરૂષો વારંવાર તારાને મળવા આવતા ને તેમની વાતચીત કેકવાર શરમની મર્યાદા ઉલ્લંઘી જતી તે લલિતા જોઇ શકી હતી. તારાનું ઘર ખુલ્લા વેશ્યાવાડા જેવું ન્હોતું. એ બહુ ચાલાકીથી વસતી હતી. એના ઘરમાં પ્રથમ લાચાર પંખીણીઓ અનાથ મટી સનાથ થતી ને એ બુલબુલોના રસિક આશકો કંટાળી જતા ત્યારે જ તારાના ઘરમાંથી તેમને તિલાંજલી મળતી.

" તમે મને કોઇ લાયક માણુસ સાથે પરણાવી શકશો ?" લલિતા નિરાશ ગઈ " પરણવા " તૈયાર થઈ.

" હા, હા, હું તને પરણાવીશ. તું ચિંતા ન કર, બ્હેન !

હું તને એવી વિદ્યા શીખવીશ કે તું પુરૂષોની ગુલામગીરી કરવાને બદલે એ લોકોને વાંદરાની પેઠે નચાવે. મારી આખી જીંદગીમાં હું કોઇ પુરૂષ માટે રડી નથી."

લલિતા ચુપચુપ સાંભળી રહી. પ્રેમ સમર્પણ કરીને સામા હૃદયના પ્રેમમાં રસબસ થઈ જવું એ દૈવી લ્હાવો છે. પણ સર્વસ્વ હોમી દઇને જગતનો ધિક્કાર વ્હોરી લેવા શિવાય હિંદુ વિધવા માટે બીજું કંઈ આશ્વાસન છે ખરૂં ? એ બળીબળીને મરી જાય ને તાપસી કહેવાય તેથી એનો વિકાસ થાય ખરો ? હિંદુસમાજમાં પાછા જઈ લોકોની લાત ખાવાની તૈયારી હોય તો પણ હવે લલિતા માટે સમાજમાં સ્થાન ન્હોતું.

"જો લલી ! તું ધરમના પૂછડાં છોડી દેતી હોય તો હું તને સ્પષ્ટ વાત કરૂં." તારાએ ગંભીર થઇ લલિતાને કહ્યું.

'બોલોને, મને કંઇ જ સમજ પડતી નથી.'

"તારી સ્થિતિમાં બધી વિધવા મુંઝાઈ જાય છે."

"તારાબ્હેન, તમે કહો તેમ કરીશ. પણ મને પાપને રસ્તે ના પાડતાં.'

"જો બ્હેન ! આખી દુનિયા પાપથી ભરેલી છે. પાપ ને પુણ્ય લોકોએ માની લીધેલા ખોટા ખરા વિચારો છે. છતાં હું તને મારી બ્હેન જેવી ગણું છું એટલે તને હું દુ:ખી કરવા માગતી નથી. હું તને કોઇ સારા માણસના ઘરમાં બેસાડીશ. પછી કંઈ છે ?"

લલિતા પાછી વિચારમાં પડી. "મારે માટે બીજો રસ્તો જ ક્યાં છે ? એ મુઓ મને દગો દઇ છોડી બેઠો. હવે લોકો મારૂં મ્હો પણ જોવાના નથી. તારા કહે છે તેજ ઠીક છે." તેનામાં વધુ પહોંચ ન્હોતી. તેને સ્વતંત્ર ગુજરાન કરવાની કેળવણી મળી ન્હોતી. બધી હિંદુ સ્ત્રીઓની પેઠે તે બે કળા જાણતી હતી. એક રાંધવાની ને બીજી જણવાની ! એક કળા એની માને મદદ કરતાં એ શીખેલી તેને લોકો ઘરગથ્થુ તાલીમ કહે છે. બીજી કળા એને સ્ત્રી જાતિના

વારસામાં મળી હતી. લાચાર હિન્દુ લલનાના ગુજરાનનું એક માત્ર સાધન તેનું માંસલ શરીર ! આહ ! એ વિચાર જ કેટલો ભયંકર છે?

અભાગણી લલિતાએ રડીરડીને બીજા બે ત્રણ દિવસ પસાર કર્યા. તારાએ એના દીલનો ઉભરો ખાલી થવા દીધો. ચોથે દિવસે એ કંઈક શાંત થઇ. હવે એનો શમશંકરપરનો પ્રેમ સુકાઇ ગયો હતો અને પ્રેમની જગ્યા ભયંકર તિરસ્કારે લીધી હતી. એ સમજી ગઇ કે એ બદમાસે જ તેની દશા "ધોબીના કૂતરા" જેવી કરી હતી.

બપોરે બેએક વાગવાનો સમય હતો. તારા જમી પરવારી લલિતા સાથે ગપ્પાં મારતી એક સોફાપર બેઠી હતી. લલિતા તેની બાજુમાં જ બેઠી હતી. તારાએ લલિતાનું કરમાયલું મુખ મલકાય તે માટે કંઇ પણ પ્રયત્ન કરવામાં કચાસ રાખી ન્હોતી. લલિતાને માટે સોનેરી ભરતવાળી સુંદર કિમતી સાડીઓ ને પોલકાંનો ભંડાર તેણે ખુલ્લો મેલી દીધો હતો. લલિતાએ અગાઉ ન જોયલા એવા મોતીના અલંકારો આ પળે તેની નાજુક ગરદન શોભાવી રહ્યા હતા. લલિતાને આ વિલાસી જીવન ગમી ગયું. કોઈ કોઈ પળે તેને બીહામણા વિચારો આવતા–તેની સ્થિતિ આખરે કેવી થશે તેનો ખ્યાલ તેને ભડકાવતો. પણ હવે તેને માટે બીજો આરો જ નથી એ તે સમજી શકી હતી.

" તું ભૂલ કરીને આવી પણ હું તને હવે એવી ભૂલ નહિ કરવા દઉં ! લલી ! આપણે મોહિની ! આપણે કહીએ તેટલું પાણી પુરૂષો ન પીએ તો આપણે સ્ત્રીઓ શાની ? " તારાએ સ્ત્રીની અદ્ભુત શક્તિ લલિતાને સમજાવી. લલિતા હસી.

" એ વાંદરાઓને કંઈ ભાન બાન છે ? આપણે હસીએ તો એ પણ વગર કારણે હસે. આપણે મ્હો ચઢાવીએ તો એને કંઈ કંઈ થઈ જાય. અરે ! જો બધી સ્ત્રીઓ મારા જેવી થાય તો પુરૂષો બઇરાંઓના ઘાઘરા ધુએ ઘાઘરા ! સમજી ?–" છેલ્લું વાક્ય બોલાતાં બન્ને ખડખડ હસી પડી.

## પ્રકરણ ૪૫ મું.

### કુસુમ નાસી ગઈ!

કુસુમને માથે નવો ભય ઝઝૂમી રહ્યો છે તે વાંચનાર જાણે છે. યુવાનીને મોહક આંગણે પ્રવેશ કરતી આ સ્નેહભીની બાળાના પિતાના અવસાન પછી તેની અભણ માતા જમનાને તેનાપર એકહથ્થુ સત્તાનો છળારો મળ્યો અને એ નાલાયક અભણ બાઇ પોતાને મળેલી સત્તાના નીશામાં પોતાની પુત્રીનું ભવિષ્ય બગાડવા તૈયાર થઇ. કુસુમે એને ઘણી સમજાવી-દલીલો કરી-રોઇ કકળી પણ તેની કંઈ અસર થઇ નહિ. હિંદુ કુટુંબમાં બાળાઓને રોવા સિવાય બીજો કોઇ લ્હાવો જ નથી. ભીણની પૂતળીઓની પેઠે એ જીવંત પુતળીઓને તેના માબાપ ગણાતા માલિકો પોતાની મરજી પડે તે ગ્રાહકને સોંપી દે છે ને આવી રીતે વેચાયલી-સોંપાયલી હાડચામની સુંદર પૂતળીઓ "પત્ની" ને "માતા" ગણાય છે. દીલ વગરના જુગલોમાંથી માયકાંકલા જેવી પ્રજા ઉત્પન્ન થાય છે અને એ પ્રજા સાહેબો ને શ્રીમંતોના એઠા ટૂકડા ખાઇ જીવે છે. આંધળાને પણ દેખાય એવી આ સામાજિક હત્યા હિંદુસમાજ જોઇ શકતી નથી. યુવાન આલમની અભિલાષાના ખૂન એટલે સામાજિક આપઘાત! આવો આપઘાત કરનારી પ્રજાને નવજીવન ને નવઅભિલાષ શા? આવી નિર્જીવ પ્રજાને સ્વરાજ ને સ્વતંત્રતાની કિમ્મત શી? પોતાની જીવનદાત્રીને-પોતાના ભાવી વીરોની માતાને-પોતાના આધારસ્તંભ યુવાનોની હૃદયરમણીને જે સમાજ બજારૂ જડ પૂતળી જેવી ગણ્યા કરે એ સમાજને ત્યાં વીરોના પારણાં ઝુલાવવાની વાત કોઇ દિવાનો જ કરી શકે.

બની શકે ત્યાંસુધી કુસુમ પોતાની જનેતા સામે બંડ કરવા માગતી ન્હોતી. આધુનિક યુવાનો અને યુવતીઓને માતા-[illegible] માતા-ની સ્નેહાળતા જ [illegible] કરતાં અટકાવે છે. તેઓ જાણે છે કે

તેમની માતા જૂલમને ખાતર જૂલમ કરતી નથી પણ એક ઝેરી વિચાર જડ ઘાલી બેસવાથી રખેને તેમના બાળકોના બંડથી વૈકુંઠપતિ ખીજી જશે, એવા ખોટા ભયથી તેઓ યુવાન વર્ગને કચડી નાખે છે. કુસુમ માતાના અમૂલ્ય સ્નેહની ભૂખી હતી. જો તેની માતા તેને અણુગમતા લગ્નની બેડીથી ન જકડે તો તે આખી જીંદગી કુમારી રહી આત્મભોગ આપવાને તૈયાર હતી. તેણે જમનાને આ વાત સ્પષ્ટ કહી દીધી. પણ જમના ન જ પલળી. તેના મનમાં કોઇ જંગલી જમાનાના ઇશ્વરે એવું ભૂત ભરાવ્યું હતું કે કુસુમ સાસરે જઈ બચ્ચાંકચ્ચાંવાળી નહિ થાય તો પૂર્વજો પિંડ ગ્રહણ કરવાની સાફ ના પાડી દેશે ને આખા કુટુંબને શ્રાપ દઇ પોતે રૌરવ નર્કમાં સબ્બા કરશે! આવી રીતે કોના પૂર્વજને રૌરવ નર્કમાં સડવું પડયું છે તેની કોઇએ હજુ સુધી ખબર આપી નથી; છતાં હિંદુસમાજની આ માન્યતા હજુ તૂટી નથી.

જયાને કુસુમે આ નવી આફતની ખબર આપી. ઈન્દુલાલપર પણ પત્ર લખ્યો. બન્ને તરફથી આશ્વસનના પત્રો મળ્યા. પણ કુસુમને આશ્વાસનથી શાંતિ વળે તેમ ન્હોતું. એ બિચારીની દશા અકથનીય હતી. ઈન્દુલાલને તે હૃદયથી વરી ચુકી હતી. ઈન્દુલાલના ચારિત્ર્યપર તે મુગ્ધ થઇ હતી. પણ એ પોતાનો મનોભાવ વ્યક્ત કરી શકી નહિ. જયા તો પ્રચંડ બંડખોર જ હતી. એણે કુસુમને પ્રાણ જતાં પણ નમણું ન આપવાની સલાહ આપી. કુસુમને પોતાના મિત્રોની સલાહથી હિમ્મત આવી. પણ હજુ વધારે શક્તિની એને જરૂર હતી.

એક કોળ વર્ગની નાઝાત કુસુમકલિ સામે અમદાવાદની આખી કપોળ જ્ઞાતિ રણસંગ્રામમાં ઉતરી હતી. છડેચોક કુસુમ વિષે ગમે તેવી વાતો થવા લાગી. “ એ ભણતી’તી ત્યારથી જ એનાં લક્ષણ સારાં ન્હોતાં. રાંડને મઢમની પેઠે નાચવું હતું તો ગોરાને ત્યાં

જનમવું હતું ને ! હવે એનો બધો પારો ઉતરી જશે ! એક વાર એના બાપે બચાવી. પણ જમના મ્હેન એ સાંઢણીને નાથ્યા વિના રહેવાનાં નથી. " અભણ બૈરાંઓમાં કુસુમ વિષે આટલી વાત થવા શિવાય ભાગ્યે જ કોઇ દિવસે સુરજ આથમી શકતા.

કુસુમ દૃઢ પ્રાતજ્ઞ હતી. એ મરી જાય પણ નમણું ન આપે એવો એનો સ્વભાવ હતો. જમના માની લીધેલા ધર્મ પાછળ આખળીઆં કરતી હતી. કુસુમ સમજપૂર્વક સ્વીકારેલા આદર્શ પાછળ શહીદ થવા માગતી હતી. ઉગ્ર ચંડિકા સ્વરૂપ ધારણ કરી તે બધાની સામે થતી. ગમે તેવા કઠોર શબ્દપ્રહારોની પરવા કર્યા વિના તે બધાને મ્હોફાડ જવાબ આપતી. જમના એનાપર સખ્ત ચોકી પહેરો રાખવાનું ભૂલી ન્હોતી.

એ સોળ વર્ષની હતી. કાયદા પ્રમાણે એને પોતાની મરજી પ્રમાણે વર્તવાનો હક્ક હતો. એને બળજબરીથી પરણાવવાની કોઇને સત્તા ન્હોતી. છગનલાલ પોતાના વીલમાં એને માટે પૂરતી દોલત મૂકી ગયો હતો. જો કુસુમ કલેકટરને અરજ કરત તો કલેકટર તેનું રક્ષણ કરવાને તરત જ તૈયાર થાત. પણ કુસુમને એ વિચાર ન ગમ્યો. આ યુદ્ધ અમારે જ લડી નાખવું પડશે. એમાં પરદેશીઓની સહાયની જરૂર નથી—એમ તેને લાગ્યું. તે મેદાનમાં ઉતરવાને કાંટબદ્ધ થઈ. એકલી, નિરાધાર, લાચાર બાળા આખા સમાજ સામે લડવા તત્પર થઈ. એને લાગ્યું કે આ લડત લડવા જેવી છે. આજે નહિ તો આવતી કાલે કોઈ પણ કુસુમને એ લડત લડી નાખ્યા શિવાય છુટકો જ નથી.

જમનાએ ઉતાવળમાં લગ્નની તૈયારી કરવા માંડી હતી. પણ હજુ તે ગોળધાણા વહેંચાવી શકી ન્હોતી. કુસુમ કોઈ પણ કામ કરવાને તૈયાર થતીજ નહિ. "વિવાહ પ્રસંગે કે લગ્ન પ્રસંગે હું કોઈ પણ ક્રિયામાં ભાગ લેવાની નથી " એમ તેણે ચોકખું પરખાવી દીધું હતું.

"બ્હેન ! હવે હું તને પગે લાગું. આ ફારસ છોડને ! તારા સાસરીઆ મારો જીવ ખાઈ જાય છે–" આખરે જમના કંટાળીને કુસુમને મનાવવા આવી.

"મારા સાસરીઆ વળી કોણ ? બા ! મારે પરણવુંજ નથી. મારા મુઠ્ઠી ચોખા તને ભારી પડે છે ?"

"નહિ દીકરી ! નહિ. આ ભર્યો ભંડાર બધો તારો જ છેને ! પણ દીકરીની જાતને પરણ્યા વિના ચાલે ?"

"કેમ નહિ ચાલે ?"

"તું જ વિચાર કર ને !"

"જો બા ! મને પરણવાનું મન થશે ત્યારે હું પોતે તને વિનવતી આવીશ."

"પણ તું તો ગમે તેની સાથે પરણવાની વાત કરે તે કંઈ ચાલે ?"

"કેમ નહિ ચાલે ? કપોળોના દીકરાઓને મને ઉપાડી જવાનો કોઇએ પરવાનો લખી આપ્યો છે ? હું મને ગમશે તેની સાથે પરણીશ."

"જો પાછી જાતપર ગઇ કે ? કુસુમ ! દીકરી ! કંઈક તો સમજ ! તારા બાપની આબરૂપર પાણી ના ફેરવ..."

"બા ! તું નથીજ માનવાની ?"

"નહિ. તું કહે તો હું ઝેર ફાકીને મરી જાઉં. પછી તારે જોઇએ તેવા ભવાડા કર્યા કરજે."

"તું શા માટે ઝેર ફાકે ? મને જ ચાર આનાનું અફીણ ખવાડી દેને ? બા ! તમે મને શા માટે ભણાવી ?"

"તારા બાપને હું પહેલેથી જ ના પાડતી'તી—"

"બરાબર, પણ હવે હું ભણી–મારામાં બુદ્ધિ આવી. હવે શા માટે મને કૂવામાં નાખો છો ?'

"ના કુસુમ ! એમાં હું કંઈ નહિ સમજું. તારે હવે ઠેકાણે આવવુંજ પડશે."

કુસુમ કંઇ બોલી નહિ. તેની આંખમાંથી મોતી જેવાં આંસું સરી પડયાં.

"તારે જોઇએ તેમ કર, જા." તે ડુંસકા લેતી બોલી. જમના સમજી બેઠી કે આખરે દીકરી ઠેકાણે આવી ગઈ!

કુસુમની સગાઈ થઈ—લગ્ન લેવાયાં. બન્ને પક્ષોને ઘેર ધાંધલ થવા લાગી. અને કુસુમ આખરે પરણવાની એમ માની સનાતની કિલ્લાના રક્ષકો સંતુષ્ટ થયા.

આખરે લગ્નનો દિવસ આવ્યો. સ્હવાર પડતાંજ ધમાલ શરૂ થઈ. આંગણે વાજાં વાગવા લાગ્યાં.

સગાંવ્હાલાંઓની આવજા શરૂ લઈ. કુસુમને ચાંલ્લો કરવા ને લાડકા લાડુ આપવા અનેક સ્નેહીઓ આવતા. કોઈ કુસુમની પાછળથી મશ્કરી કરતું. કોઇને એની રડી રડીને રાતી થયલી આંખ જોઈ એની દયા આવતી. બપોરે ગ્રહશાંતિ થઇ. સાંજે ચાર વાગ્યા છતાં કુસુમ શાંતિથી આ તમાસો જોઈ રહી. જમનાના પેટને ટાઢક વળી. એની ખાત્રી થઈ ગઇ કે એની દીકરી ડાહી થઇ ગઇ છે!

સાંજે સાત વાગે વર પક્ષને ત્યાં ન્યાત હતી. ત્યાં મિષ્ટાન્ન ઉડાવી વરપક્ષની સાથે કપોળ મહાજન કુસુમને "પારકી કરવાની ક્રિયા" પર મહોર મારવા આવવાનું હતું. જમના ઓટલાપર બેસી પોતાની પુત્રીના સદ્‌ભાગ્યની ગાથા કેટલીક બાઇઓને સંભળાવી રહી હતી. કુસુમ—જયાની ભંડોર સખી આ વખતે પોતાના ઓરડામાં એકલી હતી. એણે બારણાં બંધ કર્યાં. ઠંડા પાણીએ સ્નાન કરી પીઠી ધોઈ નાખી, વસ્ત્રો બદલ્યાં, એક નાનીશી બેગમાં બે ચાર વસ્ત્રો નાખ્યાં. એના વદનપર ઉગ્ર નિશ્ચલતા હતી. એ શું કરે છે એની કોઇને ખબર ન્હોતી. વીજળીક વેગે તેણે તૈયારી કરી નાખી

અને પાછલે બારણેથી બૅગ લઈ રસ્તાપર નીકળી, એક ઘોડાગાડી ભાડે કરી, તે સીધી સ્ટેશનપર ગઈ. સાંજે સાડા છ વાગે અમદાવાદથી મુંબઈ જતી ટ્રેન પ્લેટફોર્મપર આવી ઉભી હતી. કુસુમે તરતજ ટીકીટ ખરીદી ને ટ્રેનમાં બેઠી. તે બેઠી કે તરતજ ટ્રેન ઉપડી ગઈ.

\+ + + + + +

બીજી બાજુએ કપોળ ન્યાતે મિષ્ટાન્ન ઉડાવ્યાં ને પછી વરઘોડાની ધમાલ થઇ. કુસુમને માટે એની માએ ગોતી કાઢેલા મુરતીઆને સ્નાન કરાવી રાજવંશી પોષાક પહેરાવી ઘોડે ચઢાવવામાં આવ્યો. શેરબજારમાં માધવજી ને કરીમભાઇના બરાડા પાડવાથી એનું કટાઇ ગયલું શૌર્ય ઝળકી ઉઠે ને એ કદાચ જાનૈયાઓની કતલ કરી નાખે તે માટે દીર્ઘદર્શી બ્રાહ્મણે એની ખાંધે લટકાવેલી તલવારને લાલ વસ્ત્રથી વીંટી લીધી હતી. હાથમાં નાળીએર લઇ રાજેશ્રી વાજતે ગાજતે બૈરાંઓના રસિક ગીતના લહેકા સાથે કુસુમને આંગણે આવી ઉભા.

વરઘોડો આવ્યો ત્યારેજ જમના હાંફળી હાંફળી થઈ આમથી તેમ દોડાદોડ કરી રહી હતી. એની સાથે એનો ભાઈ ને બીજા સગાઓ પણ ચિંતાગ્રસ્ત મ્હોડે શોધ કરતાં હતાં.

" ભાઈ! એ તો ઘરમાં જ હશે. મણી બ્હેનને કહોને વરરાજાને પોંખી લે—હું હમણાં શોધી કાઢીશ—" જમના કરસનદાસને આટલું કહી ઘરમાં ચાલી ગઇ. વરરાજા ઉતાવળમાં પોંખાયા ને માહ્યરામાં બીરાજ્યા. બ્રાહ્મણોએ લગ્નમંત્રો પોકારવા માંડયા.

"કેમ મળી?" કરસનદાસે ઘરમાં જઇ પૂછ્યું.

" નહિ. એણે કૂવો તળાવ તો નહિ કર્યો હોય ?—" ગળગળી થઇ જમના બોલી.

" નહિ નહિ: એટલી બધી ગાંડી તો નથી."

"અરે! તું એને નથી ઓળખતો. હવે હું શું કરીશ? ઓ બ્હેન! કુસુમ! તું ક્યાં ગઇ?" જમનાની આંખમાંથી નવધાર આંસુ પડવા લાગ્યાં.

વાત બહાર ફેલાઈ. "કન્યાનો પત્તોજ નથી. વરરાજા કોને પરણશે?" આવી વાતો થવા લાગી. જમનાના વહેવાઇને ફાળ પડી. કુસુમે તેનું પણ નાક કાપ્યું કે શું? એવી બીકથી તે તપાસ કરવા ગયો ને રોઈ રહ્યો. કુસુમનો પત્તોજ ન્હોતો. એ પળમાં આખા મહાજનમાં હોહા થઇ રહી. "કુસુમ નાસી ગઇ. એણે બીજો વર તોરણેથી પાછો વાળ્યો. રાંડ બલા જ છે બલા!–" આવા વેદમંત્રો ભણાયા ને સપ્તપદી અધુરી રહી. વરરાજાનું મ્હોં કાપો તોય લોહી ન નીકળે એવું થઇ ગયું. એ બિચારાને માબરામાં બેઠાં બેઠાં જમીનમાં પેસી જવાનું મન થયું. અફસોસ!

•

## પ્રકરણ ૪૬ મું.

### ઇન્દુલાલનું બજેટ.

ઇન્દુલાલ 'સંધ્યા' પત્રનો રિપોર્ટર નીમાયો તે દિને તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે માની લીધું કે હવે તે રાજ્યદ્વારી ક્ષેત્રમાં ઇંદ્રના મસ્ત ઐરાવતની પેઠે ઘુમી રહેલા આર્યનેતાઓના સમાગમમાં આવશે; સામાજિક સુધારણા માટે પ્રાણ પટકી નાખતાં સદ્દગૃહસ્થો ને સન્નારીઓના વિરલ આત્મભોગ જોવાની તેને તક મળશે ને તે ઉપરાંત "સંધ્યા" દ્વારા તે પ્રજાની સેવા બજાવી પોતાની જાતને કૃતાર્થ કરશે.

બીજે દિવશે સાડાદશ વાગે તે ઑફિસમાં ગયો. હજુ તંત્રી મહાશયની પધરામણી થઈ ન્હોતી. ઈન્દુ ચીફ રિપોર્ટરને મળ્યો. તેણે ઈન્દુને સૂચના કરવા માંડી:

"જુઓ મી. ઈન્દુલાલ! આપણું પેપર નેશનાલીસ્ટ છે. સમજ્યા છો કે? એટલે મોડરેટો ને સરકારના એક પણ કામની પ્રશંસા કરવાની નથી."

"તેઓ કંઇ સારૂં કામ કરે તો?"

"તો પણ નહિ. In fact they never do anything to further the interests of the public—"*

"એમ કેમ કહી શકાય? આપણને તેઓની કાર્યપ્રણાલી વિષે મતભેદ હોઇ શકે પણ મોડરેટ નેતાઓના હેતુની પ્રમાણિકતા......"

"Now be sensible Mr. Indulal!-"[1]

ચીફ રિપોર્ટરને ઇન્દુની દલીલ ન ગમી. તે જે કહે તેને

---

* ખરૂં જોતાં તેઓ પ્રજા લાભ માટે કંઇજ કરતા નથી.

૧. હવે સમજુ થાઓ, મી. ઇન્દુલાલ!

બ્રહ્માનો અક્ષર માની ન લેનાર આ યુવાન તેને ઉદ્ધત અને કમઅક્કલ જણાયો.

“ Our policy is settled after mature consideration and you are not competent enough to change it...[૨] જાઓ, આ “ ટાઈમ્સ”માં ‘ માર્ક ’ કરેલી બાબતનો તરજુમો કરી લાવો...” ચીફ રિપોર્ટરનો હુકમ છૂટયો.

ઈન્દુલાલ કચવાતે દીલે “ ટાઇમ્સ ” લઈ બેઠો.

ચાર પાંચ દિવસમાંજ આ પ્રતિભાશાલી યુવાનની ખાત્રી થઇ ગઈ કે ‘ સંધ્યા ’ પત્રના માલિકને મન તેના નોકરો મનુષ્યો ન્હોતા પણ યંત્રો હતા. એક રિપોર્ટર એટલે ભારતની ભાવી આશારૂપ નૌજવાન નહિ પણ રોજની પાંચ કોલમનો તરજુમો ! કમ્પોઝીટર અને બૉલરો એટલે શેઠની તિજોરી ભરનારા જીવતા સાધનો ! પગારદાર અધિપતિ એટલે શેઠને નામે શેઠને દેશાભિમાની તંત્રીની ઉપમા અપાવનાર ત્રણસો રૂપિયાનું કલમબાજ મશીન ! અહિં ઈન્દુલાલે જોયું કે કોઇને દેશની કે પ્રજાની પડી નથી પણ પોતાના પેટની પડી છે. તંત્રીખાતાના માણસોમાં કામની વહેંચણી પણ અકુદરતી રીતેજ થતી. રાજ્યદ્વારી વિષયના શોખીનને વેપારના રિપોર્ટોનો તરજુમો કરવાનો ને કવિતાની દુનિયામાં મહાલનારને મ્યુનીસિપાલિટિના ગટર ખાતાપર નોંધ લખવાની ! મુંબઇની ગંધાતી ગટર, શેર બજાર ને રૂ બજારની તેજી મંદી, હાઇકોર્ટના સેશન્સ કોર્ટમાં ચાલતા ચોંકાવનારા કેસો, મુંબઇની ધારાસભા ને લેજીસ્લેટીવ એસેમ્બલીથી માંડીને લંડનના વ્હાઇટ હૉલમાં થતા કામકાજની વિગતો વગેરે વગેરે એક લાખ ને એક પ્રશ્નો પર આ પત્રના તંત્રી મી. મંચેરશા મંકોડી ચુનો ને તંબાકુ ચાવતા ચાવતા કૉલમોની

---

૨. આપણી રાજનીતિ પુખ્ત વિચાર કરીને નક્કી કરેલી છે અને તેમાં ફેરફાર કરવાની તમારામાં યોગ્યતા નથી.

કૉલમો ભરી શકતા ને ઈન્દુલાલને એ “ આર્ટ ” શીખી લેવાની ભલામણ થતી. ઇન્દુ મુઝાયો. બેએક અઠવાડિયામાંજ તેનો સઘળો મોહ ઉડી ગયો. સ્હવારના પહોરમાં ઑફિસમાં જતાં ક્રૉનિકલ ને ટાઇમ્સના તરજુમા કરતાં ને કોઈ કોઇવાર અધિપતિ કહે તે પ્રમાણે લેખો લખતાં તેને કંટાળો આવવા લાગ્યો. તેનું વ્યક્તિત્વ મારી નાખવાના આ બધા અજાણતાં થતા પરોક્ષ પ્રયાસો હતા. આમાં મી. મંકોડીનો પણ દોષ ન્હોતો. તે બિચારા પણ પ્રુફરીડરથી માંડીને ધીમે ધીમે અધિપતિના પદ પર આવ્યા તેટલા સમયમાં પોતાનું વ્યક્તિત્વ ગુમાવી બેઠા હતા અને હવે ૨૦ વર્ષના “ લાંબા ને પહોળા ” અનુભવને આધારે મહાસભાના પ્રમુખે છ મહિના વિચાર કરીને લખેલા ભાષણપર પાંચ મિનિટમાં અગ્ર લેખ ચીતરી કાઢતાં તેમના અંતરાત્માને કોઈ પણ અંતરાય નડતો ન્હોતો.

ઈન્દુલાલ નવોજ હતો એટલે તેને ફાળે તંત્રીનું ચિત્ર વિચિત્ર કામ જવલ્લેજ આવતું. “ ટાઈમ્સ ”માંથી રૂટરના તાર તફડાવવાં, એસોસિએટેડ પ્રેસના તારના તરજુમા ઘસડવા અને સ્હવારના પત્રોમાંથી “ કટીંગ ” ફાડી મથાળાં બદલી પેપરનું ભરતીયું ભરવું, એમાં ઈન્દુલાલને “ પૈટની વેઠ ” શિવાય બીજું કંઇ જણાતું નહિ. નવા સાહસ, પ્રતિભા, ચમત્કૃતિને અહિં સ્થાનજ ન્હોતું. મોટી ફાંદવાળો એક નાલાયક શ્રીમંત બાપના પૈસાપર આ છાપખાનું કાઢી શક્યો હતો અને ફક્ત પૈસાને જોરેજ, બીજી કોઈપણ જાતની યોગ્યતા વિના તે “ મોટો માણસ ” ગણાઈ શકતો. દુનિયા એવી વિચિત્ર છે કે તે છૂપાં રત્નો શોધતી નથી ને ટેટના હીરાના જૂઠા ઝળકાટથી અંજાઈ તેની પાછળ મરી પડે છે !

ઇન્દુલાલની સ્વતંત્ર પ્રકૃતિ મી. મંકોડીને ન રૂચી. ચીફ રિપોર્ટર પણ એ યુવાનની પ્રતિભા જોઇ શક્યો નહિ. પ્રતિભા હંમેશાં ઈર્ષ્યાને જન્મ આપે છે અને ખાસ કરીને પોતાના હાથ નીચેના

માણસમાં પોતાના કરતાં વધારે બુદ્ધિ હોય તે ઉપરી અધિકારીઓ પસંદ કરતા નથી. આ નિયમ સામાન્ય છે—અપવાદ રૂપ નથી. ઈન્દુલાલના ઉપરીને મહિને ૨૫૦) રૂપિયા શિવાય સંધ્યા પત્રમાં બીજો કશો સ્વાર્થ ન્હોતો પણ ઈન્દુલાલની હુશિયારી તેને આંખની કણીની પેઠે ખટકવા લાગી ને તેથી તેણે તેને પજવવાની શરૂઆત કરી. ઇન્દુલાલ ભાષાંતરમાં લખે કે " લોઇડ જ્યોર્જની રાજનીતિ નિષ્ફળ નીવડી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી " ત્યારે એનો ઉપરી પોતાનો " લાંબો અનુભવ " બતાવવાને " અતિશયોક્તિ " ને બદલે " સરાહગાત " શબ્દ મૂકતો. આવી નજીવી જણાતી વાતો પણ આપણા નૌજવાનોની સ્વતંત્ર પ્રકૃતિના વિકાસમાં ઓછી બાધા-રૂપ નથી.

પહેલો પગાર મળતાં ઈન્દુએ પોતાના મિત્ર પરનો બોજો હલકો કરવાનો નિશ્ચય કરી જૂદી ઓરડી ભાડે રાખી ને " બજેટ" ઘડવા માંડયું:

આવકઃ રૂ. ૮૦

જાવકઃ

| | |
|---|---|
| ભાડું | રૂ ૨૫ |
| વીશી | રૂ. ૨૫ |
| ટ્રામ | રૂ. ૫ |
| ચ્હાપાણી ઇ. | રૂ. ૫ |
| ધોબી, હજામત ઇ. | રૂ. ૨–૮ |
| દીવાબત્તી | રૂ. ૧–૮ |
| ખિસ્સા પરચુરણ ખર્ચ | રૂ. ૫ |
| કપડાં સરેરાશ માસિક | રૂ. ૫ |
| પુસ્તકો | રૂ. ૫ |
| ટપાલ | રૂ. ૨ |
| માસિક દવાદારૂ | રૂ. ૫ |
| રામો | રૂ. ૪ |

રૂ. ૯૦
—રૂ. ૮૦ આવક
રૂ. ૧૦ ખોટ

મુંબઈમાં વસતા એક શિક્ષિત યુવાનનું આ માસિક બજેટ ! રૂ. ૧૦ થી ૧૨ ની માસિક ખોટ પુરતાં આ બિચારાઓના લોહીનું પાણી થઈ જાય છે અને છતાં વડીલો કહે છે કે મુંબઈ જઈને જુવાનીઆઓ ઉડાઉ થઈ જાય છે ! જો ઇન્દુ કુટુંબી હોત તો તેની દશા કેવી થાત તે તેણે તેના મિત્ર રમણની દશા જોઈને જાણી લીધું હતું. આવી કંગાળ સ્થિતિમાં આપણા યુવાનોની પ્રતિભા નજ ઝળકી શકે તે સમજી શકાય એવું છે. છતાં એ બિચારાઓને વખત કવખતે તાણા મારવામાં આવે છે કે ગુજરાતી યુવાનોમાં સંશોધક શક્તિ નથી, સ્વતંત્રતા નથી, પ્રતિભા નથી, પ્રજ્ઞા નથી, કંઈજ નથી ! જ્યાં યુવાનોને અમુક પદાર્થ પેદા કરનારા યંત્રો ગણવામાં આવતા હોય અને એવા યાંત્રિક કાર્યથી કોઈ એક શ્રીમંતના ફુટબૉલ જેવા શરીરને મોટરમાં ગબડવાની બાજી રમાતી હોય ત્યાં યુવાનોની પ્રતિભા ઝળકવાની આશા મૂર્ખાઓજ રાખી શકે.

## પ્રકરણ ૪૭ મું.

### જયા અને વહેંતીઆ સાક્ષરો.

નીશાનાથ નાણાવટી અને કનૈયાલાલ જયા આવ્યા પછી કાંતિલાલને ઘેર રોજ આંટા મારતા થયા. એક ગુજરાતના સાહિત્યમાં ચમત્કૃતિ અને ભભક ભરવાનો ફાંકો રાખતો હતો અને બીજો લલિત કાવ્યોનો ઇજારદાર થઇ બેઠો હતો. નીશાનાથની પત્ની એની ભભકથી અંજાઇને એની છાયા રૂપ બની ગઇ હતી. કનૈયાલાલની શાંતિ શાંતિનોજ અવતાર હતી. છતાં આ બે સાક્ષરોને જયામાં કંઈ અદ્‌ભુત જાદુ જણાયું હતું. જયા આવી તે પહેલાં બન્ને ગાઢ મિત્રો હતા. જયા આવ્યા પછી ઉભય વચ્ચે કંઇક ખટાશ થઈ. નીશાનાથ આવતો ત્યારે કનૈયો બેઠો હોય તો મી. નાણાવટીની ભભક જરા ઝાંખી થઇ જતી ને કનૈયાલાલને પોતાના કાવ્યોનું લાલિત્ય જયાને બતાવવામાં નીશાનાથની હાજરી ઘણીવાર કાંટા જેવી ખૂંચતી.

"જયાકુમારી! આજે તમે ગમે તેટલાં બ્હાના બતાવો તો પણ હું માનવાનો નથી. તમારે "જ્યોતિ" ના આવતા અંક માટે તમારી રસમય પ્રસાદી આપવી જ પડશે." નીશાનાથે જયાને આગ્રહપૂર્વક કહ્યું.

સ્હવારના અગિયારેક વાગવા આવ્યા હતા. કાંતિલાલ હમણાંજ જમીને ઓફિસમાં ગયો હતો અને જયાએ ખાધું ન ખાધું એટલામાં નીશાનાથની સવારી આવી પહોંચી હતી. જયા આ બે વહેંતીઆ સાક્ષરોને જાણી જોઇને ખેલાવી રહી હતી. તેના નિરસ જીવનનો એક માત્ર વિનોદ કનૈયાલાલ અને નીશાનાથને બનાવવાનો હતો.

"હું શું લખું નીશાનાથ?—"

"કંઇ પણ. તમે પોતેજ જીવંત કલા અને કવિતા છો. તમે જે લખશો તેમાં કંઇ ને કંઈ ચમત્કૃતિ તો જરૂર આવશે." નીશાનાથ બોલ્યો.

"નહિ આવે. તમે ધારો છો તેટલી હું બુદ્ધિશાળી નથી. જયા હસીને બોલી.

"એ તમારો વિનય બોલે છે–તમે બોલતાં નથી. તમારામાં હું ગુજરાતની સ્ત્રીસમાજનું જ્વલંત અભિમાન મૂર્તિમંત થયલું જોઉં છું. તમને ખબર ન હોય, જયાકુમારી કે તમારા આ આછાં આછાં હાસ્યો મારી લેખિનીને કેવું નવજીવન અર્પે છે !–"

"આછાં આછાં હાસ્યો એટલ શું !" જયાએ ટકોરમાં પૂછ્યું.

"તમને આવા સીનીક કોણે બનાવ્યાં ?" નીશાનાથ જરા કચવાઇને બોલ્યો.

"તમે જ–તમારી જાતવાળા પુરૂષોએજ."

"Nonsense ! શું કાંતલાલ તમારૂં યોગ્ય સન્માન નથી કરતો ?"

"એ ખાનગી સવાલ છે. મિ. નીશાનાથ ! તમે તમારી વાત આગળ ચલાવો." જયાએ સાક્ષરની ઉગતી અભિલાષા પર ડામ દીધો.

"I didn't mean to offend you Mrs. Jaya-kumari !... હું ફક્ત એટલુંજ ચાહુ છું કે હું તમારી કંઇક સેવા કરી શકું. સેવા ધર્મની મેં દીક્ષા લીધી છે ને તેમાંય સુંદરીસમાજના સમ્રાજ્ઞી સમાં તમે જો મારાં આરાધ્ય દેવી થાઓ તો હું રસસુના ગુજરાતને મંદિરે મંદિરે સ્નેહમૂર્તિની સ્થાપના કરી બતાવું..."

"તોમારી પ્રતિમા ગોડી મંદિરે મંદિરે" બંકિમચંદ્રની આ સુંદર ભાવના સ્ત્રીને ઉદ્દેશીને નથી લખાઇ પણ માતાને ઉદ્દેશીને લખાઈ છે હો મિ. નીશાનાથ?..."

પુનઃ આ તાતા જવાબથી સાક્ષર દબાયો.

"ત્યારે તમે મને છેક જ નિરાશ કરશો ? મારા માસિકને તમે નહિ જ શોભાવો ?" નીશાનાથે વાત બદલી છતાં બે અર્થ કાયમ રાખ્યા. આ શબ્દજાળ ભેદી નાખવાની શક્તિ જયાએ ઘણા વખતથી કેળવી લીધી હતી.

"તમે બહુ જ આગ્રહ કરો છો તો આ લો." કહી જયાએ એક નાની વારતા નીશાનાથને આપી.

"ઓહ! આભાર, આભાર! જયા કુમારી! આ સુંદર ગલ્પને હું એવાં રસમય ચિત્રોથી શણગારીશ કે આખીએ ગુજરાતી આલમ ઘેલીગાંડી બની જશે."

"અરે! ગાંડી ગુજરાતને ડાહી બનાવો નીશાનાથ! ગાંડાને વધુ ગાંડા બનાવવામાં સાર નથી–" જયા સ્મિત કરી બોલી.

"ઓહ! તમે કેવી અદભુત "સેટાયર" કરી શકો છો જયા-કુમારી!–" વારતા વાંચતો વાંચતો નીશાનાથ મલકાઇને બોલ્યો.

"તમે વાંચો–હું વાસણ માંજી નાંખું–" કહી જયા પાછલા ખંડમાં ગઇ.

"What a pity જયાકુમારી, કાંતિલાલ રામો નથી રાખતો?"

"નહિ. રામો બેચાર દિવસથી રજાપર ગયો છે."

"બીજો નોકર નથી?"

"ના."

"હું મારો માણુસ મોકલું?"

"નહિજી. થેંક્સ!"

"નહિ. નહિ. તમે સંકોચ ના રાખો. કાંતિલાલ મારો ઇષ્ટ મિત્ર છે. હું તેને કહીશ. તમારા નાજુક શરીરથી એ મહેનત નહિ થાય."

"કેમ ન થાય? હું તો વર્ષોથી ઘરકામમાં ટેવાયલી છું."

"હશે. પણ તમારો અમૂલ્ય સમય આવા નિર્જીવ કામમાં શા માટે જવા દેવો જોઇએ?"

જયા કંઇ જવાબ આપ્યા વિના કામે વળગી. થોડીવાર પછી સાક્ષર શ્રી નીશાનાથ નાણાવટીએ ભારી દીલે રજા લઈ ઘર તરફ-નો રસ્તો લીધો.

જયા એકાદ વાગે પરવારી જયાજયંત વાંચવા બેઠી પણ તેનું લક્ષ જયાના બ્રહ્મચર્યાશ્રમ કે જયંતના શૌર્યમાં ન લાગ્યું. તે આદર્શ અને વહેવારની તુલના કરવા લાગી. ભાવનાના પ્રદેશમાં રમતા તરંગીઓ વહેવારમાં કેટલા ક્ષુદ્ર બની જાય છે તેનો વિચાર કરતાં તે કમકમી. જોતજોતામાં બે ત્રણ કલાક પસાર થઇ ગયા. ઘડીઆળમાં ચાર ટકોરી ટીન ટીન વાગી ગઇ ને છેલ્લી ટકોરી પૂરી થતાં કનૈયાલાલ હસતો હસતો આવી પહોંચ્યો.

"કેમ કાંતિ નથી આવ્યો ?"

"એ સાંજે ૭ વાગે આવે છે તે તમે નથી જાણતા ?" જયાએ દંભી કવિનું હૃદય સોંસરૂં વીંધી નાખ્યું. કવિ નાનાલાલની અણઘડ અને અર્થહીન નકલ કરનારા આ વહેંતીઆપર તેને ખૂબ તિરસ્કાર ઉપજ્યો હતો.

"જયા બ્હેન !–" આવકાર વિના એક ખુરશીપર બેસી જઇ કનૈયાલાલ બોલ્યો.

"આ કાવ્ય ગઇ રાતે જ લખ્યું. શાંતિ તો એના પરથી ગાંડી ગાંડી થઈ ગઇ છે ! પણ હું તમારો અભિપ્રાય માગું છું."

"હું કાવ્યોની અભ્યાસી નથી."

"નહિ, નહિ. એમ ના બોલો. ટુંક સહવાસમાં હું જોઈ શકયો છું કે તમારામાં "ક્રીટીક" અને ઓબઝરવરનાં ઉમદા લક્ષણો છે. મહેરબાની કરી સાંભળશો !–'

"વાંચો–"

"આ નાનકડા કાવ્યનો ટુંકો સરીખડો ઇતિહાસ છે, જયા બ્હેન !–"

"ત્યારે પહેલાં ઇતિહાસ કહી જાઓ–" જયા વ્યંગથી હસીને બોલી.

"અમદાવાદમાં જ્યારે રવીબાબુ આવ્યા ત્યારે જગતના એ

કવિ પયગંબરના દર્શન કરવાનો અનુપમ લ્હાવો મને મળ્યો હતો. બાપુજીના સત્યાગ્રહાશ્રમમાં ધવલ ચંદનીના રમ્ય પ્રકાશમાં રવીબાબુના કિન્નર કંઠે ગવાયેલ એકતારાનું મધુર ગીત સાંભળતાં મને જે આનંદ થયો હતો તે કેમે કરી ભૂલી શકાતો નથી."

"તમારો ઇતિહાસ લાંબો જણાય છે."

"નહિ, નહિ, I am coming to the end. એ ચાંદની રાતનાં મીઠાં સંસ્મરણ ગઇ રાતે તાજાં થયાં. હું મારા બંગલાની અગાસીમાં બેઠો હતો. બાજુમાં સતારી લઈ શાંતિ કંઇ ગાઇ રહી હતી ને ઉપર આકાશમાંથી તોફાની તારાઓ અમને આંખ મારતા હતા."

"તમે નવલકથા લખી છે કે કાવ્ય?"

"કાવ્ય, કાવ્ય! અધીરાં ના થાઓ. હું શાંતિનું મીઠું ગાન સાંભળી રહ્યો હતો. એવામાં..."

"એવામાં પ્રેરણાનો પ્રવાહ છૂટયો ખરૂંને!"

"હા. હા. તમે કવિ છો, નૈસર્ગિક કવિ છો. કવિની મનોદશા તમે તરતજ પારખી શક્યાં... મારી બાજુમાં ખબરદારનું "સીલ્કન ટેસલ" અને સરોજીની નાઇડુંનું ગોલ્ડન થ્રેશોલ્ડ પડયાં હતાં!..."

"હવે તમે લખ્યું છે શું તે વાંચોને!"

"સીલ્કન ટેસલની પાછળના કોરા પાના પર ફક્ત ત્રણ મિનિટમાં આ અજબ કાવ્ય મેં લખી નાખ્યું:"

આહા! હો જગતના જાણણહાર
શી ચમત્કૃતિ ભરી છે તેં!
મને ને મારી પ્રિયતમાને,
ચંદનીના ધવલ રમ્ય પ્રકાશમાં
કોક અનેરી મુગ્ધાની નીલ સાડી પરની ટીકડી સરીખડાં,
તારાં આ પ્રિય તારલીયા

પ્રેમ વન્હી જગવવા,
આંખ મારી રહ્યા છે મારા નાથ !
સંતાકુકડીની આ અણુમોલ રમત
નયનોના જાદુના આ અદ્‌ભૂત ખેલ,
પ્રેમનાં જાદુભર્યાં દેશના આ અજબ મંત્રો.
કોણે-કોણે સૃષ્ટિને ચરણે ભેટ ધર્યાં છે !

કેમ ! જયાબ્હેન ! સાચું કહેજો ! કેવું કાવ્ય છે ? ” કનૈયાલાલ અધીરો થઇ બોલ્યો. તેની આંખો ચમકી રહી.

“ કાવ્ય તો નથી પણ તમે જેવા છો તેવું કંઈક તમે લખી નાખ્યું છે. ”

“ કાવ્ય નથી ? કોણ કહે છે ? ગુજરાતના રવીન્દ્રનાથ ટાગોર સરીખડા કવિવર નાનાલાલની અદ્વિતિય રસભરી શૈલીમાં લખાયલું આ અપદ્યાગદ્ય છે !...નીશાનાથ “ જ્યોતિ ” માં એ પ્રગટ કરશે પછી એના પર ગુજરાતના વયોવૃદ્ધ સાક્ષરો શો મત ઉચ્ચારે છે તે તમે વાંચશો કેની જયાબ્હેન ! તો તમારી બધી ભ્રમણા ભાગી જશે. ”

“ આ કાવ્ય “ સાહિત્ય ” માં મોકલી જુઓને ! ”

“ સાહિત્યમાં ? એ માસિક કંઈ સંસ્કારી ગણાય ? એનામાં રસ ક્યાં, કલા ક્યાં, ઔચિત્ય, માધુર્ય અને ડોલન ક્યાં ! અરે વાણિયા વેપારીઓ સાહિત્ય સમજશે ત્યારે અમારા જેવા ક્યાં જશે ? ”

“ હું પણ વાણિયા વેપારીની જ જાતની છું.”

“ Oh ! you are an exception...* કેટલાક આત્મા જન્મથી જ કવિત્વ લઇ આવે છે. ખારા સમુદ્રમાં મીઠી વીરડી હોય છે ની તેમ !—”

જયા કંઇ બોલી નહિ. થોડીકવાર આવો જ બીજો લવારો કરી કનૈયાલાલે રૂખશદ લીધી.

---

* અરે ! તમે તો અપવાદ રૂપ છો !

## પ્રકરણ ૪૮ મું.

## લલિતા વેશ્યા થઇ.

તારા લાગણીહીન, સંસ્કારહીન વેશ્યા હતી છતાં તે મનુષ્ય હતી. મનુષ્યત્વના સઘળા ગુણો તેણે ચરવા મોકલ્યા ન્હોતા. લલિતાના દગાબાજ પ્રેમીના વિશ્વાસઘાતથી તે બિચારીની થયેલી નિરાધાર દશા જોઇ તારાને દયા આવી અને તેણે લલિતાને ૨૦૦ રૂપિયાના પગારે એક શ્રીમંતને સોંપી. તારાએ લલિતાની ખરીદીમાં જે પૈસા વાપર્યા હતા તે છોડી દેવાની ઉદારતા તેનામાં ન્હોતી. એવી ઉદારતા હોત તો પણ એની લાગણીહીન મા એ રકમ જવા ન દેત. આથી તારાએ દર મહિને લલિતાના પગારમાંથી ૧૦૦ રૂપિયા કાપી લેવાની ગોઠવણ કરી અને લલિતાએ તે કબૂલ રાખી.

લલિતાનો નવો આશક કાંતિલાલનો મિત્ર કનૈયાલાલ જ હતો. કનૈયાલાલ પરણેલો હતો અને તેની પત્ની શાંતિ તેનાપરથી જીવન ન્યોછાવર કરી નાખતી હતી છતાં લલિતકાવ્યના આ ઈજારદારને કલાપીની પેઠે બે નહિ પણ ડઝન બે ડઝન ગોપીઓ સાથે વિહાર કરી "કનૈયા" ના રસિક જીવનનો લ્હાવો લેવાનો શોખ હતો. તારાનો તે મીઠો મહેમાન હતો. તારાપરનો તેનો મોહ ઉડી ગયા પછી એ ખધી ખવાસણે કનૈયાને નવી નવી પ્રણયીનીઓ એના પ્રેરણાના પ્રવાહને અખંડિત રાખવા માટે મેળવી આપી હતી. કનૈયાના બાયલાવેડાથી એ માહિતગાર હતી અને લલિતાનું ગાડું એની સાથે ઠીકઠીક ચાલશે એમ ધારી તેણે એને આ નવું પંખી સોંપ્યું હતું.

સાંજે સાતેક વાગ્યા હતા. લલિતાને તારાએ ખબર આપી હતી કે આજે તેનો પ્રિયતમ આવવાનો છે. આ પ્રિયતમને બિચારી લલિતાએ જોયો પણ ન્હોતો. તારાએ તેને સુંદર વસ્ત્રો પહેરાવ્યાં. લલિતાના માથાપરના વાળ હવે ઠીક ઠીક વધી ગયા હતા. તારાએ જાતે એ વાળને મોહક ગુચ્છામાં ગોઠવ્યા. લલિતા ફાંકડી

દેખાવા લાગી. આયનામાં જોતાં એને એની સુંદરતાનું અભિમાન આવ્યું. પણ એ જ સુંદરતા આજે પાપી પેટને માટે એક અજાણ્યા શખ્સને વેચવી પડશે એ ખ્યાલથી તે કમકમી. તેનું મ્હોં ઉતરી ગયું. તેની બધી મસ્તી ઉડી ગઇ અને જાણે હમણાં રડી પડશે એવા દયામણા મ્હોએ તે **તારા** તરફ જોઇ રહી.

"કેમ ! શું થયું ?"

"**તારા** બ્હેન ! હું તમને પગે લાગું. મને બે ટંક સૂકો રોટલો આપજો. હું તમારી દાસીનું બધું કામ કરીશ. પણ મને આ નથી ગમતું." **લલિતા** આ શબ્દો બોલતાં રડી પડી. **તારા** એક પળ ચુપ રહી. બીજી પળે તે બોલી:

"લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જાય તે આનું નામ ! આબરૂની આટલી બધી દરકાર હતી તો **રામશંકર** સાથે કાળું કરતાં વિચાર ન્હોતો કર્યો ?" વેશ્યાનો આ તાણો **લલિતા**ના કોમળ હૃદયમાં સોંસરો પેસી ગયો.

"હું જાણું કે બિચારી સુખી થાય. એમ જાણીને મેં કનૈયા કહાન જેવો શેઠ તારે માટે શોધી કાઢયો ત્યારે તું સતી **સીતા** થવા માગે છે !" **તારા** ગુસ્સાથી પુનઃ બોલી: "બોલ, તારે શું કરવું છે તે મને કહી દે. આવાં નખરાં મારા ઘરમાં નહિ ચાલે–"

"ઓ નહિ, નહિ, બ્હેન! આવું ન બોલો. હું તમે કહેશો તેમ ચાલીશ." **લલિતા** લાચારીથી બોલી.

"ઠીક ત્યારે! હવે કેવી ડાહી લાગે છે! ચાલ, આંખ ધોઇ નાખ. હું તને કાજળ આંજું–"

**લલિતા**એ કરમને દોષ દઇ પીઅર્સ સાબુથી મ્હોં ધોઈ નાખ્યું. **તારા**એ તેની મારકણી આંખો કાજળથી વધુ મારકણી બનાવી અને બન્ને પાછી મીઠી મીઠી વાતો કરવા લાગી.

"જો બ્હેન ! હજુ તું નવી છે એટલે તને લાગી આવશે. પણ

બે ચાર મહિના પછી તું જ મને કહેશે કે પરણેલી ગુલામડીઓ કરતાં આપણી દશા હજાર દરજ્જે સારી છે. ”

“ સંસાર તે સંસાર હો તારા બ્હેન !”

“ ધૂળ ને ધુમાસા! જોજે, આવતી કાલે હું સામેના માળામાં તને સંસારનો તમાસો બતાવીશ. ” તારા તુચ્છકારથી બોલી.

“ એ વળી શું છે ?”

“ એસ્તો ! પરણ્યાના ભવાડા ! એક બાઇ બિચારી સામે રહે છે. એના શરીરના એક એક હાડકાં ગણી શકાય એવું એનું શરીર છે પણ એનાપર એનો પતિદેવ લાકડીનો કેવો મારો ચલાવે છે તે તું જોશે ને તો એવા સંસારને નવ ગજના નમસ્કાર કરશે !—”

લલિતા વિચારમાં પડી.

આ વખતે કનૈયાલાલ હસતો હસતો દિવાનખાનામાં દાખલ થયો. તારા તેને જોઇ હસીને બોલી:

“ આવો કનૈયાલાલ !”

“ પેલી ક્યાં છે ?” ખુરશી પર બેસતાંજ કવિ બોલી ઉઠયો. તેની નસેનસ કવિતા બનાવવાને ઉછળી રહી હતી !

“ કેમ એટલા બધા અધીરા થઇ ગયા ? એ તો ચાલી ગઇ—”

લલિતા શરમાઇને બીજી બાજુ જોઇ ચુપ બેસી રહી હતી. તારા કનૈયાલાલને બનાવવા લાગી તે જોઇ એ એકલી એકલી હસી.

“ તું મશ્કરી ના કર તારા ! મેં કાલે તો પગાર મોકલ્યો ને આજે એ ચાલી ગઇ ?”

“ હા. એની મા માંદી પડી. ”

“ જહન્નમમાં જાય એની મા ! સાચું કહેને !”

“ એને જોયા વિના જ આટલા આકળા થઇ ગયા તો જોયા પછી શું કરશો ?”

“ અમે રહ્યા કવિઓ, સમજીને તારા ! અમે કોણ ? મસ્ત !”

"એમ ! વાહરે મારા મસ્ત ! લો, આ તમારાં પટરાણી !..." કહી તારા ખડખડ હસી ને ઓરડામાંથી બહાર ચાલી ગઇ. જતાં જતાં એ બારણું ઠેલવાનું ભૂલી નહિ. "તારૂં નામ શું ?" તારા જતાં તરતજ લલિતાની પાસે જઇ કનૈયાએ તેના માથાપરનો છેડો ખસેડી નાખી પૂછ્યું.

"લલિતા" ભોળી વિધવાએ જવાબ આપ્યો.

"તારા વાળ આટલા બધા ટુંકા કેમ ?"

"જાઓ, એવું શું પૂછો છો ?" શરમાઇને માથાપર પાછો છેડો ઢાંકતી લલિતા બોલી.

"ના, ના, મારા સમ. કહે તો ખરી."

"શું કહું ?"

"તું વિધવા છે ? " કનૈયાએ કલ્પના કરી.

"હા."

"તું ક્યારે વિધવા થઇ ?"

"વરસેક થયું હશે."

"તારા વાળ કાપી નાખ્યા હતા ?"

"હાસ્તો વળી."

"તારી ન્યાત શી ?"

"વાણિયા."

"કેવા વાણિયા ?"

"દશા શ્રીમાળી" લલિતા આ ઉલટપાલટ તપાસથી જરા કંટાળીને બોલી.

"તને અહિં કોણ લાવ્યું ?"

"મારૂં નસીબ."

"અફ્સોસ !—

"કેમ અફ્સોસ કરો છો ?"

"તારી આ હાલત માટે."

"તો મને હવે તમે સુખી કરો. તમે મને છડેચોક તમારી

સ્ત્રી તરિકે રાખશો ?" લલિતાએ કનૈયાની વાક્ચાતુરીનો લાભ લઈ તેને તેની જ શબ્દજાળમાં ફસાવ્યો.

"આપણા લોકો કેવા જુલમી છે ? વિધવાઓને પુનર્લગ્નની છૂટ હોય તો."

"તો તમારા જેવાને મારા જેવી નહિ મળે—" કવિની કલ્પનાસૃષ્ટિપર લલિતાએ અજાણતાં ઘા કર્યો. કનૈયો ચૂપ થઇ ગયો.

"તને કંઇ ગાતાં આવડે છે?"

"ના–"

"કંઇ નહિ. હું શીખવીશ." કહી તેણે લલિતાને બાથમાં લઈ ચુમી લીધી. લલિતા મુઝાઇ–જરા ત્રાસી. તેને તેની દશા જોઈ કમકમાં આવ્યાં. હવે આ અજાણ્યા શખ્સને રાજી રાખવા માટે તેને ગમે તેવા ચેન ચાળા કરવા પડશે એ ખ્યાલથી તે ધ્રુજી ઉઠી.

"શા વિચાર કરે છે ?"

"કંઈ નહિ."

"તું મને ચાહે છે ?"

"તમેય કેવો સવાલ પૂછો છો ? હજુ તમે મને હમણા જ મળ્યા. ચાહ એવી વસ્તુ છે કે જે એક પળમાં પેદા થાય ?"

આ પ્રશ્ને કનૈયાલાલને કંઇક રાજી કર્યો. તે સમજી શક્યો કે તેને કંઇક સંસ્કારી સ્ત્રી મળી છે.

"જો વ્હાલી! હું તને સુખી કરીશ. તું મારી થશે તો તારે અહિં વધુવાર નહિ રહેવું પડે."

"તમે મને સુકો રોટલો નાખશો તોય હું નીભાવી લઇશ, પણ પ્રભુને ખાતર મને ના રવડાવતા."

"નહિ, નહિ, તું ગભરા ના." કહી કનૈયાએ લલિતાની આંખો ચુમી લીધી.

## પ્રકરણ ૪૯ મું.

### સીનેમામાં.

વહેંતીઆ સાક્ષરોને વિદાય કરી જયાએ સાંજની રસોઈની તૈયારી કરવા માંડી. સ્ટવ સળગાવી પુરીઓ તૈયાર કરી ને શાક મૂક્યું. સાંજના ૭ સાડા ૭ વાગે કાંતિલાલ આવ્યો. આવતાં વાર તે બોલ્યોઃ

"રસોઇ થઇ?"

"પાંચેક મિનિટની વાર છે."

"જરા ઉતાવળ કરને વ્હાલી!"

"કેમ?"

"સીનેમામાં જવું છે."

જયા ગુપચુપ પોતાનું કામ કરવા લાગી. કાંતિલાલ આજસુધી તેની સાથે ઘણી જ શાંતિથી વર્ત્યો હતો. આજે સીનેમામાં લઇ જવાની વાતમાં જયાને કંઇ ભેદ જણાયો નહિ. તે સમજી હતી કે કાંતિલાલ "પડયું પાનું નીભાવી લેવાની" કોશેષ કરી રહ્યો છે અને બળતા હૃદયે તેને પોષી રહ્યો છે. હમણાં હમણાં જયાના દીલમાં કાંતિલાલ માટે કંઇક માન અને દયાની લાગણી પેદા થઇ હતી. "એ પણ શું કરે? જે સમાજની હું ગુલામ છું તે જ સમાજનો એ પણ ગુલામ છે. અને આખી સમાજ વેદીઆ પંડિતોએ પાડેલા લોખંડી રિવાજની ગુલામ છે." આવા વિચારથી તે કાંતિલાલની સગવડ સાચવવાને પુરતી કાળજી રાખતી. પણ કાંતિલાલના શરૂઆતના વર્તનપરથી બન્ને વચ્ચે ઉત્તર ધ્રુવનું અંતર પડયું હતું તે કમી થયું ન હતું.

કાંતિલાલ મુત્સદ્દીની પેઠે શેતરંજની બાજી ખેલી રહ્યો હતો. તે જયાપર શાંતિથી પોતાની માલિકી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરી રહ્યો

હતો. કનૈયાલાલ અને નીશાનાથે તેની સમક્ષ જયાની તીવ્ર બુદ્ધિની પ્રશંસા કરવામાં કચાસ રાખી ન્હોતી. કનૈયાએ તો બધો દોષ કાંતિલાલપર ઢોળ્યો હતો એટલે તેણે જયાની સાથે ઘણી જ કુશળતાથી બાજી ખેલવા કુમાંડી હતી. આખરે તેની ધીરજ ખૂટી. આજે સ્હવારથી જ તે ધુંધવાઇ રહ્યો હતો. "મારી પરણેલી સ્રીને રાજી કરવા માટે આવી ભયંકર તપશ્ચર્યા કરવાની મને શી પડી છે?" એવો વિચાર કરી તે જયાને જીતવાનો નિશ્ચય કરી ઘેર આવ્યો હતો: વેસ્ટ એન્ડ સીનેમામાં પ્રીસીલ્લા ડીન નામની જાણીતી નટીના પાર્ટવાળી એક પ્રેમકથાની ફીલમ હતી. આ ફીલમ બતાવી જયાના હૃદયના સ્નેહના તંતુઓ ઝણઝણાવી કાંતિલાલે પ્રિયતમપદ પ્રાપ્ત કરવાની હોંસ રાખી હતી.

"ચાલો રસોઇ થઇ ગઈ." જયાનો ઘંટડી જેવો અવાજ સંભળાયો. કાંતિલાલને એ સ્વરમાં જાદુઈ મીઠાશ જણાઈ. તે જમવા બેઠો.

"તું પણ બેસી જાને?"

"હું પછી જમીશ."

"ના ના. સાત વાગ્યાના 'શો' માં જવું છે ને હમણાં પોણા સાત તો થઇ ગયા. બેસી જા, ડીયર!"

તેણે વ્હાલભર્યો આગ્રહ કર્યો.

જયા જમવા બેઠી. એ હિમ્મતથી પોતાના સિદ્ધાંતનો અમલ કરી રહી હતી. પણ તેની આંતર વ્યથાનો પાર ન્હોતો. તેના લગ્ન થયા પછી આજ સુધીમાં એવા બનાવો બન્યા હતા કે જેથી તેની છાતી ચીરાઇને ચાળણી જેવી થઇ ગઇ હતી. અમદાવાદમાં એની માતા સુમિત્રાએ એનાપર જુલમ વરસાવવાની શરૂઆત કરી ત્યારથી જ આ બંડખોર યુવતી ક્ષયરોગના મંદ ઝેરથી ગળાતી ગઇ હતી. મુંબઇ આવ્યા પછી એના હૃદયને કોઇ જાતનો આરામ

મળ્યો ન્હોતો. અત્યાર સુધી કાંતિલાલ શાંત રહ્યો તે માટે તે પ્રભુનો આભાર માનતી હતી. પણ અંદરથી તેનો રોગ વધતો જ જતો હતો. તેના ગાલપરની એક વારની મોહક રતાશ ઉડી જઈ તેની જગ્યાએ ફીકાશ આવી હતી. તેની કાળી વિશાળ આંખો જરા જરા ઉંડી ઉતરી ગઇ હતી અને તેના શરીરની હાડકીઓ નજરે પડવા લાગી હતી.

જમીને બન્ને સીનેમામાં ગયાં. કાંતિલાલે બોક્ષની ટીકીટ ખરીદી.

" આટલો બધો ખર્ચ શા માટે કરો છો ? " જયા મંદ-મંદ મુસ્કેરાઈ બોલી.

" તારે માટે. "

બન્ને બોક્ષમાં જઇ બેઠાં. ફીલમ શરૂ થઇ.

બગદાદની જાહોજલાલીના સમયની એક પ્રેમકથા ફીલમમાં ઉતારવામાં આવી હતી. મસ્ત સુલતાન એક ફકીરની નૌજવાન બેટીપર આશક પડી રાજ ને તાજને ફના કરી નાખવાને તૈયાર થયો હતો. દરરોજ રાતે તે પોતાની માશુકને મળવા માટે છૂપા વેષમાં રાજમહેલમાંથી નીકળી જતો અને એક ગીચ ઝાડીમાંથી પગે ચાલતો પેલા ફકીરની બેટીને મળતો. પ્રીસીલ્લા ડીન જેવી મશહુર નટી એ ફકીરની બેટી બનતી હતી અને પ્રેમાળ મુગ્ધાનો પાર્ટ એ એવી પ્રશંસા પાત્ર રીતે ભજવતી હતી કે જોનારથી "આફ્રિન" પોકાર્યા વિના રહેવાતું નહિ. કાંતિલાલ ખુશમિજાજથી ફીલમ જોઇ રહ્યો. તેની પાસે તેની પ્રીસીલ્લા ડીન બેઠી હતી. તેને વારંવાર અડપલું કરી તે પોતાની વિહવળતા વ્યકત કરવા લાગ્યો. જયાની દશા અકથનીય થઇ પડી. થીએટરમાં તે કાંતિલાલ સાથે વિગ્રહ જગાવી નાહક બન્નેની આબરૂ બગાડવા માગતી ન્હોતી. કાંતિલાલના અડપલાં શરૂ થયા પછી તે દોઢ કલાક પૂરો થવાની રાહ જોવા લાગી.

"કેમ ગમે છે ને ?" કાંતિલાલે પૂછયું.

જયા કંઈ બોલી નહિ.

"તું તો રસિકતા સારી રીતે સમજી શકતી હોઈશ. પેલો સુલતાન કેવો મસ્ત હતો ? એને એની માશુકના પ્રેમ આગળ તાજની પણ પરવા છે ?"

"નહિ."

"એનું નામ પ્રેમ"

"બરાબર. એ ઢીંગલા ઢીંગલીની રમત નથી." જયાએ તક સાધી ટીકા કરી. કાંતિલાલ દીલમાં દાઝી ગયો.

"જો આ સીન કેવો અચ્છો છે ? દ્રાક્ષના મંડપમાં બન્ને પ્રેમીઓ ઉભાં છે ને પેલી દ્રાક્ષના વેલાપરની દ્રાક્ષનો લુમખો દાબી પેલી યુવતી સુલતાનના મ્હોંમાં રસ નાખે છે. આહા ! આ જમાનો ગયો તે ગયો જ. એક વાર આપણે ત્યાં પણ આવી મસ્તી હતી."

"હશે, જે "હતું" ને હવે નથી તેનો શોક શો કરવો ? કાશ્મીરમાં હજુય દ્રાક્ષના મંડપો છે."

"પણ જહાંગીર ને નુરજહાં કયાં છે?"

"જહાંગીર ને નુરજહાં શિવાય બીજાઓને દ્રાક્ષના મંડપમાં મહાલતાં નહિ આવડતું હોય ખરૂં ?–"

"એમ નહિ."

"ત્યારે કેમ ?" જયાએ મશ્કરીમાં મસ્તી બતાવી.

"તને મશ્કરી સુઝે છે ને મારો જીવ જાય છે." કાંતિલાલે એક નિસાસો નાખી કહ્યું.

ખેલ ખલાસ થયા પછી બન્ને ઘેર ગયાં.

કાંતિલાલ પ્રેમનાટક જોઈ મસ્ત થઇ ગયો હતો. તેની દશા ભૂખે મરતા ભિખારીથી પણ બદતર થઇ હતી. જયાની દશા ત્રિશંકુ જેવી હતી. તેને કાંતિલાલની દયા આવતી હતી અને છતાં તેનો

અભિમાની આત્મા નમણું આપવાની સાફ ના પાડતો હતો.

જયાએ જુદાં જુદાં બિછાનાં પાથર્યાં. તે મુંબઇ આવ્યા પછી હંમેશા રસોડાવાળા ખંડમાં જુદી સૂતી હતી. આજે પણ એ જ પ્રમાણે તેણે પોતાનું બિછાનું કર્યું.

"જયા! તું આવી જુદાઇ ક્યાં સુધી રાખશે?" દયામણે ચહેરે કાંતિલાલ બોલ્યો.

"જીંદગી સુધી. આપણી ભૂલનું પ્રાયશ્ચિત ભોગવ્યે જ છૂટકો છે." કહી તેણે વચમાંનું દ્વાર બંધ કરી લીધું. કાંતિલાલ એકલો એકલો પોતાના ભાગ્યને શાપ દેવા લાગ્યો. જયાના આજના વર્તનથી તેને અત્યંત લાગી આવ્યું. આટલા માનથી વર્તવા છતાં જયા તેની ન થઈ શકી તેથી તેને ભારી નિરાશા ઉપજી અને આ વીફરેલ વૈરીને ચૌદમું રત્ન બતાવ્યા વિના છુટકો જ નથી એમ તેને પુનઃ પુનઃ લાગવા માંડયું.

## પ્રકરણ ૫૦ મું.

### મહિલા આશ્રમ.

કુસુમ બીજા વરને તોરણે વા ખાતો રાખી મુંબઇ જતી ટ્રેનમાં ઉપડી ગઇ. તેણે ભાવીનો લેશ માત્ર વિચાર કર્યો ન્હોતો. ઇન્દુલાલને તે ચાહતી હતી પણ આ સાહસ કરતી વખતે તેણે પોતાના પ્રિયતમને મળવાનો ખ્યાલ રાખ્યો ન્હોતો. તેને બળજબરીથી થતાં પોતાના લગ્ન અટકાવવાની ધૂન લાગી હતી. તેની અભણ મા પોતાની સંસ્કારી કન્યાને ગમે તેવા વહેવારઘેલા શુષ્ક વેપારી સાથે લગ્નની અતૂટ બેડીથી જકડી દે, એ વિચાર જ કુસુમને અસહ્ય થઇ પડયો હતો. ઘણો-ઘણો વિચાર કરીને તેણે આ ભયંકર સાહસ કર્યું હતું અને ભવિષ્યમાં શું થશે એ વિચાર તેની કોમળ છાતીને ધડકાવી રહ્યો હતો. છતાં તેને પોતાના સાહસ માટે પસ્તાવો થતો ન્હોતો.

" આવા ઉદ્ધત બંડ શિવાય અમારે માટે બીજો રસ્તો જ નથી..." ટ્રેનમાં બેઠા પછી તે વિચાર કરવા લાગી: " હિંદુ સમાજના યુગયુગ થયા ચાલી આવતા રિવાજોનું નિકંદન કાઢવા માટે સરકાર કાયદો ન ઘડે ત્યાં સુધી મારા જેવી ભાવનાવાળી કન્યાઓનાં ખૂન થયા જ કરશે. અને જો અમે આત્માનો નાદ ગજાવતી જ જીવવાનું પસંદ કરીશું તો બંડ શિવાય બીજો કોઇ આરો જ નથી. આ સમાજને અમે બીજી શી રીતે સમજાવીએ ? આજ સુધીમાં એના ખપ્પરમાં લાખો અભાગણી કન્યાઓ ને વિધવાઓ હોમાઇ ગઇ છે. પણ હજુ એ રાક્ષસીની લોહીની તરસ છીપી નથી. હજુ સ્ત્રીઓ વસ્તીવર્ધક યંત્ર, દાસી અથવા ડૉલી જ મનાય છે. એ દાસીઓ, ડૉલીઓ ને જડ યંત્રોને જીવંત સહચરીના સ્થાનપર મૂકવા માટે ભયંકર આક્રમણ જ કરવાં પડશે..." તેણે અનેક તર્કવિતર્ક કરી પોતાના કાર્યની ક્રૂર સમાલોચના કરી જોઇ. મારી ભૂલ તો

ન થતી હોય ? એમ માનીને તેણે પ્રારંભથી આજ સુધીના તેના વર્ત્તનપર નજર નાખી. ચીમનલાલની મોહક ઈંદ્રજાળપરનો તેનો મોહ, જયાની સલાહ, ચીમનલાલની સ્વાર્થી વૃત્તિ, લાલદાસ અને કપોળ મહાજનનો જૂલમ, તેની માતાની કરડી સખ્તાઇ અને એ ઝેરી અને તીખા વાતાવરણમાં તેણે બતાવેલો સંયમ, એ સર્વપર વિચાર કરતાં તેને લાગ્યું કે તે તેના અંતરાત્માના અવાજ પ્રમાણે ચાલવાથી જ પ્રભુને પસંદ કરી શકશે. પ્રેમ સ્વરૂપ ગણાતો પરમ-દયાળુ પિતા કદિ પણ અયોગ્ય લગ્નોની બેડીથી પોતાના બાળકોને જકડવા ન ચાહે એવી તેની ખાત્રી હતી. તે ઇન્દુલાલને શુદ્ધ પ્રેમથી ચાહતી હતી. તેની વીરતાથી તે મુગ્ધ થઇ ગઇ હતી. પણ એ પ્રેમ એના હૃદયકપાટમાં જ છૂપાઇ રહ્યો હતો. દેવો પણ એવા નિર્મળ પ્રેમના અમીઝરણમાં સ્નાન કરવામાં લ્હાવો માને એ વિષે તેને કશો શક ન્હોતો.

" હવે કયાં જાઉં ? જયા બ્હેનને ત્યાં જવામાં સાર નથી. એ બિચારીને એનું જાનવર કેવી રીતે સતાવી રહ્યું હશે તે હું જાણુતી નથી. પણ ત્યાં જરૂર તુમુલ યુદ્ધ જામેલું હોવું જોઇએ. એવા આગના ભડકામાં હું જઇને શા માટે ભારરૂપ થાઉં ? ઇન્દુલાલ પાસે જાઉં ? એ મને રાખશે ? કદાચ એમનાપર મારે લીધે આફત આવી પડે તો ? કાયદો સ્ત્રીઓનું વ્યક્તિત્વ સ્વીકારતો જ નથી. એનો માલિક એનો પતિ અથવા પિતા ! એની પોતાની જાતપર એની કંઇ જ સત્તા નથી. વળી ઈન્દુલાલને ત્યાં હું જઇશ તો મુઆ લોકો એમને જંપવા દેવાના છે ? મારે લીધે એમની નિંદા થાય તે ઠીક નહિ...કંઇ નહિ. હું મુંબઈમાં મહિલાઆશ્રમમાં જઇશ. ત્યાંથી મને કોઇ બળજબરીથી ઉપાડી જવાનું નથી." અંતે તેણે મહિલાઆશ્રમમાં જ જવાનો નિશ્ચય કર્યો.

ટ્રેન ગ્રાંટરોડ સ્ટેશનપર આવતાં તે ઉતરી પડી ને વિકટોરીયા

ભાડે કરી સેંડહર્સ્ટ રોડપર આવેલા મહિલાઆશ્રમમાં ગઇ. આ આશ્રમની તેણે વર્તમાનપત્રોમાં ઘણી પ્રશંસા વાંચી હતી તેથી જ તે ત્યાં જવાને લલચાઇ હતી.

આશ્રમનું મકાન ભવ્ય હતું. આસપાસ વિશાળ કમ્પાઉંડ હતો અને કમ્પાઉંડમાં થોડે થોડે છેટે ફૂલોના કુંડાંઓ ગોઠવેલાં હતાં. કમ્પાઉંડમાં દાખલ થતાં જ વરંડામાં રૉકીંગ ચૅરપર બેઠેલા એક ગૃહસ્થની કુસુમપર નજર ઠરી. હાથમાંનું વર્તમાનપત્ર બાજુએ મેલી તે કુસુમને જોઇ રહ્યો. એટલામાં કુસુમ તેની નજીક આવી પહોંચી.

" આશ્રમના સેક્રેટરી કયાં છે ? "

" હું જ સેક્રેટરી છું બ્હેન ! મારૂં નામ ચંપકલાલ ! શો હુકમ છે ? " ચંપકલાલે કુસુમના હાથમાંથી બૅગ લઇ બાજુએ મૂકી કહ્યું:

" બેસોને. "

કુસુમ એક ખુરશીપર બેઠી. તે હિમ્મતવાળી હતી પણ પોતાની દુ:ખી દશાથી રડું રડું થઈ રહી હતી. આશ્રમનો મંત્રી તેને જોઇ અનેક તર્કવિતર્ક કરી રહ્યો.

" મને આશ્રમમાં આશરો મળશે ? "

" શા માટે નહિ ? આ આશ્રમ નિરાધાર સ્ત્રીઓ માટે જ છે. પણ તમે–"

" હું સમાજ સામે બંડ જગાવી નાસી આવી છું. " કુસુમે કંઈક ખુલાસો કર્યો.

ચંપકલાલ ચમકયો.

" કેવું બંડ ? "

" મને બળજબરીથી પરણાવી દેવામાં આવતી હતી એટલે હું લાગ જોઇને નાસી છૂટી–" કુસુમ હસી. ચંપકલાલ ગંભીર થયો.

" હશે, તમારી વાત પછી કરજો. તમે થાકી ગયાં હશો.

મંગલી ! આ બ્હેનને દાતણપાણી લાવી આપ ને પછી ચ્હા લઈ આવ. ” ચંપકલાલે આશ્રમની નોકરડીને છેલ્લા શબ્દો કહ્યા. કુસુમને આ મંત્રીના વર્ત્તનથી આશા ઉપજી.

કુસુમે દાતણપાણી કરી ચ્હા પીધી. થોડી જ વારમાં તેને આશ્રમમાં વસતી કન્યાઓ અને વિધવાઓ સાથે પીછાન થઇ અને તેના સ્નેહાળ સ્વભાવથી તે સહુને પ્રિય થઇ પડી. આશ્રમનો મંત્રી ચંપકલાલ કુસુમના સંસ્કારથી રાજી રાજી થઇ ગયો અને તેના આગમનથી આશ્રમની શોભા વધેલી ગણાઇ. બે ચાર દિવસમાં જ કુસુમે પોતાનો પ્રતાપ બતાવી આપ્યો. આશ્રમના કાર્યમાં તે કિમતી સહાયક થઈ પડી. આશ્રમની અધિષ્ઠાત્રીને કુસુમ પોતાની દીકરી કરતાં પણ વ્હાલી થઇ પડી. કુસુમના ઉન્નત વિચારો, તેનું નિષ્કલંક ચારિત્ર્ય, તેનો સ્નેહાળ અને મળતાવડો સ્વભાવ, નાની વયમાં વિકસીત થયલી તેની બુદ્ધિની તીવ્રતા અને તેના અંતરમાં ઉછળતો શુદ્ધ સેવાભાવ, એ સર્વની આ આશ્રમને જરૂર હતી. અને કુસુમને જુલમગાર સમાજના પંઝામાંથી છૂટી કોઇ શાંત સ્થળે જીવન ગુજારવાની તક જોઇતી હતી.

મહિલાઆશ્રમ આદર્શ આશ્રમ હતો. તેના મંત્રી ચંપકલાલના દિવ્ય આત્મોત્સર્ગથી તેની સ્થાપના થઈ હતી. ચંપકલાલે પોતે એક વિધવા સાથે પુનર્વિવાહ કર્યો હતા અને એ મહા પાપ માટે એને એની સમાજે હાંકી કાઢયો હતો. એ અસલ સુરતનો વતની હતો. તેણે વિધવા સાથે લગ્ન કર્યાં ત્યારથી તેને સુરતની હિંદુ સમાજે અસ્પર્શ્ય ગણી લીધો હતો અને એણે મહા પ્રયાસે મુંબઇમાં આવી પોતાની પ્રિયતમા સાથે આશ્રમની સ્થાપના કરી હતી. પ્રારંભમાં તેને અથાગ મુસ્કેલી નડી. પૈસા પૈસા માટે તેને શ્રીમંતોને ઘેર જઇ બુટના તળીઆં ઘસી નાખવા પડયાં. વારંવાર વર્ત્તમાનપત્રોની ખુશામત કરવી પડી. છતાં તે સનાતની પત્રો અને

ધર્મરક્ષક સમાજની નિંદામાંથી બચ્યો નહિ. તેને ને તેની આદર્શ પત્નીને " નાતરીઆ જોડા " તરિકે વગોવી મૂકવામાં કેટલાક લોકોએ જરા પણ મણા રાખી નહિ. પણ અંતે સત્ય તર્યું. ચંપકલાલના આદર્શ વર્તનથી તે પ્રજાપ્રેમ કંઈક અંશે જીતી શક્યો અને એક બે ઉદાર શ્રીમંતોની સહાયથી આશ્રમનું ગાડું ઠીક ઠીક ચાલતું થયું. શરૂઆતની વ્યવસ્થા થતાં જ તેણે ભીખ ન માગવી પડે તે માટે આશ્રમને સ્વાશ્રયી બનાવવાનાં પગલાં ભરવા માંડયાં. તેની ઇચ્છા મહિલાઆશ્રમને સ્ત્રીઓની પાંજરાપોળ બનાવવાની ન હતી. તે એ આશ્રમને એક આદર્શ સંસ્થા બનાવવાનો રસિયો હતો. આશ્રમને આવક થાય અને સાથે સાથે જ્ઞાનનો પ્રચાર કરી શકાય એવા હેતુથી તેણે એક કન્યાશાળા કાઢી. તેમાં ફી આપીને બહારની બાળાઓ ભણવા આવવા લાગી. આશ્રમની કન્યાઓ પણ તેમાં જ ભણતી. આશ્રમમાં ભરત, ગુંથણ, સંગીત, ચિત્રકલા આદિના શિક્ષણની વ્યવસ્થા પણ કરી અને જે સ્ત્રીઓ એ કલામાં પારંગત થતી તેનો ખર્ચ તેની જ મહેનતમાંથી ચલાવવામાં આવતો. આવી ઉમદા ગોઠવણને લીધે હવે મહિલાઆશ્રમને શ્રીમંતો પાસે હાથ ધરવા જવું પડતું ન હતું.

કુસુમને આ આશ્રમની વ્યવસ્થા ગમી ગઇ. આશ્રમની અધિષ્ઠાત્રી ભાનુમતિ અને તેનો પતિ ચંપકલાલ ઉભય કુસુમનાં પ્રિય મિત્રો થઇ રહ્યાં. કુસુમે તરત જ અંગ્રેજી પાંચમા ધોરણની કન્યાઓને શિક્ષણ આપવાનો બોજો ઉપાડી લીધો અને સારે નસીબે એક શિક્ષિકાની હાલમાં જરૂર હોવાથી કુસુમને ચંપકલાલે એ પદપર નીમી લીધી.

કુસુમના દિવસો શાંતિથી પસાર થવા લાગ્યા. આશ્રમમાં તેને કોઇ જાતનું દુઃખ ન્હોતું. અલ્પ સમયમાં તેણે સર્વનાં મન એવી રીતે હરી લીધાં હતાં કે તેની આસપાસ હમેશાં સ્નેહાળ વાતાવરણ જામેલું જ રહેતું.

અમદાવાદમાં તે જે સાહસ કરી આવી હતી તેની ખબર વર્ત્તમાનપત્રોમાં પ્રગટ થઇ હતી. કેટલાક નિંદાખોર પત્રકારોએ કુસુમના વર્તનને અક્ષમ્ય ગણી તેને ગમે તે રીતે શોધી કાઢી સખ્તમાં સખ્ત સજા કરવાની હિમાયત કરી હતી. આ ચર્ચાઓ આશ્રમમાં વાંચીને કુસુમ હસતી ને તેને બાપના કૂવામાં ડૂબી મરતી સમાજની દયા આવતી.

દશેક દિવસ શાંતિથી પસાર થતાં કુસુમ ઈન્દુલાલ અને જયાને મળવાને અધીરી થઇ તેણે બન્નેને પત્રો લખ્યા અને બીજે દિને આશ્રમમાં બન્ને જણ તેને મળવા આવ્યાં. ઘણે દિવસે ત્રણે મિત્રો મળવાથી ત્રણેને અસંત આનંદ થયો. ઇન્દુલાલ અને જયા મુંબઇમાં આવ્યા પછી આજે જ પહેલી વાર મળ્યાં.

"તમે અહિં શું કરો છો ઇન્દુલાલ ?" કુસુમની ખબરઅંતર પૂછી જયા ઇન્દુ સાથે વાતે વળગી.

"પેટની વેઠસ્તો ! હમણાં હું એક પ્રજાકીય પત્રનો રિપોર્ટર થયો છું તે જાણો છો ?"

"નહિ, કયા પત્રમાં છો ?"

"સંધ્યા."

"વાહ. એ તો સોના કરતાં પીળું !—"

"અરે ! શું સોના કરતાં પીળું ! જયા ! ઘેર ઘેર માટીના ચુલા છે. અહિંયા પણ દંભ, દંભ ને દંભ !—"

"શું વાત કરો છો ? જાહેર પત્રકારોમાં દંભ ?" કુસુમે પ્રશ્ન કર્યો.

"હા, દંભ તો એવો કે તમે એ વાત સાંભળી કમકમી જશો. ચાર નાટકની ટીકીટ માટે ગમે તેવા કંગાળ નાટકની અમારા પત્રમાં પ્રશંસા થાય છે ને તલમાં તસુ ઓછું પડતાં ગમે તેવા આદર્શ પુરૂષને નીચમાં નીચ ગણી ઉતારી પાડવામાં આવે છે." ઈન્દુ કડવાશથી બોલ્યો.

"એવાં પત્રો પ્રજાને શી રીતે દોરી શકે ?"

" કરમની કઠણાઇ એ છે કે એવાં જ પત્રો પ્રજાને બહુ ગમે છે. જે પત્રકાર વધુમાં વધુ જૂઠાણાં પ્રગટ કરે તેજ દેશાભિમાની ને બાહોશ ગણાય છે..."

" ત્યારે તમારો પાટલો કેમ ફાવશે ? " જયા ચિંતાતુર થઇ બોલી.

" હું નથી ધારતો કે મારા આધપતિ સાહેબ મને બે એક મહિનાથી વધુ વખત સહી શકે. " ઇન્દુલાલ હસીને બોલ્યો: "વારૂ પણ તમારી વાત તો કરો. તમે અમદાવાદથી આવ્યા પછી બહુ નંખાઇ ગયાં છો. " જયાના કંતાઈ ગયેલા શરીરપર નજર કરી ઈન્દુ બળી ગયો.

" મને ખાસ સુખ પણ નથી ને દુ:ખ પણ નથી. "

" તમે મને હવે મળી શકશોને? "

" કંઈ કહેવાય નહિ. મારા શેઠ હજુ મારી સાથે સમ્પૂર્ણ સંધી કરી નથી..." કહી જયા ફીકકું હસી: " કુસુમ ! તું ભાગ્યશાળી ખરી હો ! ગમે તેમ થયું પણ તું અંતે તો બચી જ ગઇ..."

આ સમયે ચંપકલાલ અને ભાનુમતિ ત્યાં આવ્યાં. કુસુમે જયા અને ઇન્દુની પીછાન કરાવી. આખું મંડળ એક સરખા વિચારનું હોવાથી તરત જ સઘળાને એક બીજા માટે માન પેદા થયું અને આશ્રમની મહેમાનગીરી ચાખી જયા અને ઈન્દુ વિદાય થયાં.

" જયા ! તમને હું શું કહું ?...", આશ્રમમાંથી બહાર નીકળ્યા પછી ઇન્દુ ગળગળતે સાદે બોલ્યો.

" શું કહેવું છે ? " જયા હસી.

" બહુ કહેવાનું છે. પણ કહી શકતો નથી. તું આટલી બધી તવાઈ કેમ ગઇ ? "

જયાએ દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો.

" તારે ન કહેવું હોય તો હું બળાત્કારે તારી પાસે કંઈ સાંભળવા માગતો નથી. ફક્ત એટલું જ કહી જાઉં છું કે તને જ્યારે મારી જરૂર જણાય ત્યારે મારી સેવા માગવાનું ભૂલતી ના. "

જયા કરૂણ અને સ્નેહાળ નજરે ઇન્દુલાલને જોઇ રહી.

## પ્રકરણ પર મું.

### એકાંત કેદ.

લલિતા કનૈયાલાલની રખાત થઈ. થોડા જ દિવસમાં તેને કનૈયાલાલ ગમી ગયો. એ સંસ્કારી હોવાનો ફાંકો રાખતો હતો એટલે એના તરંગો પ્રમાણે એને વર્તવા દેવા શિવાય લલિતાને બીજું કંઇ કરવાનું ન્હોતું. તારાએ તેને ધીમે ધીમે એને નવા જીવનના પાઠો ભણાવી દીધા હતા કોઈ પણ આશક માટે એક પણ આંસુ ન પાડવાનો મંત્ર એણે લલિતાને ખૂબ ગોખાવ્યો હતો અને શામ-શંકરના ભયંકર છળથી એ પતીત વિધવા એ મંત્ર કલાકમાં સાઠ વાર ગોખતી થઈ ગઈ હતી. છતાં એ જન્મે વેશ્યા ન્હોતી. એનામાં સ્ત્રીની કોમળ લાગણી હતી. એને સંસાર ભોગવવાની—ક્રીડા રમાડ-વાની અને પ્રિયતમ સાથે વિધવિધ લ્હાવા લેવાની હોંસ હતી.

આ હોંસ કનૈયાલાલ પૂરી શકે તેમ ન્હોતું. તેને ઘેર એક ડૅાલી હતી જ. એની ડૅાલી શાંતિ દુનિયામાં એની પત્ની ગણાતી. જાહેર સભાઓમાં કોઇ કોઇવાર એની ડૅાલી થઇને જતી અને ઘરમાં દાસીનું સ્થાન સાચવતી. કનૈયાલાલને એટલાથી સતોષ થાય તેમ ન્હોતું. તેનો પિતા આઠ દશ લાખની મીલકત મૂકી મરણ પામ્યો હતો અને રાજેશ્રીને બાયરન, કલાપી ને શેલી સાથે ગાઢ મૈત્રી હતી એટલે શેલી ને કલાપીની પેઠે ઉપપત્ની રાખ્યા શિવાય મસ્ત કવિ-જીવન ગાળ્યું ન જ કહેવાય એવી એની અતૂટ માન્યતા હતી. એ શરાબી થવા માટે શરાબ પીતો ન્હોતો પણ—

" ભલા પ્યાલા અરે રો ના સનમ તારી તને આપું;
તને માશૂકની ઝુલ્ફે શીશાની સાથ હું ટાંગું. "

આ કથનનો સાક્ષાત્કાર કરવા માટે તેણે બાટલી સાથે નાતો રાખ્યો હતો. એની તીજોરી ભરેલી ન હોત તો જે પત્રકારો એને લલિત કાવ્યોનો ઇજારદાર કહેતા હતા તેઓ એના તરફ જોઇને

થુંક્ત પણ નહિ. પણ પૈસાને જોરે એ કવિત્વ ખરીદી બેઠો હતો અને જ્યારે જ્યારે પ્રસંગ મળતો ત્યારે નવી નવી શોભના મેળવી લઈ તેના વાળની લટ ને ગાલપરના છુંદણા પર અપદ્યાગદ્ય ચીતરી કાઢતાં તેને " સંસ્કારી આલમ " નો કાયદો નડતો ન્હોતો.

લલિતાને ત્યાં એ સાંજે આઠેક વાગ્યે જતો ને દશ અગિઆર વાગે પાછો ફરતો. પહેલો પગાર આપ્યા પછી ત્રણ ચાર દિવસમાં જ એણે લલિતાને પોતાના તરંગ પ્રમાણે નચાવવા માંડી. એણે વાળ કેમ ઓળવા, સાડી કેમ પહેરવી, કયા રંગનાં વસ્ત્રો ધારણ કરવાં, વાત કેમ કરવી, પ્રેમચેષ્ટા શી રીતે કરવી વગેરે વગેરે સઘળી દિશામાં તે લલિતાનો શિક્ષાગુરૂ થઈ બેઠો. પણ લલિતાને એમાંનું કંઇ ગમ્યું નહિ. તે જાણતી હતી કે રામશંકરને એના જોબનનો મોહ હતો. આ માણસને વળી કંઇ બીજો જ ધખારો છે. તે એને નારાજ કરતી ન્હોતી તેમ ચાહતી પણ ન્હોતી.

પંદરેક દિવસ વહી ગયા. કનૈયાલાલે લલિતા માટે હજારેક રૂપિયાનો ધુમાડો કરી નાખ્યો. લલિતાએ એની પાસે પગાર લીધા પછી કંઇ માગણી કરી ન્હોતી છતાં તેણે એને બે ચાર સોનાના દાગીનાં ને વસ્ત્રો ખરીદી આપ્યાં. આ ઉદારતાની લલિતાપર સારી છાપ પડી અને હવે તે આ શેઠને સાચવી રાખવાનો પ્રયાસ કરવા લાગી. કનૈયાલાલની ઇચ્છાને અનુસરી તેણે કલાપીનાં કાવ્યો ને શૃંગારી નવલકથાઓના પુસ્તકો વાંચવા માંડયાં. એ વાંચતાં જ મનુષ્યના હૃદયમાં ક્યાંક છુપાઇ રહેલી ઉન્મત ભાવનાઓ લલિતાના દીલમાં જાગ્રત થઇ. એને રસિક લ્હાવા લેવા ને દેવાનું મન થયું. પણ એનો એ ભયંકર ભ્રમ હતો. કનૈયાલાલને એ જેમ રંગે તેમ રંગાય એવી રસિકા જોઇતી હતી. અને પોતાના પાશવ શોખની તૃપ્તિ માટે ન્હાનાલાલની ગગનગામી ભાવનાઓનું છડેચોક ખૂન કરવાનો એણે બીનલેખિત પરવાનો મેળવ્યો હતો.

લલિતા એ કહે તેમ કરવા લાગી. એ નચાવે તેમ નાચી રહી. એની દરેક મરજી સાચવવા લાગી. કનૈયાલાલ મલકાયો. પણ લલિતાને શાંતિ વળી નહિ. એને રખેને કોઇ ઓળખીતાની નજર પડી જશે એ બીક હતી અને તેથી તેને લાચારીથી ઓરડીમાં કેદ થઇ રહેવું પડતું. કનૈયાલાલ એને ઘેર આવતો પણ એને લઇને કદિ બહાર જવાના એણે સોગન ખાધા હતા. લલિતા તારાના ઘરમાં હતી ત્યાં એને અનેક ગૃહસ્થો જોઈ ગયા હતા. એ બધાય ગૃહસ્થો ખાનગીમાં લલિતા ને તારાની ગુલામી કરવાને તૈયાર હતા. પણ બહારની દુનિયામાં તેઓ પોતાને "સતા" જ ગણાવતા. સંસ્કારી સમાજમાંની પોતાની "પ્રતિષ્ઠા" પર પાણી ફરી ન વળે તે માટે કનૈયાલાલ તેને કદિપણ બહાર લઇ જવાની હિમ્મત કરતો નહિ.

લલિતાને એ એકાંત કેદ સાલવા લાગી. કનૈયાલાલ એનાં મદભર નયનાંપર કાવ્ય લખે યા એના વાળો સાથે રમત કરતો પાગલની પેઠે એનું ડાચું જોયા કરે તેથી લલિતાનો કંઇ શુક્રવાર વળે એમ ન્હોતું. એ બિચારી જરા ફરવા હરવા માટે વલખાં મારી રહી હતી અને એને કપાળે ફરજીયાત કેદ લખી હતી ! મનમાં ને મનમાં એ બળવા લાગી. પ્રથમ પ્રેમના નીશામાં કરેલા ભયંકર સાહસ માટે એને પસ્તાવો થવા લાગ્યો. કનૈયાલાલ તરફથી એને કોઇ જાતનો ખાસ ત્રાસ ન્હોતો પણ એ તરંગીના તરંગથી સ્ત્રી હૃદય સંતુષ્ટ થતું ન હતું. કનૈયાલાલ ગમે તેવો પણ એનો ભાડૂતી પ્રેમી હતો. અને હજુ લલિતામાં સંપૂર્ણ વેશ્યાપણું આવી ગયલું ન હોવાથી એને એ ભાડૂતી પ્રેમ કડવો ઝેર જેવો લાગતો હતો.

લલિતા મુઝાતી જ રહી. એક બેવાર તેણે કનૈયાલાલને પોતાની મનોવેદના જણાવી પણ કનૈયાએ એ વાત ઉડાવી દીધી. વિધવા નિરાશ થઇ. તે શું કરે ? કનૈયાલાલપર એનો શો હક્ક ? લગ્નગ્રંથિથી જોડાયલી પત્ની પતિને ફરજ પાડી શકે તેમ એનાથી થવાનું હતું ? એની એકમાત્ર સત્તા એના નખરાંમાં હતી. એ

સત્તાના પ્રભાવથી એ કનૈયાલાલને આકર્ષી શકી પણ જીતી શકી નહિ.

"મુઆં મારાં માબાપ !..." લલિતા એકલી પડતી ત્યારે દીર્ઘ નિઃશ્વાસ નાખી માબાપને શ્રાપ દેતીઃ "જો મને સારે ઠેકાણે નાખી હોત તો મારી આવી દશા ન થાત. આ તે કંઇ જીવતર છે ? આજે કનૈયાલાલ છે. કાલે એ કંટાળી જશે તો વળી બીજા મુઆનું મ્હો જોવું પડશે...ઓ રામ ! વિધવાઓએ એવાં તે શાં પાપ કર્યાં છે કે તેમની આવી દશા થાય !..."

આવા જ શોકજનક વિચારમાં તે એક દિવસ બેઠી હતી એટલામાં કનૈયાલાલ આવ્યો. લલિતાનું કરમાઇ ગયલું વદન જોઇ તે બોલ્યોઃ

"શું છે ?"

"કંઇ નથી." લલિ ફીકકું હસીને બોલી.

"ના, ના મારા સમ ! તારૂં મ્હો ઉદાસ કેમ છે ?"

"તમે મારૂં કહ્યું માનશો ?"

"બોલ તો ખરી" કહી કનૈયાલાલે તેને આલિંગન દીધું.

"મને આ કેદ નથી ગમતી,"

"ગાંડી રે ગાંડી ! તું અહિં એકલી થોડી છે ? તારા સાથે નાટક સીનેમામાં જા—ચોપાટીપર ફરવા જા—"

"નહિ. એની સાથે હું બહાર જવા માગતી નથી."

"કેમ ?"

"એ વેશ્યા છે."

"ને તું ?" અચાનક કનૈયાલાલથી બોલાઇ ગયું પણ બીજી જ પળે તેણે જીભ કરડી. લલિતાને આ બે અક્ષર સાંભળી જમીનમાં પેસી જવાનું મન થયું. તેની છાતીમાં ડુમો ભરાઇ આવ્યો ને તે ઝારઝાર રોવા લાગી.

"જો લલિ ! હું તને મ્હેણું મારવા બોલ્યો નથી. મારાથી સહજ બોલાઈ ગયું. મને માફ કર."

"એમાં માફ કરવા જેવું શું છે? તમે સાચી જ વાત કહી. હું ગમે તેવી લાગણીવાળી હોઉં તોય વેશ્યા તો ખરીજને !–" લલિતા આંસુ લૂછી બોલી.

કનૈયાલાલ વિચારમાં પડયો.

"તું હું કહું તેમ ચાલશે ?"

"ચાલું છું તો ખરી.."

"તારે અહિંથી નીકળી જવું છે ?"

"હા. પણ તમે મને રાખશો ?"

"જો લલિ ! હું પરણેલો છું એટલે મારી સાથે તને શી રીતે રાખી શકું ?"

"તમે પરણેલા છો ?"

"હા."

"તો અહિં શા માટે આવો છો ?"

"તારા પ્રેમને ખાતર."

"તમારી સ્ત્રી તમને ચાહતી નથી ?"

"ચાહે છે."

"ત્યારે ?"

"એ તો રોજની છે." સામાન્ય પુરૂષના આત્માનો સાહજિક જવાબ મળ્યો.

"એ બિચારી તમારે માટે ઓછી ઓછી થઇ જતી હશે ને તમે આવું કરો એ ઠીક કહેવાય ?"

"તેની તારે શી પડી છે ? ને હું અહિં આવું તેમાં મારી સ્ત્રીનું શું લુંટાઈ જવાનું હતું ?"

લલિતા કંઈ બોલી નહિ. પુરૂષોના "અખંડ પ્રેમ"નો તેને પુરતો અનુભવ મળી ગયો હતો.

"તું જુદું ઘર લઈ રહેશે ?" કનૈયાલાલે થોડીવાર પછી મૂળ વાત ઉપાડી.

" ક્યાં ? "

" આટલામાં જ. "

" ને પછી તમે મને છોડી જાઓ તો ! "

" ગાંડી ! મારા પર વિશ્વાસ નથી? "

" વિશ્વાસ તો છે...પણ તમે મને ભુલી જાઓ તો હું એકલી મુંબઇ જેવા શહેરમાં શું કરૂં ? "

" તારે એવો ડર રાખવાની જરૂર નથી. હું તને સુખી કરીશ."

" ના, ના, અહિંજ આવજો ! " લલિતાને કનૈયાલાલપર વિશ્વાસ ન આવવાથી તે બોલી. દુધથી દાઝેલો છાશ ફૂંકી ફૂંકીને પીએ તેના જેવી એની હાલત હતી.

## પ્રકરણ ૫૨ મું.

### જીવનનો નાશ.

કનૈયાલાલનું કવિત્વ લલિતાને રાખ્યા પછી સિંધુ નદીના પૂરની પેઠે છલકાવા લાગ્યું. મહિના દોઢ મહિનામાં તેણે સાઠ સીત્તેર નવલ કાવ્યો ગુજરાતની રસકુંજમાં વેરી નાખ્યાં. પણ એ પૂરમાં ઓટ આવતાંય વાર લાગી નહિ. લલિતા તેની થયા પછી દોઢેક મહિનામાં તેનો મોહ ઉડી ગયો. પ્રથમ તે દરરોજ આવતો. હવે બે ત્રણ દહાડે લલિતાનું મ્હો જોવાની તેને ઈચ્છા થતી. તારાએ આવો નાટક ભજવાતો અનેકવાર જોયો હતો. તેણે લલિતા માટે બીજો ઉલ્લુ શોધવા માંડયો. કનૈયાલાલને તે સારી રીતે ઓળખતી હતી. તેના ઘરમાં નવી નવી સ્ત્રીઓ આવતી તે બધીને જીંદગી સુધી અખંડ પ્રેમથી ચાહવાના કનૈયાલાલે અનેકવાર સોગન ખાધા હતા. બે ત્રણ મહિનામાં એનો મોહ ઉડી જતો અને એનાં વચનો એના સ્મૃતિપટપરથી ભુંસાઈ જતાં. એની પત્ની શાન્તાને પરણતી વખતે એણે મનુસ્મૃતિની સપ્તપદીમાં એવાં જ ગંભીર વચનો આપ્યાં હતા. શાંતા એના ઘરમાં આવી ને પ્રિયતમ અને પ્રિયતમા પહેલી રાતે સંતાકૂકડી રમ્યાં ત્યારે પણ કનૈયાલાલે છાતીપર હાથ મૂકી શાંતિ શિવાય અન્ય સ્ત્રીઓ તરફ નજર ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. પુરૂષોની આવી પ્રતિજ્ઞા વિશ્વાસુ સ્ત્રીઓ સહેલાઇથી માની લે છે પણ એ પ્રતિજ્ઞા હાલમાં એક દિવસ પણ અભંગ રહેતી નથી. કનૈયાલાલે તો આવાં વચન દેવાં ને બીજી જ પળે તોડવાના વ્રત લીધાં હતાં. એ અજબ વ્રતપાલનથી એની કવિત્વશક્તિ દિનપરદિન શુક્લપક્ષના ચંદ્ર પેઠે વિકસીત થતી જતી હતી તે વિષે એના દીલને કંઈ શક નહોતો.

લલિતાના જોબનનો બહાર બેએક મહિના લૂંટ્યા પછી એ કંટાળ્યો. એનો મોહ ઉડી ગયો. એને હવે જયાનો નાદ લાગ્યો હતો.

ગમે તેમ કરીને એ નવી પંખીણીને પોતાની ફાંસમાં ફસાવવાનો એનો વિચાર હતો. જયાને રાજી કરવા માટે તેણે આભ અવનિ એક કરવા માંડયાં હતાં. સ્વાભાવિક રીતે એ લલિતા તરફ બેદરકાર બન્યો. એની ગરીબ પત્ની શાંતા એની ઝંખના કરતી ઘરમાં એ-કલી બેસી રહે ને ભાઈસાહેબ કવિતાના દરિયા ડહોળવા માટે મુન્નીના રંગભવનમાં પધારે, ઘડીભર જયા સાથે વિનોદ કરી આવે, કોઇવાર લલિતાના ઘર તરફ ઘસડાઇ આવે ને કોઈવાર બીજી કોઇ જગ્યાએ અપદ્યાગદ્ય શોધવા ચાલ્યા જાય ! આવી એની સ્થિતિ હતી.

તારાની નજર જગમોહન નામના એક યુવાનપર પહેલેથી જ હતી. તેણે લલિતાને મળવાની જગમોહનને હવે તક લેવા દીધી. જગમોહન લલિતાના સૌન્દર્યપર પ્રથમ નજરે જ પતંગ બન્યો હતો. લડાઇના ચાર પાંચ વર્ષમાં એણે કાપડની દલાલીમાં વીશ ત્રીસ હજારની કમાણી કરી હતી. તેને લક્ષ્મીદેવી પ્રસન્ન થઈ તે પહેલાં તે ૭ રૂપિયાના માસિક ભાડાની અંધારી કોટડીમાં રહેતો હતો. કાપડની દુકાનમાં નોકરી કરી, આઠ દશ કલાક તાકા ઉપાડી તે ૨૫–૩૦ રૂપિયા કમાઈ લાવતો ને એટલામાં જ એની કલાગરી પત્ની એનો સંસાર નીભાવી લેતી. એ ગરીબ હતો ત્યારે એની પત્ની ડાહીગૌરીએ એને કદિપણ પૈસા માટે સતાવ્યો ન્હોતો. એ જે કમાય તેટલામાંથી તે સંસારનો ખર્ચ ચલાવી લેતી. એ પોતે પણ ડાહી સાથે માયાળુ વર્તન રાખતો. પણ બીલાડીને ખીર પચતી નથી એ કહેવત સાચી હોય તો તેથી અથવા કોઇ અન્ય કારણે એ પૈસા જોઇ ભૂત બન્યો. એને લાચારીએ પાળવું પડેલું એક પત્નીવ્રત એણે એક હજારનો પહેલો જ ચૅક હાથમાં આવતાં તોડવા માંડયું અને હવે શ્રીમંતાઇનો દમામ બતાવવા માટે એકાદ ગોઆ-ગરી નાયકા અથવા કોઇ ખુબસુરત ખવાસણને ઉપપત્ની તરિકે રાખવી જ જોઇએ એમ તે માનતો થયો હતો. તે શ્રીમંત થયા પછી જેના જેના સહવાસમાં આવ્યો તેઓએ એના ખાત્રી કરી આપી કે

નીતિ અને પવિત્રતા લાચાર કંગાળો માટે છે—જેની તીજોરીમાં નોટોનાં બંડલ ભર્યાં હોય તેનાથી સ્મૃતિ ને શાસ્ત્રો સો કોસ દૂર નાસી જાય છે. સ્હવારે દશ વાગે ઉઠી દલાલીમાં ચાર પાંચ કલાક ગાળ્યા પછી સાંજે ૭ સાત વાગે તે ગોખલેના હોટલમાં જતો-ત્યાં કોઇ શ્રીમંત ઉલ્લુઓ સાથે નવા સોદા કરતો—આઠેક વાગે રેલ્વે યા લંડન હોટલમાં મદિરાપાન કરી અસલના ઋષિ મુનીઓના સોમરસપાનની લહજ્જતનો અનુભવ લેતો ને પછી કોઇ લલિતા, મેનકા કે તારા શિવાય એને ચેન પડતું નહિ. એ છચોક કહેતો કે "દાળ ભાત તો રોજ ખવાય છે પણ સાથે ભજીયાં પાતરાં ખમણ ને દહીં વડાંય જોઇએને !" લલિતાને એના જીવનમાં એ દહીંવડા ને ખમણ પાતરાંની જગ્યા આપવા માગતો હતો.

લલિતાને કનૈયાલાલે શરાબ પીવાની ટેવ પાડી દીધી હતી. વિધવા પ્રથમ બહુ અચકાઇ હતી પણ પોતાના આશ્રયદાતાને રાજી રાખવા માટે પ્યાલી ગટગટાવ્યા વિના એનો છુટકો જ રહ્યો ન્હોતો. કનૈયાલાલે એને કસમપૂર્વક કહ્યું હતું કે શરાબની મસ્તી વિના પ્રેમ-સાગર ઉછળતો જ નથી અને એ રહ્યો મસ્ત કવિ એટલે એના કવિતાના સાગરમાં ભરતી લાવવા માટે શરાબ પી મસ્ત થઈ જવાની લલિતાની ખાસ ફરજ હતી.

દારૂની સાથે બીડીએ પણ લલિતાપર હુમલો કર્યો હતો. તારા છડેચોક સીગારેટ કે બીડી પીની તે એ જાણતી હતી પણ એને એ ગમતું ન્હોતું. દારૂની ટેવ પડ્યા પછી એને બીડી પીવામાં રસ જણાયો. ધીમે ધીમે પ્યાલી ગટગટાવતા જવું અને સીગરેટનો ધુમાડો વાતાવરણમાં ઉડતો જોવો એ શરાબીની માનીતી મોજ છે. લલિતા પણ એ મોજ ભોગવતી થઇ ગઈ અને તે સાથે જ એની લાગણીહીનતા વધી. કનૈયાલાલની બેદરકારી માલુમ પડ્યા પછી એ વધુ ગાંડી થઇ. એની ખાત્રી થઇ ગઇ કે હવે તારાના જેવા રંગ

બતાવ્યા વિના ચાલે એમ છે જ નહિ. એ બેદરકાર બની. ફક્ત એ જ મહિનામાં તારાના અનીતિના અડ્ડાના વાતાવરણમાં એ સ્ત્રી મટી ગઇ. એ બધાને ચાહવાનો દંભ કરી શકે ને કોઇને ન ચાહે; સદ્‌ગુણ અને સદાચારને તિલાંજલી આપી દે અને જેના ગજવામાં પૈસા હોય તેને નચાવી શકે એવી સ્થિતિ આવવાને હવે થોડી જ વાર હતી.

આ સમયે એને જગમોહન મળ્યો. કનૈયાલાલ જયાના તાનમાં એને ભૂલી જેવો ગયો હતો. એનો ત્રીજા મહિનાનો પગાર પણ ન આવ્યો એટલે જગમોહનને વરમાળા આરોપવામાં લલિતાને કંઈ વાંધો નડ્યો નહિ.

જગમોહનને પહેલી જ રાતે લલિતાએ પાગલ કરી મૂકયો. આ વિદ્યામાં હવે તે પાવરધી થઇ હતી. સંપૂર્ણ પ્રેમ આપીને તેણે શામશંકરનો ભયંકર છળ વ્હોરી લીધો હતો. હવે પ્રેમના એક પણ બિંદુનું દાન કર્યા વિના તે પુરૂષોને નચાવવાનો નિશ્ચય કરી બેઠી હતી. તેની ધારણા ફળી. તેનાં નાજનખરાં, તેની મદમસ્ત છાતીના હલન અને તેની લચકાતી ચાલથી જગમોહન અંધો થયો. એના ગંધાતા જોબનમાં જગમોહનને સ્વર્ગનું અમૃત જણાયું. લલિતાની આંખમાં મદ હતો પણ તેની કેફ જગમોહનને ચઢતી. એની લચકાતી ચાલ જગમોહનના પગ અથડાવતી. એનો ઘન કેશકલાપ એના આશકની બુદ્ધિને બહેરી કરી નાખતો. પહેલી જ રાતે લલિતાએ જગમોહનના ત્રણસોએક રૂપિયાનું પાણી કરાવ્યું. તારાના પૈસા વસુલ થઇ ગયા પણ તારાના દીલમાં અગાઉ લલિતા માટે જે લાગણી હતી તે હવે રહી ન્હોતી. લલિતા માર્ગ પર આવી ગઈ હતી. હવે એને જીવતી તીજોરી ગણવામાં તારાને કોઈ જાતની નડતર જણાઇ નહિ. તેણે લલિતાની કમાણી પર પોતાનો હક્ક માગ્યો અને તેની માગણી સ્વીકાર્યા વિના લલિતાને ચાલે એમ ન્હોતું.

## પ્રકરણ ૫૩ મું.

### જયા નાસી ગઇ.

કાંતિલાલ ધુંધવાયો. તેના દીલમાં ભયંકર જ્વાલામુખી ધીખી રહ્યો હતો. એ જ્વાલામુખીની જ્વાલા આજ સુધી તે જેમ તેમ દાબી રહ્યો હતો. હવે તે લાચાર થઇ ગયો. તેની બે બદામની ગુલામડી આમ છેવટ સૂધી સંગ્રામમાં ઝૂઝતી રહેશે એવી તેની ખાત્રી ન્હોતી. ધીમે ધીમે શાંતિથી, કળથી, છળથી, લાલચથી જયા વશ થઈ જશે ને પાંડવને વરવાની અભિલાષા રાખતી બાળાના જોબનનો તે ભોક્તા થઈ શકશે એવી તેને આશા હતી. જયા રસોડાની ઓરડીનું બારણું બંધ કરી સૂઈ ગઈ તે રાતે તે જેમ તેમ મન મનાવી શાંત રહ્યો. પણ તે જ પળથી તે જયાનો કટ્ટો દુશ્મન બની ગયો. ગમે તેમ થાય પણ હવે જયાને વશ કરવીજ જોઈએ એવો તેણે નિશ્ચય કર્યો. બીજા બે ત્રણ દિવસ તે જાણી જોઇને ચૂપ રહ્યો. પાંચમે દિવસે સિનેમાવાળી રાતે બન્યો હતો તેવો જ બનાવ પાછો બન્યો. રાતના વાળુ કરી અંદરનાં બારણાં બંધ કરી જયા સુઇ ગઈ. તે એમ છટકી ન જાય તે માટે કાંતિલાલે ઘણી કોશેષ કરી પણ તે ફાવ્યો નહિ. ત્યારે જ તેની ખાત્રી થઇ કે હવે બળાત્કાર કર્યા વિના છૂટકો જ નથી. જયાના અંતરાત્માના નાદ પ્રમાણે તેને સ્વતંત્ર રીતે જીવવા દેવામાં કાંતિલાલને પોતાની સત્તા ચૂર થઈ જતી જણાઇ. ગમે તેમ કરી જયાને નમાવવી જ જોઇએ એવો તેણે નિશ્ચય કર્યો. આ સમયની તેની મનોદશાનું પ્રથક્કરણ કરવું મુશ્કેલ હતું. જુવાનીના પૂર બહારમાં ખીલેલી જયા તેની સાથે રાત દિવસ રહે, તેના પર દુનિયાની નજરે કાંતિલાલની સમ્પૂર્ણ સત્તા હોય; અને તે છતાં કાંતિલાલને જયા એક પારકા માણસ જેવો ગણીને અલગ ને અલગ જ રહે એ સ્થિતિ એ બિચારાથી કેમ

સહેવાય ? એની વૃત્તિ જેટલી ધિક્કારપાત્ર હતી તેટલી જ એની દશા દયાપાત્ર હતી. એ પોતે પણ એક એવી સામાજિક સંસ્થાનો સભાસદ હતો કે જેમાં સ્ત્રીનું વ્યક્તિત્વ જોવાની એને કોઇએ ટેવ જ પાડી ન્હોતી. વીસમી સદીના ભાવનામય વાતાવરણમાં પણ એના દીલના કોઇક ખૂણામાં એની પુરૂષ અને પતિ તરિકેની સત્તા છૂપાઇ રહી હતી. એ સત્તાનું અભિમાન આજે ભયંકર સ્વરૂપ ધારણ કરી પ્રગટ થયું.

"જયા !..." થોડીકવાર બિછાનાપર આળોટી તે બોલ્યો.

"જી."

"મને પાણી જોઇએ છે."

"તમારા રૂમમાં લોટો મૂકેલો છે." અંદરથી જવાબ આવ્યો.

"જહન્નમમાં ગયું એ પાણી ! બીજો લોટો ભરી આપ–" કહી કાંતિલાલે બિછાના પાસે પડેલો લોટો ઉંચકીને જમીનપર પછાડ્યો. રાત્રિની નીરવતા એ અવાજે ભેદી નાખી પણ જયા કંઈ ન બોલી,

"બારણું ખોલ–"

"હમણાં નહિ સાહેબ ! મારી નોકરી પૂરી થઈ–"

"જો જયા ! આનું પરિણામ સારૂં નહિ આવે હો."

"તે સ્હવારે જણાશે. હમણાં તો સૂઈ જાઓ." વ્યંગ સાથે જયાએ જવાબ વાળ્યો.

"ઉઘાડે છે કે નહિ ?" કહી કાંતિલાલે બારણાપર લાત મારી.

"બારણું તોડવાની તમારામાં તાકાત નથી. ખાલી ધમપછાડા કરી આડોશી પાડોશીને તમારી આબરૂ જણાવવી હોય તો ભલે તમારાથી મરાય એટલી લાતો જડ બારણાપર માર્યા કરો–"

"એમ કે ! સાળી ફાટી ફાટી છેક જ ફાટી છે. હું જાણું કંઈ નહિ. આજે ઠેકાણે આવશે, કાલે ઠેકાણે આવશે. પણ આખર જાત તો બૈરાંનીને ! એ ડીફાં ખાધાં શિવાય ઠેકાણે નહિ આવે–"

"હા. હવે સમજ્યા તે ખરૂં. એ સાળી બૈરાંની જાતને ઠેકાણે લાવવાને કાલે સ્હવારે રણે ચઢજો–હમણાં આરામ લો સાહેબ !–" જયાએ માર્મિક બાણુ ફેંક્યું. કાંતિલાલનો ક્રોધ ભભૂકી ઉઠ્યો. તે એકલો દાંત કચકચાવી રહ્યો.

કાંતિલાલને રૂંવે રૂંવે કામ અને ક્રોધના ભડકા બળવા લાગ્યા. તેનું માથું ભમી ગયું. એક પળ આંખે અંધારા આવ્યાં. શરીર થર-થર ધ્રુજી રહ્યું. તે મનુષ્યત્વ ભૂલ્યો, પુરૂષોચિત શૌર્ય ભૂલી ગયો અને હીચકારાની પેઠે એક લાચાર સિંહણુપર ઘા કરવાના ફાંફાં મારવા લાગ્યો.

"એઈ!..." તેણે બરાડ મારીઃ "ઉઘાડ; નહિ તો તારો જાન લઈશ."

"તમને શરણે થવા કરતાં હું મોતને ઘણી ખુશીથી ભેટીશ."

"જયા ! જયા ! આ ગુમાન હવે નથી ટકવાનું. તું નાહક મને ના તપાવ"

"કાંતિલાલ! શા માટે તમે તપો છો ? તમે એક જંગલી રિવાજની મદદથી મને લાવ્યા ત્યારથી મેં સુખની એક ઘડી પણુ જોઈ છે ? આપણી વચ્ચે કદિ સ્નેહનું એક બિંદુ પણુ ટપક્યું છે ? મારા જેવી લાગણીહીન, પ્રેમહીન સ્ત્રીપર બળાત્કાર કરીને તમે શો લ્હાવો લેવાના હતા ?" ઓરડાની અંદરથી જયા કરૂણુ પણુ દૃઢ સ્વરે બોલી.

"મારે તારી સાથે દલીલ નથી કરવી. આજે હું છેલ્લે પાટલે બેઠો છું. તું મારી છે. હું તારો સ્વામી છું. ધર્મ અને કાયદાની રૂએ તારા પર મારી સંપૂર્ણ સત્તા છે. બળતા અંગારામાં હું હવે બળી જવા માગતો નથી..." કાંતિલાલે સત્તાનું જોર બતાવ્યું.

"તમારા દીલમાં જે આગ ધીખી રહી છે તે ઓલવવાના તમારી પાસે ઘણા માર્ગો છે."

" એટલે ? "

" એટલે શું તે તમે નથી સમજતા ? હું અહિં આવી ત્યાર પછી તમે ઘણી ચાલાકીથી વર્ત્યા છો છતાં તમે ને તમારા મિત્રો કેવા છે તે મારાથી છૂપું નથી. તમારી આગ ઓલવવાનું સ્થાન જ્યાં હોય ત્યાં જાઓ..."

" તું મારી સ્ત્રી છે. "

" એ તો તમે તમારો હક્ક સાબીત કરવા આવશો ત્યારે જણાશે. "

" તારો હું જાન લઇશ. "

" લેજો. ખુશીથી લજો. હું આશિષ દઇશ. આ પ્રેમશૂન્ય ઘરમાં દાસીની પેઠે જીવવા કરતાં મોત હજાર દરજ્જે સારૂં હશે. "

" અરે રાંડ ! ઝાઝી ખુમારી ના રાખ. હું તારૂં ખૂન પીઇશ."

" ત્યારે જ તમારી મરદાઈ જણાશે ને ! આ જમાનાના તમારા જેવા દમ્ભી હીચકારાઓ બીજું શું કરી શકવાના છે ? તમને ઢીંગલીઓ ને દાસીઓ જ જોઇએ છે–સ્ત્રીઓ ને અર્ધાંગનાઓ નથી જોઇતી. કાંતિલાલ ! તમે પણ જાણી લો ને તમારા પેલા વહેતીઆ સાક્ષર મિત્રોનેય જણાવી દેજો કે જયા કંઇક અજબ પૂતળી છે. એને વશ કરવા જતાં તમારે લોખંડના ચણા ચાવવા પડશે." જયા તીખા સ્વરે બોલી. કાંતિલાલની છાતીમાં એનો એક એક બોલ તીક્ષ્ણ ભાલાની અણી જેવો ભોંકાયો. એની નસેનસમાં છૂપાયલો ક્રોધ ભભુકી ઉઠયો. એના અંગ પ્રત્યંગમાંથી કામની વીજળી ઝણુકવા લાગી. ગમે તેમ થાય તો પણ આજે પોતાની પતિ તરિકેની સત્તાનો ઉપયોગ કરી જયાને વશ કરી લેવાનો તેણે નિશ્ચય કર્યો. કામ અને ક્રોધથી તે એવો અંધ થયો હતો કે તેને આબરૂની, સારા સારની કે કશાયની પરવા ન રહી. તેના તોફાનથી આડોશ પાડોશમાં કેવી અસર થશે તે વિચારવાનું તેને ભાન રહ્યું ન્હોતું. આ

માથાફરેલ ગુલામડીના ગુલામી ખતની શરતો તેની પાસે પળાવવાની કાંતિલાલને પાગલ ધૂન લાગી હતી.

તેણે ઓરડામાં નજર ફેંકી. જયાને મહાત કરવાના ઉપાય શોધવાનો તે વિચાર કરવા લાગ્યો. જરા વાર પથારીપર બેસી જોસથી કપાળ દાબ્યું અને કપાળપર બાઝેલો પરસેવો લુછી નાખ્યો. "એ સાળી સમજે છે શું? હિંદુ બૈરાંને આ ગુમાન શું?..." તે બબડયો. અચાનક તેને એક વિચાર સુઝયો. તેણે ખૂણામાં પડેલી એક લાકડી ઉપાડી લીધી અને બે ઓરડી વચ્ચેની કાચની બારી આગળ ગયો. જયાએ એ બારી પણ અંદરથી બંધ કરી હતી.

"જયા! તારૂં આવી બન્યું સમજજે હં! સીધી સીધી માની જા."

જયાએ ધિક્કારથી મૌન ધરી રાખ્યું ને એજ પળે કાંતિલાલે કાચની બારી પર લાકડીનો પ્રહાર કર્યો. કાચ તૂટી ગયા. પણ કાચ તૂટી જવાથી એક માણસથી જઈ શકાય એટલી જગા થાય તેમ ન્હોતું. તુટેલા કાચમાંથી હાથ નાખી અંદરની આગળી ખોલી નાખી બારી ઉઘાડી એક પળમાં તે રસોડાના ઓરડામાં કૂદી પડયો.

બારીપર ઘા થયો ત્યારથી જ જયા ચેતી ગઇ હતી કે ભયંકર સંગ્રામની ઘડી આવી પુગી છે. તેણે સઘળી હિમ્મત એકઠી કરવાની કોશેષ કરી. યુવાન, આશાભરી યુવતીની જીંદગીપર યુવાનીને આંગણે જ સમાજના કારમા રિવાજોએ ભયંકર પ્રહારો કર્યા હતા. એક પળ—ફક્ત એકજ પળ જયાની છાતી ભરાઇ આવી. તેણે તેના માતપિતાને, સમાજને, હિંદુઓના સ્મૃતિશાસ્ત્રોને શ્રાપ દીધો. તેની આંખોમાંથી દડ દડ આંસું નીકળી પડયાં.

"આખર આ સ્થિતિ આવી!..." તે કળકળતી છાતીએ બોલી. પણ આ વિચાર કરવાનો સમય ન્હોતો.

"મૂર્ખી, રૂએ છે શાની? ત્રુટી જા પણ નમણું ન આપ—"

તેના હૃદયે ટંકાર કર્યો. તે સાવધ થઈ. બારીનો એક કાચ તૂટતાં જ તે બારણા આગળ જઇ ઉભી ને કાંતિલાલ બારી ખોલી રસોડામાં આવ્યો તે પળે તો તે વીજળી વેગે રસોડાનું દ્વાર ખોલી આગલા ઓરડાના બારણાં ખોલી ચાલીમાં ચાલી ગઈ. આ બધું આંખના પલકારામાં બની ગયું. જયાને મન આ મોત જીવતની પળ હતી. તે છેલ્લા પાટલાપર બેઠી હતી. મોત આવે તો પણ કાંતલાલ ને પતિ તરિકે ન સ્વીકારવાની તેણે ભિષ્મ પ્રતિજ્ઞા કરી હતી. સમાજ, કાયદો, માબાપ અને અગમ્ય શાસ્ત્રો એ બધાની સત્તાને ચૂર કરી બહાદુર અરાજકની પેઠે આત્માનો નાદ ગજાવતાં મરી જવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

કેસરીયા કરતી જયાના શરીરમાં વીજળીનો સંચાર થયો હતો. કાંતિલાલ જંગલી વાઘની પેઠે તેની પાછળ દોડયો. તે મનુષ્ય મટી સેતાન થયો હતો. જયાને જગતની કોઈ સત્તાની લેશ માત્ર પરવા ન્હોતી. કાંતિલાલને પાછળ આવતો જોઇ તે કંઇપણ વિચાર કર્યા વિના ચપળ હરણી જેવી દાદર ઉતરી ગઇ. કાંતિલાલ તેની પાછળ પડયો પણ દાદર આગળ જતાં જ એ કામાંધ કૂતરો ઠોકર ખાઈ પછડાયો. જયાને સોનેરી તક મળી. પાગલના પેઠે ઘર છોડી તે નાસવા લાગી.

દાદર આગળ પછડાયલો કામી મરણીયો થયો. તેના પગને સખત લાગવા છતાં તે ગાંડા જેવો દાદર ઉતરી જયાને પકડવા દોડયો પણ જયા શિકારીના ત્રાસથી નાસી જતી હરણી પેઠે કયારની એક બે નાની ગલીઓમાંથી અદશ્ય થઈ ગઈ હતી. કાંતિલાલનું મગજ જયાને ન જોતાં ચક્કર ચક્કર ઘૂમવા લાગ્યું. નિરાશાની પ્રચંડ આંધીએ તેના કામી હૃદયપર ભયંકર આઘાત કર્યો. બેભાન દીવાનાની પેઠે તે એક ગલી છોડી બીજી ગલીમાં ઘુમવા લાગ્યો. પણ જયા નજરે ન પડી.

અરધા પોણા કલાક પછી કામ અને ક્રોધની ભરતીમાં ઓટ આવવા લાગી. કાંતિલાલની બહેર મારી ગયેલી બુદ્ધિ કંઈક સતેજ થઈ. તે પસ્તાયો. જયા સાથે જંગલી પશુ જેવું વર્તન ચલાવવા માટે તેને પારાવાર શોક થયો પણ એ શોકની પાછળ ધુંધવાતો પતિ તરીકેની એની સત્તાનો અગ્નિ ઠંડો પડયો ન્હોતો. હતાશ દીલે જયાને ગાળો દેતો તે ઘર તરફ પાછો ફર્યો અને પુનઃ જયાને કેમ મેળવવી તેનો ઘાટ ઘડવા લાગ્યો.

## પ્રકરણ ૫૪ મું.

### એનું નામ પ્રેમ.

જયા પાગલની પેઠે રસ્તાપરથી નાસી જતી હતી. તેને ભય હતો કે તેનો કામી માલિક તેને પકડી પાડી તેની અણુમોલ પવિત્રતાનો નાશ કરશે. પ્રાણ જાય તો ભલે જાય પણ તેની સંમતિ વિના સમાજના રિવાજના જોર પર તેના પર માલિકીનો સિક્કો મારનાર યુવાનને તે વશ થવા માગતી ન્હોતી. કાંતિલાલ એનો પતિજ નથી. એ બહુ બહુ તો એનો શેઠ ગણાય—અને શેઠ તરિકે એની પાસે ઘર કામ કરાવી એને બે ટંક ખાવાનું આપે—એમ જયાએ તેને સ્પષ્ટ કહી દીધું હતું. કાંતિલાલે જયા મુંબઈમાં આવ્યા પછી રખાય તેટલી ધીરજ રાખી પણ અંતે અનંગ વનમાં દાવાનળ ભભુકી ઉઠયો ને તેણે જયાપર ભયંકર આક્રમણ કરી એ વીરાંગનાને વીફરાવી દીધી. કંઇ પણ વિચાર વિના એ નાસી જતી હતી. કયાં જવું, કયાં જઇશ, શું થશે, જગત શું બોલશે, તેની એને જરાપણ પરવા ન્હોતી. મોતથી એ ડરતી ન્હોતી અને મોત કરતાં વધુ ભયંકર સજા કરવાની કોઇનામાં તાકાત હોય એમ એ જાણતી ન્હોતી. પાગલની પેઠે રાત્રીના ભયંકર એકાંતમાંથી એ રસ્તો કાપવા લાગી. એકાદ માઇલ દુર આવ્યા પછી એક ફાનસ આગળ જરાક થાક ખાવા ઉભી. એ હાંફી ગઇ હતી. વિકરાળ વરૂ સાથે ભયંકર યુદ્ધ કરી એ નાસી આવી હતી અને તેની શક્તિ હવે ખૂટી હતી. રાત્રીના બે વાગે ભયંકર એકાંતમાં, રાત્રીના સણુસણાટમાં તે જાહેર રસ્તા પર એકલી ઉભી હતી પણ તેને કશો ભય ન્હોતો. તેણે કાંતિલાલ સાથના સંબંધની આજે છેલ્લી ઘડી આવી રહેલી જ જોઇ હતી અને તેથી હવે એક પળ પણ તેના ઘરમાં રહેવું હરામ ગણીને જ તે નાસી આવી હતી. તે ફાનસ પાસે ઉભી રહી. થોડીક વાર તેની છાતી ધમણની પેઠે હાંફતી રહી. લાંબા શ્વાસ લેવાથી યુવતી જરા શાંત થઈ. તેની હિમ્મત

ખૂટી ગઇ ને તેને ડૂમો ભરાઇ આવ્યો. આકાશની નીચે પરમાત્માને આધારે ઉભેલી જયા રડી પડી. તેની ભલભલા ઋષીમુનીઓના તપને ગંગાના વહેતા પુરમાં ફેંકી દેવાની તાકાત વાળી મદીલી આંખો ટપટપ આંસુ સારવા લાગી. એ આંસુથી એના મોહક પણ ફીકકા પડી ગયલા ગાલો ભીંજાયા. એ નયનોના નીર લૂછનાર અહિં કોઇ ન્હોતું. એની ધડકતી છાતીને હૃદયસરસી ચાંપી કોઇ એને હુંફ આપે તેમ ન્હોતું. એના અક્ષત ગાલ ચુમી લઇ એને બે મીઠા બોલ કહેનાર પણ કોઇ ન્હોતું. એ રડી—છાતી હલકી થઇ ત્યાંસુધી રડી.

"છટ છટ! હું રોઉં શા માટે? શું રડી રડીને આંધળી થઇ જવા માટે મેં આ બંડ જગાવ્યું હતું?" આ વિચાર આવતાં તેની હિમ્મત પાછી આવી. વસ્ત્રના પાલવથી તેણે નેત્રો લુછી નાખ્યાં. તેના મગજમાં હજારો વિચારો ગડમથલ મચાવી રહ્યા. સિનેમાના ચિત્રોની પેઠે તેની આંખ આગળથી તેના જીવનના સઘળા પ્રસંગો વીજળીક વેગે પસાર થઈ ગયા. તેના લગ્ન લગ્ન જ ન્હોતા એવી તેની માન્યતા વધુ દૃઢ થઈ "મેં મારા માત પિતાને ના ન્હોતી પાડી? મંગળફેરા ફરવાનો ઇનકાર કરીને મેં બ્રાહ્મણને ને કાંતિલાલને ન્હોતા ચેતાવ્યા? ટ્રેનમાં સુરત આવતાં મેં એને મારા પાંડવનું પદ લેવા માટે યોગ્ય થવાની સલાહ ન્હોતી આપી? મેં શું ખોટું કર્યું? પહેલી જ રાતે એણે મારી સાથે જંગલી વર્તન ચલાવીને મને દાસી ગણી મારૂં અપમાન ન્હોતું કર્યું? લલિ બ્હેનને ઘરમાંથી નાસી જવાની ફરજ પાડનાર એજ લોકો નથી? એ બિચારીને એ લોકોએ બે મીઠા બોલ પણ કહ્યા હોત તો એ માતાની હુંફાળી ગોદ તજી જાત ખરી? હું અહિં આવી તે પછી એ મુત્સદી બન્યો હતો પણ એવા મુત્સદીના પ્રપંચ સ્ત્રીને લોભાવી શકતા નથી. આખરે એણે મને વશ કરવાને પ્રેમને બદલે સત્તાનો જ આશરો લીધો ને! ભલે હું મરી જતી. ભલે દુનિયા મને ટુંપી

ખાતી. ભલે મારાં માબાપ મને જીવતી સળગાવી મૂકતાં. હું કોઇને વશ થવાની નથી. સત્તાને—જુઠ્ઠી સત્તા ને રિવાજના ભૂતને વશ થવાને હું જન્મીજ નથી. વરીશ તો મારા પાંડવને; નહિ તો આમજ આત્માનો પ્રચંડ ટંકાર કરતી હસતી હસતી મરીશ" આવા આવા અનેક તર્ક વિતર્ક કરતી જયા વધુ વિકરાળ બની. હવે કાંતિલાલને ત્યાં જવાય તેમ હતુંજ નહિ. તેના માત પિતા તેને સંઘરે એવી આશા ન્હોતી. કુસુમના આશ્રમમાં જવાનો પ્રથમ તેને વિચાર આવ્યો પણ બીજી જ પળે એ વિચારને તેણે ખંખેરી નાખ્યો. " આશ્રમના ચાલકો ભલા માણસો છે. પણ મહા મહેનતે ઉભી કરેલી એ સંસ્થાને હું શા માટે નીંદાનો ભોગ કરૂં ? તેઓ મને રાખશે તો ખરા. પણ મુઆ લોકો ને નવરા પત્રકારો આશ્રમની નહિ નહિ તેવી નીંદા કરશે. નહિ. ત્યાં નથી જવું—" થયું. જયાને એક ધુન આવી એટલે તે ફેરવવાની કોઇનામાં તાકાતજ ન્હોતી. બીજો વિચાર ઇંદુલાલનો આવ્યો. એ વીર યુવાનનું સ્મરણ થતાંજ તેનું હૃદય પુલકિત થયું. તેની હમણાંજ રડી પરવારેલી આંખો હસી રહી. તેના ભગ્નાશ હૃદયમાં આશાના કિરણો ચમકયાં. તેના બંડખોર હૃદયને પ્રેમાળ લાગણીએ પોચું બનાવ્યું.

"ઇન્દુને ત્યાં જાઉં ? એ બંડખોરની જોડી તો ઠીક જામશે..." જાણે એને ત્યાં જવાનો એને ખાસ હકક હોય એમ જયાને લાગ્યું. બન્ને આશ્રમમાં મળ્યાં ત્યારે ઈન્દુલાલે એને પોતાના ઠેકાણાની ખબર આપી હતી. એના ઘરના દરવાજા એને માટે મધરાતે પણ ખુલી શકશે એવી જયાની ખાત્રી હતી. એ એકલી એકલી હસી. એને વ્હાલનો ઉમળકો આવ્યો. એ ઈન્દુલાલને તનમનથી ચાહતી હતી. નાદાન નાની પર બળાત્કાર કરનાર ભોગીલાલના હોંશ ખાટા કરી નાખનાર ઇન્દુ એનો ભીમ હતો. કુસુમના લગ્ન મંડપને વીંખી નાખી આખી કપોળ નાત સામે થનાર વીર એનો અર્જુન થયો હતો. એની સાથની વાતચીત વખતે ઇન્દુ સત્ય ધર્મનો એને ખ્યાલ

આપતો જણાયો હતો. એનું વિશાળ જ્ઞાન જોઇ યુવતી મુગ્ધ થઈ હતી. એની ગરિબીમાં પણ એ કલાપ્રિયતા જોઇ શકી હતી. જયાને એ પોતાની ભાવના સૃષ્ટિમાં રમતા પાંડવ સમો લાગ્યો હતો. ધર્મ, બળ, શૌર્ય, જ્ઞાન અને કળાનું મિશ્રણ એણે ઈન્દુલાલમાં જોયું હતું અને ત્યારથી એ એને વરી ચૂકી હતી. એની કલ્પના સૃષ્ટિમાં—એના ભાવનાના જગતમાં થયલા આ ગુપ્ત લગ્ન પર પ્રભુએ મ્હોર મારી હતી. એ લગ્નને કાયદાસર ઠરાવવા માટે જયાને બ્રાહ્મણના વચનની કે સૂર્યની સાક્ષીની જરૂર ન્હોતી. એના આદર્શ લગ્નની કુલવાડીમાં પતિ પત્ની પવિત્ર હૃદયે પરણી શકતાં. તેમને સ્મૃતિના શ્લોક કે વેદના મંત્રોના સીક્કાની જરૂર ન્હોતી. એનું હૃદય એણે એવી ઉન્નત ભાવનાઓથી ભર્યું હતું કે જેમાં મલીનતાનો પડછાયો કદિ પણ પડતો નહિ. એ છૂપી રીતે ઇન્દુની થઈ ચૂકી હતી. ઇન્દુ એનો હતો તે તો એ એ કયારની જાણી ગઇ હતી. એનો પાંડવ લગ્નની વેદીપર હોમાઇ જતી કુસુમને બચાવી જખમી થઇ, હોસ્પીટલમાં પાટા બંધાવી આવ્યો તેજ દિને જયાનું હૃદય કોક અનિર્વચનીય પરવશતાના બંધનથી જાણે અજાણે જકડાયું હતું. એ બંધન આ સ્વતંત્ર કિશોરીને એટલું બધું પ્રિય હતું કે સ્વર્ગના સિંહાસન માટે પણ તે એ બંધનમાંથી મુક્તિ ચાહતી ન્હોતી.

ઇન્દુનું સ્મરણ થતાંજ એના પગ ઈન્દુના ઘર તરફ વળ્યા. ઇન્દુલાલ ભૂલેશ્વરમાં ભીમ શરાફની ચાલીમાં બીજે માળે રહેતો હતો. ઇન્દુએ એને આપેલી નિશાની પ્રમાણે એ ભૂલેશ્વર ગઇ. સદ્‌ભાગ્યે નાટકમાંથી આવતા બે ત્રણ જણ એને ત્યાં મળી ગયા.

" ભાઇ, ભીમ શરાફની ચાલી કઇ ? " તેણે એક જણને પૂછ્યું. આટલી રાતે આ યુવાન સ્ત્રીને એકલી જોઇ પેલો શખ્સ જરા અજબ થયો. પણ તે ભલો માણસ હતો.

" આવો બ્હેન ! હું બાજુનાજ માળામાં રહું છું. તમને

ભીમ શરાફની ચાલી બતાવું—" એના અવાજમાં સૌજન્ય અને વિવેકની છાપ હતી. જયા માનસશાસ્ત્રની અભ્યાસી હતી. તેને આ માણસમાં કંઇ કળિયુગ જણાયો નહિ. તે બેધડક તેની સાથે ગઇ.

" જુઓ, આ બાજુની પેલી લીલી ચાલી—" થોડુંક ચાલ્યા પછી પેલા શખ્સે કહ્યું. " તમે કહો તો હું તમને તમારે ત્યાં મૂકી જાઉં. "

" નહિ, નહિ, ભાઇ ! તમારો આભાર. હવે હું જઇશ. " તેણે હસીને જવાબ આપ્યો ને પેલો માણસ પોતાને ઘેર ગયો.

જયા ભીમ શરાફની ચાલીમાં દાખલ થઇ. દાદરના પહેલાજ પગથિયાપર પગ મૂકતાં તે ગંભીર થઈ. આજે જગત્માં કદિ પણ ન બનેલો બનાવ બનતો હતો. એક પ્રિયતમા પોતાના પ્રિયતમને ત્યાં વિચિત્ર સંજોગોમાં અડધી રાતે જતી હતી. જયા થંભી. ઇન્દુલાલ શું ધારશે ? સ્હવારે મને અચાનક આવેલી જોઇને એના પાડોશીઓ શી વાત કરશે ? તે મુઝાઈ. પણ હવે એવી મુઝવણ ચાલે તેમ નહતું. હવે પાછા ફરવું અશક્ય હતું. તે દાદર ચઢવા લાગી. બીજે માળે ગઈ. વળી મુઝાઇ. બીજા માળપર આઠ ઓરડીઓમાં ઇન્દુલાલની ઓરડી કઈ હશે ? કઇ ઓરડીના બારણાં ખખડાવું ? તે વિચારમાં પડી.

" મૂર્ખી ! આટલી નજીવી મુસ્કેલીથી ડરે છે તો આ સમાજની સામે કેમ થશે ? " તે બબડી ને જરા હસી. બે ત્રણ પળ ચાલીમાં ઉભી રહી ને પછી તેણે બૂમ પાડી.

" ઇન્દુલાલ !–ઇન્દુલાલ !—"

" કોણ ? " બાજુની ઓરડીમાંથી અવાજ આવ્યો.

" એ તો હું–જયા !—" તે બોલી.

તરતજ બારણું ઉઘડયું ને ઉંબરા આગળ ઇન્દુલાલ આવી ઉભો. તેનાં નયનોએ જયાનો સત્કાર કર્યો. તેની છાતી જયાને જોઇ

પ્રફુલ્લ થઇ ગઇ. પણ આટલી મોડી રાતે જયા આવવાથી કંઇ નવા જૂની બની હશે તે વિશે તેને કશો શક રહ્યો નહિ.

જયા બારણા આગળ આવી. ઈન્દુ દ્વાર આગળ જ ઉભો હતો.

" હવે રસ્તો છોડને !—" જયા કંઇક મસ્તીથી બોલી. ઈન્દુ દ્વાર આગળથી ખસી ગયો. જયાએ અંદર જઇ દ્વાર બંધ કરી દીધું.

" જયા !..." ઈન્દુલાલ કંઇક ધ્રુજતે સ્વરે બોલ્યો.

" કેમ ! મારી બીક લાગે છે ? તું વળી બૈરીઓથી બ્હીતો ક્યારથી થયો ? " જાણે કંઈ બન્યું જ ન હોય તેમ ખડખડ હસીને જયા બોલી. ઈન્દુ આ અજબ યુવતીને ચકિત નયને જોઇ રહ્યો.

" એમ મારા મ્હો સામે શું ગાંડાની જેમ જોઇ રહ્યો છે ! કંઇ કામણ બામણ તો નથી કરતો ને ? "

આ ટકોરથી ઇન્દુ હસ્યો.

" તું હમણાં ? "

" હાહાહા ! તેથી અજબ થયો ! ગાંડો ! તું જાણે છ તો ખરો કે વહેલો મોડો આવો નાટક થયા વિના રહેવાનો ન્હોતો. મારા શેઠની કૃપા આજે એટલી બધી વધી ગઇ કે હું એ કૃપા વૃષ્ટિથી મુઝાઇને જ નાસી આવી છું." ભયંકર અટ્ટહાસ્ય કરી જયાએ ખુલાસો કર્યો. ઇન્દુ બધું સમજી ગયો ને ગંભીર થયો.

" કેમ ! તું ગભરાય છે ? " જયા ઈન્દુની ગંભીરતા જોઇ, મસ્તી છોડી બોલી.

" નહિ, નહિ. તારે માટે હું ગભરાઉં એ બને એવું જ નથી. "

" ત્યારે ? "

" મને બધી વાત તો કર. "

" વાત શું કરૂં મારૂં કપાળ ? હું નાસી આવી છું એટલુંજ. "

" એને તારા જેવી દેવી આખરે નજ ગમી. "

" નહિ. અને મારા જેવી બલાઓ હિંદુ સમાજના હીચકારાઓને ગમે એવી સ્થિતિ આવતાં પહેલાં મારા જેવી અનેકના ભોગ લેવાશે. "

ઇન્દુએ કપાળે હાથ દીધો.

" તું શા માટે મુઝાય છે ? " જયાથી પ્રિયતમની ગંભીરતા ન સંખાઈ.

" જયા ! હું શું કહું ? "

" જે કહેવું હોય તે. " તેની આંખો પુનઃ મસ્તીથી નાચી રહી. ઇન્દુ અજબ ભાવથી તેના તરફ જોઈ રહ્યો. બન્નેની આંખો મળી. એ ચાર આંખોના મિલનથી આજે પહેલીવાર ઉભયના હૃદયતાર સાથે ઝણુઝણી ઉઠયા.

" જયા !–" ઈન્દુનો સ્વર જરા લથડયોઃ " જયા ! તું શા માટે આ દુનિયામાં અવતરી ? "

" તને મળવા માટે." જયા બધું ભૂલી ગઈ ને અજબ મસ્તીથી એકદમ ઇન્દુને ભેટી પડી. તેનો પાંડવ તેને મળી ગયો. ઇન્દુએ જયાના અધુન અધરોપરનો અમીરસ ચુસી લીધો બે પાંચ પળ બન્ને દુનિયાનું ભાન ભૂલી એક થઇ ગયાં. પ્રિય વાંચનાર ! આવા પ્રેમીઓને કઈ સ્મૃતિ અથવા કયો કાયદો ચુંબનના લ્હાવા લેતા અટકાવી શકે તેમ છે ?

" જયા ! જયા ! જરા સ્વસ્થ થા—" ઇન્દુ પુનઃ ભાનમાં આવી અળગો થઈ બોલ્યો.

" શા માટે સ્વસ્થ થાઉં વ્હાલા ? મેં શું ખોટું કર્યું ? તુંજ મારો પતિ–તુંજ મારો સ્વામી—" જયા મસ્ત થઇ બોલી અને પુનઃ ઈન્દુને ભેટી પડી.

" જો ત્રણ વાગવા આવ્યા. હવે ઉંઘવું છે કે મસ્તી કરવી

છે ? " ઇન્દુ હસ્યો. એ હાસ્યે જયાનું હૈયું હેલે ચઢાવ્યું. આજે પહેલીવાર એ પ્રિયતમા બની.

" તને ઉંઘ આવે છ ? "

" ના–હા—"

" હા કે ના ? "

" ના—"

" ત્યારે બેસને. વાતો કરીએ. "

" શાની વાત કરીશ ? "

" પ્રેમની. જો ઇન્દુ ! આજે મારે બીજી કંઈ વાત જોઇતી નથી. કાંતિલાલ જહનમમાં ગયો, સમાજ જહન્નમમાં ગઇ, બધા જહન્નમમાં ગયા. મારે મન દુનિયા બેજ માણુસોની બનેલી છે. એક તું ને બીજી હું. "

ઈન્દુને લાગ્યું કે તે સદેહ સ્વર્ગમાં પહોંચી ગયો છે. વ્હાલથી જયાના વાળની લટો સાથે રમત કરતાં કરતાં તેણે તેનો અંબોડો ઢીલો કરી મૂકયો.

સમય કેમ જાય છે તેનું ઉભયને ભાન ન્હોતું. જયા સ્વર્ગ સુખમાં ડૂબી હતી. તેની બધી મસ્તી આજે ઉછળી રહી. ઉગ્ર, હઠીલી, સંયમી જયાને પ્રેમની અદ્ભુત મસ્તીમાં પાગલ થયલી જોઇ ઈન્દુના આનંદનો અવધિ થયો. ઉભયને ભાન પણ ન રહ્યું કે તેમને માથે બેધારી તલવાર લટકી રહી છે. કાયદો અને સમાજ ઉભય તેમના કટ્ટા શત્રુ છે તેનું તેમને સ્મરણુજ રહ્યું ન્હોતું. અને પ્રેમમાં ગાંડાંતૂર થયલાં કયાં પ્રેમીઓ આવી મંગળ પળે એવા શુષ્ક તર્કવિતર્કમાં પડે છે ?

## પ્રકરણ ૫૫ મું.

### ચોવીસ કલાકમાં ખાલી કરો.

જ્યારે ભીમ શરાફની ચાલી જયાના દર્શનથી ખળભળી ઉઠી. ઇન્દુલાલના પાડોશીઓ તેને "વાંઢા" તરિકે ઓળખતા હતા અને ચાલીમાં તેને રહેવા દેવામાં જાણે તેનાપર મહાન ઉપકાર કર્યો હોયની એવી સર્વની માન્યતા હતી. જયાને જોતાંજ તેમને કંઇનું કંઈ થઇ ગયું. આ ઉપરથી શાંત અને ધોળા બગલા જેવો લાગતો યુવાન મહા પાપી અને સેતાન જણાયો. જયાની ખીલતી જુવાની ચાલીના યુવાનોની આંખમાં ખૂંચી. ઇન્દુની તેમને ભારી અદેખાઈ આવી અને એ ઇર્ષ્યાગ્નિને શાંત કરવા માટે તેઓએ ધર્મ અને નીતિને મદદે બોલાવ્યા. "જયાને ઈન્દુ નસાડી લાવ્યો છે. આવું કાળું કરવાનો હતો તો આવા આબરૂદાર કુટુંબોમાં શા માટે આવી વસ્યો? શેઠને કહી અબઘડી એને ખાલી કરાવો. ઓય મા! કેવો કળીકાળ આવ્યો! મુઆ બે ચાર અંગ્રેજી ચોપડી ભણીને ગોટપીટ કરતાં શીખ્યા કે બસ તરી પાર ઉતરી ગયા. નહિ દુનિયાની પરવા કે ન ધર્મનું ભાન! પૃથ્વી માતા હજુ આવા પાપીઓનો ભાર કેમ ઝીલી રહી હશે તેજ સમજાતું નથી." જયા સ્હવારે નળપરથી પાણી ભરી આવ્યા પછી તેની પાછળ રહેલી એક વૈષ્ણવ બાઇએ પોતાના દીલનો ઉભરો કાઢયો. આ બાઈ મરજાદણ હતી. એ સ્નાન કરીને ઠાકોરજીની પૂજા કરતી હોય ને એનો પતિ એને ભૂલે ચૂકે અડી જાય તો એને પુનઃ નાહી ધોઇને પવિત્ર થવું પડતું. રસ્તેથી ચાલી જતાં બીજા બધાય માણસો કરતાં જાણે પોતે વધુ પવિત્ર હોયની તેવું અભિમાન રાખી "જો જો–ભાઇ! સંભાળજો બ્હેન! અડશો નહિ. મરજાદી છીએ. ઠાકોરજીમાં નાહી છું." એવા એવા મંત્રો ભણતી તે આગળ વધતી અને જો કોઇ અડી જતું તો ન્હાતાં ન્હાતાં તેની સાત પેઢી ધોઇ નાખતી. આવી રીતે ક્રોધને વશ થઇ

બીજાને ગાળ દેવાની તેના ઠાકોરજીની મના ન્હોતી. જયાને જોતાંજ તેનો સનાતની જુસ્સો ઉભરી નીકળ્યો. તેણે વીજળી વેગે આખા માળાને ખબર આપી દીધી કે એક નાલાયક, ભ્રષ્ટ અને પતિત સ્ત્રી આખી ચાલીને અભડાવી રહી છે અને પેલા બદમાસ ઇન્દુલાલે તેને ઘરમાં બેસાડી દીધી છે. એ બલાને તુરતા તુરત ચોટલો પકડી બહાર કાઢયા વિના તેના ઠાકોરજી પ્રસન્ન થવાના નથી ! જો જયાને કાઢી મૂકવામાં ન આવે તો આ મરજાદણના ઠાકોરજી આખી ચાલીના માણસોપર ગુસ્સે થઈ બધાને મરકી કે કોગળીયાના ભોગ બનાવી દેશે એવો તેને ઇશ્વરી પેગામ પણ મળી ગયો હતો !

બે કલાકમાં તો ભીમ શરાફની ચાલીના ત્રણે માળના ભાડુતો તળે ઉપર થઇ ગયા. જાણે મરકીનો ચેપી રોગ ફેલાઈ ગયો હોય તેમ તેઓ અછાડ પછાડ કરવા લાગ્યા. નીતિ, પવિત્રતા અને ધર્મના રક્ષણ માટે બધા સંગ્રામમાં ઉતરવાની તૈયારી કરવા લાગ્યા. પણ વસ્તુતઃ સ્થિતિ જૂદીજ હતી. જેઓ ખુદ પાપી હોય છે તેઓનેજ વારંવાર પવિત્રતાના પડઘમ બજાવવાની જરૂર પડે છે. જો ધર્મનું રક્ષણ કરવાની તેમની બાંગ જરાક ધીમી પડશે તો રખેને પોતાનું પોકળ ખુલી જશે એવા ભય તેમના દંભી જીગરને હંમેશાં કોતર-તોજ રહે છે. જયા અથવા ઇન્દુલાલ એ લોકો પાસે પોતાના ચા-રિત્ર્યનું પ્રતિજ્ઞાપત્ર માગવા ગયા ન્હોતાં. છતાં આ નવરા અને દંભી લોકોને પરંપરાથી એવીજ ટેવ પડી ગઇ છે કે ચાલુ રિવાજનો જરા પણ ભંગ થતાં શ્રીનાથજીથી માંડીને શિવ બ્રહ્મા ને વિષ્ણુ આદિ તેત્રીસ કરોડ દેવતાઓને એકદમ બોલાવી મગાવવા અને રિવાજનો ભંગ કરનાર વિદ્રોહીનું ખૂન પી સમાજના લોખંડી પાયા મજ-બૂત કરવા.

જયાને જોઇને ઇન્દુલાલની ચાલીમાં આવો ભયંકર ખળભળાટ થશે એમ જયા ધારતી ન્હોતી. હિંદુઓમાં કંઇક લાજશરમ કે મનુ-ષ્યત્વનો અંશ હશે એમ તે માની રહી હતી. પણ અહિં તેણે

જાદોજ અનુભવ કર્યો. સ્હવારે છ વાગે ઈન્દુલાલની ઓરડીના દર-વાજા ઉઘડયા પછી ત્રણ કલાકમાં ચાલીના લગભગ બધાંય સ્ત્રીપુરૂષો કંઇને કંઈ બ્હાને ઈન્દુની ઓરડી આગળથી પસાર થઇ જયાના દર્શન કરી ગયાં. બન્નેએ એકજ ઓરડીમાં એકાંતમાં રાત્રી ગુજારી હતી તેથી કંઇ પણ તપાસ કર્યા વિના ઉભય કલંકિત મનાયાં અને હવે ખુદ પરમાત્મા નીચે આવીને જયાને નિર્દોષ જાહેર કરે તો પણ આગ આગળ ઘી ટકેજ નહિ એવી અખંડ માન્યતા ગલ્થુથીમાંથી પીને આવેલા હિંદુઓ એ બિચારીને પવિત્ર માને એવો સંભવ ન્હોતો.

દશેક વાગે વાત વધી. માળાના માલિકને રિપોર્ટ થયો. માળાનું ભાડું ઉઘરાવનાર મહેતાજી આવ્યા. તેની આગળ બે ચાર સ્ત્રીઓએ રસ લઈલઇને ઇન્દુલાલના પરાક્રમની વાત કરી. ઈન્દુને જયા સમજી ગયાં કે હવે રંગ જામવા લાગ્યો છે!

" અરે! જુઓ તો ખરા, દાસ!—" માળાના મહેતાજી રામ-દાસ આગળ મહાલક્ષ્મી નામની પેલી મરજાદણની બ્હેનપણીએ પુરા-ણનો પહેલો ખંડ વાંચવા માંડયો: " આ મુઆ વાંઢાને તમે ઓરડી આપી ત્યારે આવું જોવું પડયુંને! શ્રીકૃષ્ણ કૃષ્ણ કરો-ભાઇ, કૃષ્ણ કૃષ્ણ કરો! આ જમાનામાં શું શું જોવું પડશે તે સમજાતું નથી. મુઓ દેખાય છે તો ડાહ્યો ડમરો! પણ એ કાળમુખાના લક્ષણ તો જુઓ! કેવી ગોધા જેવી બાઇડી ઉપાડી લાવ્યો છે! હું તો સ્હવારે નળપર ગઈ ત્યારે મને ખબર પડી. પૂછયું કે બાઇ તમે કોણ છો? તો એ નફ્ફટ વાંદરી કહે કે ઈન્દુલાલ મારા મિત્ર છે! રાંડ છેકજ વહી ગયલી લાગે છે. બાઇડી જાતને માટીડાઓ સાથે દોસ્તી થતી હશે! તમે દાસ! કંઇ કરો તો સારૂં—નહિ તો આપણાથી તો બા, આ માળામાં રહેવાશે નહિ—" હજુ આ કથા ટુંકી થાત નહિ પણ એટલામાં બીજી બાઇ વચ્ચે બોલી.

"હા, રામદાસભાઇ! મહાલક્ષ્મી બ્હેન સાચું કહે છે. મારા બા-બુના બાપાને જલદી દુકાને જવાનું એટલે હમણા ચાલ્યા ગયા છે

પણ આ વઠેલ જોડું રહેશે તો અમે અહિં રહેવાનાં નથી. ”
આ બાઇની છાતીપર જયાને જોઇ ત્યારથીજ સતીત્વ ચઢી બેઠું હતું અને જો જયા જેવી પાપિણી માળામાં રહે તો તે “ સત ” પ્રકટાવી આખા માળાને બાળીને ભસ્મિભૂત કરી નાખવાની હતી ! એના સતીત્વનો પ્રતાપ એટલો બધો હતો કે એ સંપૂર્ણ નિર્વિકારી થઇ ગઈ હતી. સ્હવારથી સાંજ સુધીમાં એ શુદ્ધ ભાવે બે ચાર પતિદેવોને ભેટી તુચ્છ કાગળના કટકા લઇ આવતી ને એના પતિના ૬૦ રૂપિયાના પગારમાં ૧૫૦ રૂપિયાનો માસિક ખર્ચ કરી કરકસરી ગૃહિણી તરિકે પંકાતી. આવી પવિત્ર બાઇથી જયા જેવી બ્રહ્મચારિણીને જોઈને મૌન ધારણ કરાય ખરૂં ?

“ ઠીક છે. હું તપાસ કરૂં છું. ” કહી રામદાસ ઇન્દુલાલની ખોલી તરફ ગયો ને તેની પાછળ ધીમે ડગલે આખું બૈરક મંડળ તમાસો જોવા ભેગું થયું.

“ ઈન્દુલાલ !—” મહેતાજી સાહેબ બોલ્યા.

“જી.” પ્રતિભાશાલી યુવાન બોલ્યો.

“ આ બ્હેન કોણ છે ? ”

“ મારાં મહેમાન. ”

“ જુઓ ભાઈ ! બધા ભાડૂતો તમારી ફરિયાદ કરે છે એટલે બે બોલ કહું છું. ” રામદાસ ઈન્દુના ગૌરવશીલ દેખાવથી જરા દબાઇને બોલ્યો.

“ શું છે ? બોલોને ! ”

“ આ ખોટું કહેવાય. ”

“ શું ? ”

“ તમે આપણા લોકોને તો ઓળખો છો ને ! ”

“ હા. પણ સ્પષ્ટ વાત કરોને ! ” ઇન્દુ જરા તપીને બોલ્યો.

“ જુઓ ઇન્દુલાલ ! ગરમ થવામાં સાર નથી. આ બાઇસાથે તમે આ માળામાં રહી શકશો નહિ.” રામદાસનો મિજાજ પણ તપ્યો.

" કેમ ? "

" કારણકે આ ગૃહસ્થીઓનો માળો છે. "

આ માર્મિક કટાક્ષથી ઇન્દુલાલ લાલ પીળો થઈ ગયો.

" મહેતાજી ! તમે તમારૂં કામ કરો. હું ગૃહસ્થનો ધર્મ સારી પેઠે જાણું છું. "

" એટલે તમે કહેવા શું માગો છો ? અબઘડી ખાલી કરવું પડશે. સમજ્યા ! "

" એમ કે ? તમારે મન હજુ મુગલોનું રાજ ચાલતું લાગે છે ! " જયા ધીક્કારથી હસીને બોલી.

" ઇન્દુલાલ ! હું તમને નોટીસ આપું છું કે ચોવીસ કલાકમાં ખોલી કરજો– "

" નહિ તો ? "

" નહિ તો સામાન બ્હાર ફેંકી દઇશ. "

" એમ ! આટલું બધું ગુમાન હોય તો ખુશીથી આવજો સામાન ફેંકી દેવા. " દમામથી ઈન્દુએ જવાબ આપ્યો શામદાસે માથું ખજવાળ્યું.

" તમે ખાલી નહિજ કરો ? "

" નહિ. શા માટે ખાલી કરૂં ? શું કોઇને ત્યાં મહેમાન આવતાં નથી ? "

" પણ ભલા માણુસ ! વાંઢાને ત્યાં સ્ત્રી મહેમાન હોય તો શું કહેવાય ? "

" શું કહેવાય ? સ્ત્રી અને પુરૂષ વચ્ચે મિત્રતા ન હોઈ શકે ? "

" દાળમાં કંઈ કાળું હોય તો હોય– "

" તમારે જોઇએ તે માની લો. જયા કુમારી મારી મિત્ર છે ને તે અહિં મારી સાથેજ રહેશે. "

શામદાસ બબડતો ફફડતો ચાલ્યો ગયો અને બૈરાંઓ ટોળે મળીને મ્હોભાવતી વાતો કરવા લાગ્યાં.

## પ્રકરણ ૫૬ મું.

### નવું સમાજ મંદિર.

ઈન્દુલાલને ચોવીસ કલાકમાં ખાલી કરવાની ધમકી આપવામાં આવી પણ તે એવી લાખ ધમકીને નમે એવો ન્હોતો. તેણે માળાના માલિકને તથા તેના મહેતાને સ્પષ્ટ કહી દીધું કે "તમારાથી થાય તે કરી લો: હું રૂમ ખાલી કરવાનો નથી." જયા અને ઈન્દુને જુઠી પવિત્રતાના જર્જરિત કિલ્લાના રક્ષકોએ ગાળો દીધી. તેમની ન થાય એવી નિંદા કરી. એવા નવરાઓના લવારાથી ઉભય ડરે તેવાં ન્હોતાં. પણ તેમને પોતાના પાડોશીઓની નીચ ટીકાથી દુ:ખ તો થયું જ. જેઓ પવિત્રતાથી હજારો કોસ દૂર હતાં તેઓ જ પોતાની દુષ્ટતા છૂપાવવાને આ પવિત્ર યુગલની પાછળ પડયાં હતાં. નિર્માલ્ય સમાજ ક્રમશઃ દમ્ભી થાય છે અને દમ્ભીઓને દુષ્ટ થતાં વાર લાગતી નથી. આવા દુષ્ટો અને દમ્ભીઓ "ધોળા બગલા" જેવાં જીવન ગાળી "સારા માણસ" ગણાય છે અને તેઓની દમ્ભી સમાજ સામે વીરકેસરી માફક લડનારાઓ દુનિયાદારીની નજરે વહી ગયલા ધર્મદ્રોહી મનાય છે. આવાં ધર્મદ્રોહી થવામાં જયા અને ઇન્દુલાલ પ્રભુની સેવા માનતાં હતાં.

"ઇન્દુ! આપણું શું થશે?" જયા જરા કરૂણ સ્વરે બોલી.

"શું થવાનું છે મીઠી? તું ગભરાય છે શા માટે? તારે માટે હું ત્રિભુવન ધ્રુજાવવાને તૈયાર છું." ઇન્દુ દૃઢ નિશ્ચયથી બોલ્યો.

બન્ને ઇન્દુલાલની નાની ઓરડીમાં બેઠાં હતાં. ઈન્દુ એક આરામ ખુરશીપર પડ્યો હતો અને જયા તેની નજીકમાં ચટાઈ નાખી બેઠી હતી.

"મારે લીધે તારાપર ધાડ તો નહિ આવે?" જયા વધુ ગળગળી થઇ બોલી.

"ધાડ તો આવવાની જ. પણ તેથી તારે ડરવાની જરૂર નથી.

હજાર વાદળાંમાંથી પણ સૂર્ય ચમકયા વિના રહેવાનો છે ? પછી જરા વહેલો યા મોડો !—"ઈન્દુએ શાંત સ્વરે જવાબ આપ્યો. તે જાણુતો હતો કે જયા દુનિયાની નજરે પરણેલી સ્ત્રી છે અને તેથી તેને પોતાના ઘરમાં રાખવી એ કાયદાની નજરે ગુન્હો છે. પણ કાયદાની સજા કરતાં તેને જયા વધુ વ્હાલી હતી. સમાજની નિંદા અને વેદીઆ પંડિતોની સલાહથી 'હિંદુ લૉ' ઘડનારી સરકારની સજા કરતાં તેને સત્ય વધુ પ્યારૂં હતું. જયા જેવી દેવાંગનાને ચાહવા માટે–તેને તેના કહેવાતા પતિના પાશવ જૂલમમાંથી ઉગારી લેવા માટે-ઇન્દુ જેલજાત્રા કરવાને ખડે પગે તૈયાર હતો.

"આપણે તો ખપ્પરમાં હોમાઈ જવાને કેસરીયાં કરી બેઠાં છીએ. પણ મીઠા ! આપણી પાંગળી સમાજનું શું થશે ? આવા અત્યાચારો કરીને તે કયાંસુધી ટકી શકશે ?" જયાએ વાત ફેરવી.

"જયા ! આપણી સમાજ હવે અજાણતાં જૂલમ નથી કરતી–જાણી જોઇને કરે છે. સનાતની અને ધર્મરક્ષક ગણાતા વર્ગને કોઈ અગમ્ય ધર્મરાજાની ભયંકર સજાની રાતદહાડો બીક લાગે છે ને તેથી જ હજારો વર્ષથી જડ ઘાલી બેઠેલા રિવાજને તેઓ ધર્મ ગણીને નમ્યા કરે છે." ઇન્દુનો સ્વર ઉગ્ર થયો. આખી સમાજની ભયંકર દશા તેની નજર સામે તરવરી રહી.

"એનો ઉપાય ?" જયાએ પૂછ્યું.

"હજારોવાર એનો ઉપાય શોધવાને મેં મારા મગજનું દહીં કરી નાખ્યું છે અને હું ચોક્કસ નિર્ણયપર પણ આવ્યો છું. મારો નિર્ણય સાચો છે કે નહિ તેની મને ખાત્રી નથી પણ મારી બુદ્ધિ મને ખાત્રી આપે છે કે હું સાચો છું."

"તું શા નિર્ણયપર આવ્યો છે ?"

"પ્રથમ તો આપણને આર્યસમાજે અગાઉ કરેલા બંડના જેવાં બંડો જ કરવાં પડશે. જૂઠી માન્યતા, જૂઠા વહેમો, છીગર ફાડી નાખ-

નારા રિવાજો ને યુવાન પ્રજાને દળી નાખનારી પ્રથાઓને અરબી સમુદ્રમાં પધરાવ્યા વિના આપણો છુટકો જ નથી. બાળલગ્નો અને તેને પરિણામે થતી બાળ–માતાઓ આપણા સમાજપર ભયંકરમાં ભયંકર કલંકરૂપ છે." જયાનો પાંડવ બોલ્યો:

"સારે નસીબે ઉચ્ચ ગણાતી નાતોમાં હવે બાળલગ્નો બહુ થતાં નથી. પણ તેથી સંતોષ માનીને બેસી રહેવાનું નથી. સંમતિવય (age of consent) વધારવા માટે લેજીસ્લેટીવ એસેમ્બલીમાં ડૉ. ગૌર અને બક્ષી સોહનલાલ જેવા નેતાઓ સખત જેહમત ઉઠાવી રહ્યા છે.* પણ મારા મત પ્રમાણે સંમતિવય વધારવાને બદલે ગાયકવાડ સરકારની પેઠે બાળલગ્ન પ્રતિબંધક કાયદો ઘડવાની જરૂર છે. બાળલગ્નો અટકતાં બાળાઓપરનો ક્રૂર જૂલમ એની મેળે અટકી જશે. સંમતિવય વધારીને ૧૪ વર્ષનું કરવામાં આવશે અને બાળલગ્નો ચાલુ રહેશે તો કંઈ શુક્રવાર વળવાનો નથી. આપણા પ્રતિનિધિઓ રોગના મૂળને ડામવાને બદલે ભળતો જ પ્રયત્ન કરી રહ્યા છે."

"પણ સરકાર આપણી સામાજિક વ્યવસ્થામાં દખલ નાખે તે યોગ્ય છે?"

"પ્રજાસત્તાક રાજ્યતંત્રમાં સરકારી દખલ દખલ ગણાતી નથી. હવે આપણી પ્રાંતિક ધારાસભાઓ અને લેજીસ્લેટીવ એસેમ્બલીમાં પ્રજાકીય પ્રતિનિધિઓની સ્પષ્ટ બહુમતિ છે એટલે સામાજિક કાયદા ઘડવામાં કંઇ વાંધો નથી. વળી જે દેશમાં સમાજ એક તસુ પણ પ્રગતિ કરવાની ચોકખી ના જ પાડતી હોય ત્યાં પ્રજાકલ્યાણને માટે રાજ્યતંત્રના સુકાનીઓ આવી બાબતમાં આપખુદ સત્તાનો ઉપયોગ

* આ લખતી વખતે સંમતિવય વધારવાના ડૉ. ગૌરના ખાનગી બીલપરનો સીલેક્ટ કમિટીનો રિપોર્ટ પ્રગટ થઈ ગયો છે તેમાં ઘણા સભાસદોએ સંમતિવય ૧૨ પરથી વધારી ૧૩ વર્ષનું કરવાની હિમાયત કરી છે અને હિંદી સરકાર પણ તેમાં સંમત થઇ છે.

કરે તો પણ કંઇ ખોટું નથી. મનુસ્મૃતિમાં જે જે નિયમો છે તેમાંના ઘણાખરા પ્રજાકલ્યાણના જ છે. પણ આપણે આખી મનુસ્મૃતિને ઘોળીને પી ગયા છીએ અને જંગલી રિવાજોને મનુસ્મૃતિને નામે પાળીએ છીએ. કઈ મનુસ્મૃતિમાં બાર વર્ષની બાળાપર માતૃપદ લાદવાનું લખ્યું છે ? કઈ સ્મૃતિ અક્ષતયોની બાળવિધવાને પુનર્લગ્નની મના કરે છે ? લગ્નની ગાંઠ જોડતી વખતે, વરની પસંદગી કરવા માટે મનુસ્મૃતિએ માબાપોપર જે ફરજો નાખી છે તે આજના માબાપો પાળે છે ? જો માબાપો એ ફરજો ન પાળતા હોય તો તેમને પોતાના સંતાનોના લગ્ન નક્કી કરવાનો હક્ક શો છે ? વડીલો વડીલ તરિકેની પોતાની સત્તા જો જાળવી રાખવા માગતા હોય તો તેમણે પ્રથમ પોતાનાં બાળકોની અભિલાશા જાણ્યા પછી જ લગ્નના ચોકઠાં નક્કી કરવા પડશે. જો તેઓ સત્તાના ગુમાનમાં ને મોટાપણાના અભિમાનમાં યુવાન જીંદગી કચડવાની ઘેલછા ચાલુ જ રાખશે તો યુવાન આલમ તેમનાપર એવું ભયંકર આક્રમણ કરશે કે જેનો ખ્યાલ કરતાં જ મને કમકમાં આવે છે. આજથી પચીસ પચાસ વર્ષ પહેલાં આપણા દેશમાં અંગ્રેજી કેળવણીનો ઝાઝો પ્રચાર ન્હોતો; રોજ નવી નવી અભિલાશા પ્રકટાવનાર પત્રો ન્હોતાં; પ્રજાની ભાવના તાર, રેલ્વે અને સ્ટીમરોને અભાવે મર્યાદિત રહેતી હતી. પણ હવે ! હવે રોજ સુરજ ઉગ્યે આપણે નવી નવી વાતો સાંભળીએ છીએ. દુનિયાના એકે એક દેશમાં નવીન સામાજિક અને રાજકીય મંદિરો ચણાઈ રહ્યાં છે. જાણે અજાણે બધા દેશોની પ્રજા છેલ્લા યુરોપીય યુદ્ધ પછી આત્મનિર્ણય અને પ્રજાસત્તાક રાજતંત્રની બાંગ મારી રહી છે. પ્રજાજીવનમાંથી વહેતી આ નવીન શક્તિનો ધસમસતો પ્રવાહ ખાળવાની સઘળી જૂની પ્રથાઓમાં તાકાત નથી. આ નવી શક્તિને માટે જગ્યા કરવાને જૂની સમાજે ખસી જવું જ પડશે. અને જે સમાજ આ નવા મંત્રો ને નવા સિદ્ધાંતોને માટે યોગ્ય વાતાવરણ તૈયાર કરવાની ના પાડશે તેને ફના તરફ કૂચ કરવી પડશે. નવયુ-

નગના જ્વાલામુખીના ભયંકર લાવાથી સઘળા જૂના અનર્થો, સઘળી કુટીલ રૂઢીઓ અને સઘળાં જુલમી બંધનોનો નાશ થશે અને પછી-પછી જ એ જૂની સમાજની ખાખપર—એ જૂના સમાજમંદિરના ખંડેરપર 'આવતી કાલનો મહાપુરૂષ' નવું મંદિર ચણશે!..." ઇન્દુ જાણે કોઈ દૈવી પ્રેરણાથી ભવિષ્ય ભાખતો હોયની તેમ બોલતો હતો અને જયા સ્નેહાળ અને શ્રદ્ધાપૂર્ણ નજરે તેના આવેશમય વદન તરફ જોતી સાંભળી રહી હતી.

"આત્મનિર્ણય અને સ્વતંત્રતાના હક્ક માટે તો મહાસભા સખત લડત ચલાવી રહી છે." જયાએ દલીલ કરી.

"હા. પણ એ હક્ક મેળવવાની લડત ચલાવનારા નેતાઓમાંના ઘણાખરા કર્તવ્યવિમુખ અને બેજવાબદાર છે. પ્રજાના નેતા હોવાનો દાવો કરનારા હિંદુઓ પણ આખરે હિંદુસમાજની માટીના પુતળાં છે ને!—"

"એ જેવા છે તેવા. આપણે કામ તો એમની મારફતે જ કરવાનું રહ્યું."

"તારી ભૂલ થાય છે, જયા! નવયુગનો યુવાન એવા દમ્ભી નાયકોની સરદારી વધુવાર નથી સાંખી શકવાનો. તેને મહાત્મા ગાંધી જેવા પ્રમાણિક અને સાચા નેતાઓ જ દોરી શકશે. હજુ યુવાન આલમ પૂરી જાગ્રત થઇ નથી. હજુ તેમના વડીલો સાથેના સ્નેહ બંધનો પૂરાં તૂટી ગયાં નથી. હજુ અસંખ્ય યુવાનો અને યુવતીઓને નવજીવનની ધગશ લાગી નથી. હજુ લાખો વિધવાઓ છૂપાં પાપ કરતાં પુનર્લગ્નને વધુ પુણ્યમય માનતાં શીખી નથી. જ્યાં સુધી યુવાન આલમ તૈયાર ન થાય ત્યાંસુધી દમ્ભી નેતાઓને માટે પ્રજાકીય પ્રવૃત્તિમાં સ્થાન રહેશે. એ વર્ગ જાગ્યો એટલે તેઓના બાર વાગી જવાના એ ચોક્કસ."

"એ વર્ગ જાગશે ખરો?"

" જાગશે. હજુ આપણી યુવાન પ્રજા સમાજની ભારી ધુંસરી ગળાપર રાખી રહી છે. તેમાં તેનો દોષ નથી. તેને જે કારખાનાંમાં ટીપીને તૈયાર કરવામાં આવે છે તે કારખાનાંનાં બીબાં જ એવાં છે કે જેથી પ્રજા નામર્દ અને નિર્માલ્ય જ થાય. આપણી આખી શિક્ષણ પ્રણાલી જ ખોટી છે. હિંદુસ્થાનના યુવાનને ટયુડરવંશના બધા રાજાઓના કાર્યો તારીખવાર યાદ હશે, અમેરિકાની સિવિલ વૉરનો એકેએક બનાવ તે જાણતો હશે; ફ્રેન્ચ રેવોલ્યુશન વિષે અનેક પાશ્ચાત્ય વિદ્વાનોના પુસ્તકો તેણે પોતાના મગજમાં ઠસોઠસ ભર્યા હશે; હેમલેટ ગાંડો હતો કે ડાહ્યો તેનો નિર્ણય કરનારી ટીકાઓ વાંચી વાંચીને એ બિચારાએ આંખો ઝાંખી કરી નાખી હશે. પણ એને જઇને પૂછો કે રામાયણ ને મહાભારતમાં શું ભર્યું છે તો તે શરમથી મ્હો નીચું કરી લેશે. એને હિંદુસ્થાનના ગૌરવશીલ ઇતિહાસના થોડાંક પાનાં શિવાય બીજી કંઈ માહિતી નહિ હોય. એણે સ્વીટઝરલેંડ ને ઇટાલીના રમ્ય સૃષ્ટિ સૌન્દર્ય કોઈક ધન્ય પળે જોવાની મહેચ્છા રાખી હશે પણ કાશ્મીરના નંદનવન ને હિમાલયના અદ્ભુત સૌન્દર્ય નીરખવાની એને કલ્પનાયે નહિ હોય. એની મોટામાં મોટી મહત્વાકાંક્ષા મામલતદાર કે કલેક્ટર થવાની! સામાન્ય યુવાનો સરકારી કારકુનગીરી કે કોઇ હાઈસ્કૂલના પંતુજીની પદવીથી ઉંચે નજર ફેંકી શકતા જ નથી. એમાં એ બિચારાઓનો કંઇ દોષ નથી. દોષ યુવાન જીગરને કચડી નાખનારી શિક્ષણપદ્ધતિ અને તેપર ચાલુ ઘા કરનાર સામાજિક પ્રણાલીનો છે! હિંદની યુવાન આલમને આ બે બલામાંથી છોડાવ્યા વિના સામાજિક પુનર્વિધાનની બધી આશાઓ ધૂળમાં મળશે." ઈન્દુએ આજની યુવાન આલમનું ચિત્ર રજુ કર્યું.

" તું જે વાત કરે છે તે સાચી. પણ યુવાન આલમ એ બે બલામાંથી કયારે છૂટશે ? "

" જ્યારે સમાજના બંધનો અસહ્ય થશે ત્યારે. "

"શું હજુ એ બંધનો અસહ્ય નથી થયાં ?"

"થયાં છે. જેઓને વ્યક્તિસ્વાતંત્ર્ય અને નવજીવનની ધગશ લાગી છે તેમને. પણ હજુ અસંખ્ય માણસોની એવી ખાત્રી છે કે આપણી હાલની સમાજના જેવી આદર્શ સમાજ પૃથ્વીતલ-પર બીજી કોઈ જગ્યાએ નથી. નવજીવન, પ્રેમજીવન, રસજીવન, સામાજિક પુનર્વિધાન વગેરે શબ્દોમાં તેઓ કાળા મંકોડા શિવાય બીજું કંઇ જ જોઇ શકતા નથી. ટુંકમાં તેઓ કુક્કર પેઠે જીવે છે ને જણે છે."

"એવા જડ વર્ગની જડતા કેવીરીતે દૂર થશે ?"

"તે કામ આપણા જેવાનું છે. એ ધર્મકર્ત્તવ્ય છે—ઉપકાર નથી. આપણા સમાજસેવકો ઉપકાર તરિકે સેવા કરવાનો દેખાવ કરે છે તેથી નિષ્ફળ થાય છે. વળી તેમનો દમ્ભ તેમની નિષ્ફળ-તાનું મુખ્ય કારણ છે. જ્યાંસુધી સમાજસેવકો ઉપકાર કરવાનો ડોળ છોડશે નહિ ત્યાંસુધી આમવર્ગપર તેમની છાપ પડવાની નથી અને તેમનાં ચારિત્ર્ય નિષ્કલંકિત થશે નહિ ત્યાંસુધી સનાતની કિલ્લો તૂટવાનો નથી."

"તું મને નિરાશ કરી નાખે છે."

"નહિ. સમાજની આબેહુબ સ્થિતિ જાણ્યા વિના આપણાથી યોગ્ય ઉપાય થઈ જ ન શકે તે માટે તેની ખરી સ્થિતિ જાણવાની જરૂર છે. આપણું કાર્ય વિકટ છે પણ અશકય નથી. મુશ્કેલી તો દરેક સત્કર્મમાં નડે છે જ. માર્ટીન લ્યુથરને સ્વામી દયાનંદનું કાર્ય ઓછું વિકટ ન હતું. જો તેઓ નિરાશ થઈ ગયા હોત તો પોપના જૂલ્મો ચાલુ રહેત ને હિંદમાં આર્યસમાજની સ્થાપના ન થાત."

"આર્યસમાજ સ્થપાઈ ને તેણે સુંદર કાર્ય કરી બતાવ્યું છતાં તેની સ્થાપનાથી હિંદની અગણિત નાતોમાં એક નવી નાત વધ્યા શિવાય બીજું કંઇ થયું નથી એમ તને નથી લાગતું ?"

"એ માટે આર્યસમાજ દોષપાત્ર નથી. [1]સ્વામી દયાનંદ સરસ્વતીના વખતની સામાજિક દશાનો વિચાર કરતાં જણાશે કે સનાતનીઓએ તસુ પણ નમવાની હઠીલાઇથી ના પાડી ત્યારે જ તેમને તું કહે છે એવી નવી નાત સ્થાપવી પડી હતી."

"હવે ?"

"હવે જો આર્યસમાજના સિદ્ધાંતને માનનારાઓ પોતાની પ્રવૃત્તિ જૂદી જૂદી નાતોમાં ચલાવવા માંડે તો પરિણામ ઘણું સારૂં આવે."

"પણ તેથી નાતોના વાડાઓ વિશાળ થશે ?"

"હા. સાંભળ તો ખરી. તું બહુ અધીરી છે !" ઈન્દુ હસ્યો. જયાએ મીઠા સ્મિતથી તેના વ્હાલનો જવાબ વાળ્યો. ઈન્દુ પુનઃ બોલવા લાગ્યોઃ "જાતિ કર્મ પ્રમાણે માન્યા વિના આપણો છૂટકો જ નથી. હાલની જૂદી જૂદી નાતો અમુક [2]ધંધો કરનારી સંસ્થા તરિકે જળવાઈ રહે તેમાં કંઇ વાંધો નથી. આવી ધંધાદારી નાતોમાં વર્ણાંતર લગ્નની મના ન જ હોવી જોઈએ. એમ થતાં હિંદુ જાતિનું પ્રબળ સંગઠન થવા સાથે નાતો સામાજિક સંસ્થાઓ તરિકે જળવાઇ રહેશે અને ગુણકર્મ પ્રમાણે આદર્શ વર્ણાશ્રમો સ્થપાશે." ઇન્દુએ પોતાની યોજના રજુ કરી.

"સઘળી નાતોનો શંભુમેળો કરવાથી ઉછૃંખલતા વધી નહિ પડે ?"

"શી રીતે ?"

"સનાતનીઓની હંમેશની દલીલ એવી છે કે જો વર્ણાંતર લગ્નોની છૂટ અપાશે તો રૂપાળી ઢેડી સાથે બ્રાહ્મણ વાણિયાના દીકરા પરણવા દોડશે." જયા હસતી હસતી બોલી.

---

૧ લાહોરમાં આર્યસમાજની સ્થાપના ઈ. સ. ૧૮૭૭.

૨ Division of labour.

"તું પણ સનાતનની પેઠે દલીલ કરવા લાગી હો! –"

"નહિ. હું સામા પક્ષનો વાંધો રજુ કરૂં છું."

"એ દલીલ દલીલ કરનારાઓની હલકી વૃત્તિ બતાવે છે. હૈયે તેવું હોઠે એ કહેવત ખોટી નથી. સામાન્ય નિયમ પ્રમાણે દરેક યુવાન યા યુવતી પોતાના વર્ગમાંથી જ પોતાનો જીવનસાથી પસંદ કરશે. દાખલા તરિકે કારકુનોનો ધંધો કરનારાઓના સંતાનો કારકુનોના કુટુંબોમાં જ પરણશે. પછી ભલે એ કારકુનોની જન્મ પ્રમાણેની નાતો જૂદી જૂદી હોય. હાલમાં શહેરોમાં પોતાની નાતના માણસોને મળવાની માણસોને ફુરસદ નથી. તેઓ પોતાના સહવાસમાં આવતા પોતાના સહકર્મીઓને જ મળે છે અને આવા માણસોના કુમારો તથા કુમારિકાઓ પોતે જે મંડળમાં ફરતાં હોય તેમાંથી જ જીવનસાથી શોધી લેવાને તૈયાર થાય છે. જો વર્ણાંતર લગ્નની છૂટ હોય, નાતો ધંધાદારી સંસ્થાઓ થઇ જીવતી હોય, ગુણકર્મ પ્રમાણે વર્ણાશ્રમ મનાતા હોય તો આપણા સમાજનાં અસંખ્ય અનિષ્ટો આપોઆપ નષ્ટ થઇ જાય અને હિંદુજાતિ એક બળવાન અને જીવંત જાતિ તરિકે નવજીવન પામે..."

"સ્વપ્નું તો બહુ સુંદર છે પણ તેનો સાક્ષાત્કાર કેમ થશે?"

"નાતોમાં જાગ્રતિ લાવવાથી. જુદી જુદી નાતોના નવા વિચારના માણસોએ પોતપોતાની નાતને જ પોતાનું કાર્યક્ષેત્ર બનાવવું જોઇએ. અત્યારસુધી સુધારકોએ નાતોપર પ્રહાર જ કર્યાં છે અને મારા મત પ્રમાણે એ ભૂલ છે. પ્રહાર કરવાથી આઘાત પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે સામો પ્રહાર થાય છે અને પરિણામે વેરઝેર વધે છે ને સમાજની પ્રગતિને બાધા નડે છે. જો સુધારકો અને સનાતનીઓ સામસામા પ્રહાર કરવાને બદલે સાથે મળીને યોગ્ય ઇલાજ લેવા માંડે તો મારૂં સ્વપ્નું બહુ થોડા વખતમાં પાર પડે." ઇન્દુએ આ વાક્ય પૂરૂં કર્યું તે જ પળે બ્હારથી કોઇએ ઇન્દુલાલ નવનીતલાલ કરીને સત્તાદર્શક બૂમ પાડી.

## પ્રકરણ ૫૭ મું.

### અદાલતમાં.

પોતાના નામની બૂમ સાંભળી ઈન્દુ તરતજ તપાસ કરવાને બારણા આગળ ગયો. તો પોલિસ ઈન્સપેકટર નજરે પડયો. તેની સાથે એક યુવાન અને એક સિપાઈ હતો.

" ઈન્દુલાલ નવનીતલાલ કોનું નામ ? " ઇન્સપેકટરે પૂછયું.

" મારૂં નામ. શું છે સાહેબ ! " ઈન્દુએ પૂછયું.

" તમારાપર પરસ્ત્રીહરણના આરોપનું વૉરંટ છે. "

જયા આ વખતે બારણા આગળ જઇ ઉભી. તેણે કાંતિલાલને ઓળખ્યો. તે જરા ધ્રુજી. તેને માટે તેના પ્રિયતમનો ભોગ લેવાતો હતો. તેની આંખે અંધારા આવી ગયાં. પણ તરતજ તે હિમ્મત રાખી સ્વસ્થ થઇ અને કાંતિલાલ તરફ અસામાન્ય તિરસ્કારથી જોઈ રહી.

" તમારી પત્ની આજ કે ? " ઈન્સપેકટરે કાંતિલાલને પૂછયું.

" હા. સાહેબ ! અને આ જ મારી સ્ત્રીનું હરણ કરનાર શખ્સ ! "

" હું તમને ગીરફતાર કરૂં છું મી. ઈન્દુલાલ ! "

" સાહેબ, ઈન્દુલાલ તદ્દન નિર્દોષ છે. " જયા બોલી.

" તે અદાલતમાં કહેજો. "

" તમારૂં નામ મિસીસ જયા કુમારી ? "

" હા. " જયા બોલી.

" હું દિલગીર છું કે તમને પણ મારે ગીરફતાર કરવાં પડશે."

" કારણ ? " ઈન્દુ ચમકયો.

" મી૦ કાંતિલાલે તેમનાં પત્નીપર ચોરીનો આરોપ મૂકયો છે." ઈન્સપેકટરે જવાબ વાળ્યો.

" હીચકારો !–" જયા ધિક્કારથી બબડી: " મને કંઇ વાંધો

નથી સાહેબ! તમે તમારી ફરજ બજાવો." કહી જયા પોલિસ સ્ટેશનપર જવાને તૈયાર થઈ."

"કાંતિલાલ ! આખરે તમને આવું જ સૂઝયું કે ?" જયા ધિક્કારથી બોલી.

"એ બધું તારી હઠીલાઈનું પરિણામ !"

"તમે કાયદાના બળથી મને વશ કરવાના છો ?"

"તે હવે પછી જણાશે."

"એમકે ?–" જયાની આંખ અંગારા વરસાવી રહીઃ–"તમારા હજાર કાયદા મારા અંતરાત્માને છુંદી શકવાના નથી. સમજ્યા ? મને સત્તાનું જોર બતાવીને વશ કરવાની જરાતરા ઉમેદ હજુ પણ તમારા મનમાં રહી ગઈ હોય તો ખાંડ ખાજો ખાંડ !–"

"બ્હેન !–" ઈન્સ્પેકટર માનભર્યા અવાજે બોલ્યોઃ "આ દલીલ કરવાનું સ્થળ નથી. તમને અદાલતમાં બચાવ કરવાની સંપૂર્ણ તક મળશે. મહેરબાની કરી ચુપ રહો."

ઈન્દુ આ વાતચીત થતી હતી તેટલામાં કપડાં પહેરી તૈયાર થયો. ઇન્સપેકટરપર તેના ભવ્ય અને પ્રતિભાશાળી વદનથી સારી છાપ પડી હતી તેથી તેણે કોઇ પણ જાતની સખ્તાઇ વાપર્યા વિના સભ્યતાપૂર્વક વૉરંટની બજાવણી કરી. ઈન્દુ તૈયાર થઈ જયા તરફ જોઇ બોલ્યો.

"જયા ! યુદ્ધ હવે જ શરૂ થાય છે હો ! મારૂં ગમે તેમ થાય પણ નમણું ના આપતી."

"અરે ! કંઇ ગાડો થયો ! નમણું આપવા માટે આટઆટલો ત્રાસ નથી વેઠયો ! ચાલો ઇન્સપેકટર સાહેબ ! અમે તૈયાર છીએ." જયા હિમ્મતથી બોલી.

આડોશી પાડોશી સઘળા આ તમાશો જોવાને એકઠા થઇ ગયા હતા. પ્રથમ પોલિસને જોઈ તેઓ બીધા હતા પણ ઈન્દુલાલ-

પર ધાડ આવી છે એવી ખાત્રી થતાં જ નિંદાખોરોને ગિલગિલીમાં થયાં ને તેઓ વગર પૈસાનો તમાસો જોવાને ભેગાં થઈ ગયાં.

"જયા ! હું જાઉં છું......ચાલો ઇન્સપેક્ટર સાહેબ !–"

ઈન્સપેક્ટર, કાંતિલાલ સિપાઇ, ઈન્દુલાલ, અને જયા માળામાંથી બહાર નીકળ્યાં. આ પ્રસંગે જુદી જુદી વ્યકિતઓના મનમાં જુદી જુદી જાતના તરંગો ઉઠી રહ્યા હતા. જયા બ્હારથી હિમ્મત બતાવી રહી હતી પણ તેને ખાતર તેનો પાંડવ એક ખામીભર્યા કાયદાનો ભોગ થઇ પડયો તે જોઇને તેને અસહ્ય યાતના થતી હતી. કાંતિલાલ આખરે જયાને નિરાધાર થઇ તાબે થવુંજ પડશે એ ખ્યાલથી મલકાતો હતો. ઈન્દુના આડોશી પાડોશીઓ "કરે તેવું પામે" એ મહાન નીતિવાકયપર મનભાવતી ટીકાઓ કરી રહ્યા હતા. પણ ઇન્દુ શાંત હતો. શહીદ જેવાં અસામાન્ય શાંતિ અને ગૌરવથી ડગલાં ભરતો તે પોલિસ સાથે ગયો. તેને પોતાના કાર્ય માટે લેશમાત્ર પસ્તાવો થતો ન્હોતો. એક જુલમી રિવાજની સામે શૂરવીર સિંહની પેઠે ઝુઝીને લાચાર થયલી પોતાની પ્રિય સખીને માટે સજા ખમવાની ઘડી આટલી જલદી આવી તે માટે તે પોતાની જાતને ભાગ્યશાળી માનતો હતો. તેની ખાત્રી હતી કે તેના જેવા સેંકડો યુવાનો શહીદ થશે તો જ હિંદુસમાજના પોલાદી કાયદાઓ ફરી શકશે.

જયા કરૂણ નજરે પોલિસ સાથે જતા પોતાના પાંડવને જોઈ રહી. તેનું ઉગ્ર ચંડિકાસ્વરૂપ કાંતિલાલના હૃદયમાં ભડભડ ચીતા સળગાવતું હતું. આ અસામાન્ય સ્ત્રી તેને તુચ્છ તરણા જેવો ગણીને તેના તરફ તુચ્છકારથી જોઇ રહી હતી. તેના ક્રોધમાં તેથી તેલ રેડાયું અને ગમે તે ભોગે બન્નેને સજા કરાવવાનો દૃઢ નિશ્ચય કરી તે પોલિસ સાથે ચાલ્યો ગયો.

પોલિસ સ્ટેશનપર જયા ને ઇન્દુલાલને જુદી જુદી ઓરડીમાં રાખવામાં આવ્યાં. જયા એકલી પડતાં જ તેની હિમ્મત ખૂટી. તેની

આંખો શ્રાવણુ ભાદરવો વરસાવવાને તૈયાર થઈ અને તે છૂટે મ્હોડે રોઇ પડી. તેને માટે ઇન્દુલાલ પરહેજ થવાથી તેની છાતી છિન્ન વિછિન્ન થઇ ગઇ હતી. આખી દુનિયા તેને મન અંધકારરૂપ થઇ ગઇ હતી. સૃષ્ટિનાં સકળ સંકટો તેનાપર આવી પડયાં હોયની એમ તેને લાગ્યું હતું. તે રોઈ—ખૂબ રોઇ—છાતીનો ભાર હલકો થયો ત્યાં સુધી રોઇ અને પછી ભાવી યુદ્ધની તૈયારી કરવા લાગી.

પોતાની પરણેતરનું હરણુ કરી જઈ તેની સાથે વ્યભિચાર કરવાના આરોપો કાંતિલાલે ઈન્દુલાલપર મૂકયા હતા. અને જયા તેના ઘરમાંથી અલંકારો ચોરી ગઇ હતી એવો દુષ્ટ રિપોર્ટ તેણે પોલિસ સમક્ષ રજુ કર્યો હતો. ભીમશરાફની ચાલીના નવરા નીંદાખોરોએ જયાના આગમનની વાત મુંબઇના સઘળા હિંદુ લતાઓમાં ફેલાવી દીધી હતી. કાંતિલાલ પાંચ સાત દિવસની સતત શોધ પછી ઈન્દુલાલને ત્યાં જયા છે તેનો પત્તો મેળવી શકયો અને તરત જ તેણે વૉરંટ કઢાવ્યું. ભીમશરાફની ચાલીમાંના બે ચાર નીચ માણસોને લાલચ આપી તેણે તેમને પોતાના સાક્ષી બનાવ્યા હતા.

બીજે દિવસે સ્હવારે મુંબઈના વર્તમાનપત્રોએ આ બનાવ પ્રગટ કરી આખા મુંબઈની હિંદુસમાજને ખળભળાવી મૂકી. "પતિના ઘરમાંથી નાસી જનાર હિંદુ સ્ત્રી," "પરસ્ત્રીહરણુ કરનારપર ધાડ," "હિંદુ સમાજમાં ખળભળાટ," "પોતાના પતિ સાથે રહેવાની ના પાડનાર પત્ની" વગેરે અનેક જાતનાં મથાળાથી વર્ત્તમાનપત્રોએ "સેનશેસન" મચાવી મેલ્યું અને તેને લીધે પોલિસકોર્ટમાં અગિયાર વાગ્યાથી જ પ્રેક્ષકોની ઠઠ જામી.

સાડા અગિયાર વાગે ઈન્દુલાલનો કેસ અદાલતમાં રજુ થયો. માજીસ્ટ્રેટ ન્યાયાસનપર આવીને બીરાજતાં પોલિસ ઇન્સ્પેકટરે ઇન્દુલાલે જયા નામની પરણેલી સ્ત્રીનું હરણુ કરવાના બનાવને લગતું ફરિયાદનામું વાંચી સંભળાવ્યું. ઇન્દુલાલપર બે આરોપ હતા. એક

પરસ્ત્રી હરણનો અને બીજો પરસ્ત્રી ગમનનો ! પરસ્ત્રીગમનનો આરોપ મૂકીને કાંતિલાલે ફરિયાદ નોંધાવી હતી અને પરસ્ત્રીહરણ માટે કાંતિલાલની ફરિયાદથી સરકાર કેસ ચલાવતી હતી.

સરકારી ઇન્સ્પેકટરે પ્રથમ કાંતિલાલની જુબાની લેવા માંડી:

"તમારૂં નામ ?"

"કાંતિલાલ માણેકલાલ. ઉમ્મર વર્ષ ૨૩. ધંધો નોકરીનો. આરોપી ઈન્દુલાલને મારી પત્ની જયા સાથે અમદાવાદથી મૈત્રી હતી. મારી સ્ત્રી મુંબઈમાં આવ્યા પછી તે આરોપીને વારંવાર મળતી હતી એવી મને ખબર મળી હતી પણ મને કંઈ શક ગયો ન્હોતો. ગઇ તા. ૫ મી જુલાઇને શનિવારે રાતે અમને પતિપત્નીને ટંટો થયો ન્હોતો. પણ હું ભરનિદ્રામાં હતો તે વખતે મારી પત્ની મારા ઘરમાંથી ચોરી કરી નાસી ગઇ હતી. રાતે બેએક વાગે હું અચાનક જાગી ગયો તો તે નાસી ગયલી જણાઇ. મેં ઘણી તપાસ કરી પણ મને કંઇ ખબર મળી નહિ. આખરે તા. ૧૨ મીએ તે ઇન્દુલાલને ત્યાં છે એવો મને પત્તો મળ્યો. મેં તપાસ કરી તો મને જણાયું કે તે આરોપી સાથે તેની પત્ની તરિકે રહે છે. આરોપી ભૂલેશ્વરમાં ભીમશરાફની ચાલીમાં એક જ ઓરડીમાં રહે છે અને તેની સાથે મારી સ્ત્રી છેલ્લા આઠ દિવસથી રહેતી હતી." કાંતિલાલે જુબાની આપી.

બીજા બે સાક્ષીઓ ભીમશરાફની ચાલીમાં વસતા નફાખોર માણસો હતા. કાંતિલાલે તેમને લાંચ આપી પોતાના કરી લીધા હતા. એક સાક્ષીએ કોર્ટમાં કહ્યું:

"હું આરોપીને ઓળખું છું. તે મારી પાડોશમાં રહે છે. તા. ૫ મીએ રાતે ૧ વાગે તે એક બાઇને લઇ આવ્યો હતો. બન્ને એક જ ઓરડીમાં રહેતાં હતાં. મારી ને આરોપીની ઓરડી પાસે પાસે જ છે તેથી તેની ઓરડીમાંની વાત મારી રૂમમાં સંભ-

ળાય છે. તેઓની વાતચીતપરથી તેઓ આશક માશૂક હતાં એમ મને લાગ્યું હતું."

બીજા સાક્ષીએ જણાવ્યું કેઃ "મારી ઓરડી પણ આરોપીની ઓરડીની નજીક જ છે. તે જયા નામની જુવાન સ્ત્રીને તા. ૫ મી જુલાઇની રાતે કોઈ જગાએથી નસાડી લાવ્યો હતો. જયાના પતિને હું ઓળખતો નથી. ઈન્દુના રૂમમાંથી મેં ચુંબનનો અવાજ સાંભળ્યો હતો."

કાયદા પ્રમાણે બીજા બે ત્રણ સાક્ષીઓની જુબાની લેવાઇ અને માજીસ્ટ્રેટે ઇન્દુલાલ સામે પરસ્ત્રીગમન તથા પરસ્ત્રીહરણના આરોપો ઘડી કાઢયા. જયાના શરીરપર કાંતિલાલના બે ત્રણ દાગીના હતા. એ બીના પણ કાંતિલાલે કોર્ટમાં રજુ કરી.

"આરોપી, તારે બચાવમાં શું કહેવાનું છે?" માજીસ્ટ્રેટે પૂછ્યુ.

"હું નિર્દોષ છું નામદાર! હું તા. ૫ મી જુલાઇએ જયાકુમારીને નસાડી ગયો હતો એ બીના હડહડતી જૂઠી છે. એ રાતે જયાકુમારી પોતે જ રડતાં રડતાં મારે ત્યાં આવ્યાં હતાં અને કાંતિલાલે તેમનાપર અસહ્ય જૂલમ ગુજારવાની વાત કહી મારો આશરો માગ્યો હતો. અમદાવાદમાં જયાકુમારી સાથે મને પીછાન થઈહતી અને તેમને તેમના પતિ સાથે બીલકુલ બનતું ન્હોતું તે હું ત્યારથી જ જાણતો હતો. જયાકુમારી મુંબઇમાં આવ્યા પછી હું તેમને ફક્ત એકજવાર મહિલાઆશ્રમમાં મળ્યો હતો. તા. ૫ મી જુલાઇની રાતે હું બહાર ગયો જ નથી. હું રાતે એક દોઢ વાગાને સુમારે મારી ઓરડીમાં સૂતો સૂતો વાંચતો હતો એટલામાં મારા નામની બૂમ સંભળાઇ હતી. મેં જયાકુમારીનો અવાજ તરત જ ઓળખ્યો અને તેમની કરૂણ કથા સાંભળી લઈ તેમને મેં આશરો આપ્યો."

"તમે એક જ ઓરડીમાં બન્ને જણાં રહેતાં હતાં એ વાત ખરી છે?"

"હા. નામદાર! હું ગરિબ માણસ છું અને બે ઓરડી

ભાડે રાખવાની મારી ગુંજાશ નથી. અમને બન્નેને એક જ ઓરડીમાં રહેવાની ફરજ પડી હતી. ”

“ તમને જયાકુમારી સાથે કેવો સંબંધ હતો ? ”

“ તદ્દન પવિત્ર. પવિત્ર પ્રેમ જેવી કંઇ વસ્તુ હોય તો તેવી ભાવના અમારામાં હતી અને છે. ”

“ એક સાક્ષીએ ચુંબનનો અવાજ સાંભળવાની વાત કરી છે. એ ખરી વાત છે ? ”

“ હા. નામદાર ! જે રાતે જયાકુમારી પ્રથમ મારે ત્યાં આવ્યાં ત્યારે એમના દુઃખનો પાર ન્હોતો. એમની મનોદશા વિહવળ હતી. એ સમાજના એક ઘાતકી રિવાજનો ભોગ થઇ પડી હતી. એવા સંજોગોમાં મેં એમને આશરો આપ્યો તેથી વ્હાલનો ઉમળકો આવતાં તે મને ભેટી પડી હતી અને મેં તેને ચુમી લીધી હતી. એ શિવાય અમારી વચ્ચે બીજો કોઇપણ જાતનો વિકારી સંબંધ નથી.”

બચાવ તરફથી જયા સાક્ષીમાં રજુ થઇ. અસામાન્ય હિમ્મત અને શાંતિથી સાક્ષીના પીંજરામાં જઇ જયા બોલીઃ

“ નામદાર, આરોપી સામેનો પ્રથમ આરોપ તદ્દન બનાવટી છે. મારી ચાલીના માણસોને બોલાવી પૂછશો તો નામદાર ન્યાયાધિશની ખાત્રી થશે કે તા. ૫ મી જુલાઇએ કાંતિલાલ સાથે મારે સખત તકરાર થઇ હતી. અમારી સમાજના રિવાજ પ્રમાણે અમે પરણ્યાં ત્યારથી જ હું અમારાં લગ્ન સ્વીકારવાની ના પાડી રહી હતી. વસ્તુતઃ એ લગ્ન કાયદાસર જ ન્હોતું. મારી સંમતિવિના મારા માતપિતાએ કાંતિલાલ સાથે મારા લગ્નનું ચોકઠું ગોઠવી દીધું હતું અને તેથી હું પરણેલી સ્ત્રી છું એવો ફરીઆદીનો મુદ્દો કાયદાસર નથી. હિંદુધર્મ પ્રમાણે લગ્ન પ્રસંગે વરકન્યા ચાર મંગળફેરા ફરે તો જ લગ્ન સંપૂર્ણ થયલું ગણાય છે પણ હું લગ્ન વખતે ચાર મંગળફેરા ફરી ન્હોતી. ”

" તમે જુદા જ સવાલની ચર્ચા કરો છો, મિસીસ જયાકુમારી અદાલત સામે પરસ્ત્રીહરણ અને પરસ્ત્રીગમનના સવાલો જ છે." માજીસ્ટ્રેટે કહ્યું.

" હું નામદાર કોર્ટની ખાત્રી કરવા માગુ છું કે ફરિયાદી કાંતિલાલ મને પોતાની પરણેતર સ્ત્રી ગણીને આરોપી સામે જે આરોપ લાવ્યો છે તે લાવવાનો તેને હક્ક જ નથી. હું હજુ કુમારિકા છું અને કાયદા પ્રમાણે હું હવે પુખ્ત વયની છું."

" તમે કાંતિલાલ સાથે લગ્ન થયાં પછી ચાર છ મહિના રહ્યાં હતાં ને ?"

" હા. એક દાસી તરિકે."

" તમે કેવા દરજ્જામાં ત્યાં રહ્યાં તે મારે જોવાનું નથી. લગ્ન પછી તરત જ તમે કાંતિલાલને ત્યાં ગયાં હતા ને ?"

" હા."

" એટલે સામાજિક રિવાજ પ્રમાણે તમે તેનાં પત્ની ગણાઈ ચૂકયાં."

" નહિ, નામદાર ! મેં પ્રથમથી જ તેની પત્ની થવાનો ઈનકાર કર્યો હતો. આરોપી સામે ઘણો જ ગંભીર આરોપ મેલવામાં આવ્યો છે ને તેથી આ કેસની એકે એક વિગત લક્ષપૂર્વક ધ્યાનમાં લેવાની હું અરજ કરૂં છું.

હું હવે આ કેસના મુદ્દા વિષે વિવેચન કરીશ. તા. ૫ મી જુલાઈની રાતે મારા કહેવાતા પતિ મારાપર બળાત્કાર કરવા તૈયાર થયા હતા. હું રસોડાવાળા ખંડમાં સુતી હતી અને એ આગલા ખંડમાં હતા. વચમાંનું દ્વાર બંધ હતું. કાંતિલાલ કામાંધ થઇ મારાપર જૂલમ ગુજારવા તૈયાર થયો હતો અને તેથી બે ખંડ વચ્ચેની કાચની બારી તોડી નાખી તે રસોડાના ખંડમાં કૂદી પડયો એટલે હું ઝડપથી દ્વાર ખોલી બહાર નીકળી ગઈ. તે મારી પાછળ પડયો. હું

નાસી ગઇ. એને દાદર આગળ ઠેસ વાગવાથી એ પડી ગયો એટલે મને નાસી જવાની તક મળી. મુંબઇમાં હું નિરાધાર હતી. આરોપી શિવાય મારે કોઇ સાચો મિત્ર ન્હોતો એટલે હું આરોપીને ત્યાં ગઇ અને ત્યાં મને આશરો મળ્યો. મારી ઉમ્મર સત્તર વર્ષની છે. કાયદા પ્રમાણે મને મારી મરજી પ્રમાણે વર્ત્તવાની સ્વતંત્રતા છે. આરોપી મને ઉપાડી ગયો છે એ વાત તદ્દન બનાવટી અને જૂઠી છે. હું મારી રાજીખુશીથી, મારા કહેવાતા પતિના જૂલમથી ત્રાસીને ઇન્દુલાલને આશરે ગઈ હતી. અમે પવિત્ર મિત્રો છીએ. અમારી પવિત્રતાપર ઉપરથી આવીને કોઈ દેવ પણ આરોપ મૂકે તો તે હું માનવાની નથી. કાંતિલાલ આરોપી સામે આ કેસ તદ્દન દ્વેષ-ભાવથી લાવ્યો છે. હવે મારાપરના ચોરીના આરોપ વિષે હું બે બોલ બોલીશ. મારા શરીરપરના આ ત્રણે દાગીના મારા પિતાની માલિકીના છે. ”

તમે તે પૂરવાર કરી શકશો ?”

“ હા, નામદાર !......”

પરસ્ત્રીગમનનો આરોપ તદ્દન પાયા વિનાનો છે એવું સમર્થન કરતાં આરોપીઓના વકીલે જયાકુમારીની વૈદક તપાસ કરવાની હિમ્મતથી માગણી કરવાથી માજીસ્ટ્રેટે એક લેડી ડૉકટરને જયાની તપાસ કરવાનો હુકમ કર્યો. જયાએ પોતે પણ આવી તપાસ સામે કંઈ વાંધો લીધો નહિ.

જયા સામેના ચોરીના આરોપના સંબંધમાં હર્ષદરાયને સાક્ષી તરિકે બોલાવવામાં આવ્યા.

જયા અને ઇન્દુ પકડાવાની ખબર મળી ત્યારથી જ હર્ષદરાયે જયાને પડખે રહેવાનો નિશ્ચય કર્યો હતો. પોતાની દેવી જેવી દીકરીપર જૂઠા આરોપ મૂકનાર બદમાસનો પક્ષ લઇને નાતજાતમાં આબરૂદાર ગણાવાની તેમને દરકાર ન્હોતી. તે હવે બંડખોરોની

નાતમાં જઈ ભળ્યા હતા; કોર્ટમાં તેમણે જુબાની આપી.

"આરોપી જયા મારી પુત્રી છે. તેના લગ્ન મેં કાંતિલાલ સાથે તેની સંમતિવિના કરી આપ્યાં હતાં તે માટે મને ઘણો પશ્ચાતાપ થાય છે. લગ્ન પ્રસંગે મારી પુત્રીએ ચારે ચાર મંગળ-ફેરા ફરવાનો ઈનકાર કર્યો હતો. વળી હસ્તમેળાપ સમયે હિંદુધર્મ પ્રમાણે સપ્તપદીના મંત્રો ભણીને પતિ પત્ની એકબીજાને ગંભીર વચનો આપે છે તે વચનો આપવાનો પણ મારી પુત્રીએ સાફ ઈનકાર કર્યો હતો. જયા સામે ફરિયાદીએ ચોરીનો આરોપ મૂક્યો છે તે હડહડતો જૂઠો છે. મારી પુત્રીના શરીરપરથી મળી આવેલા ત્રણ દાગીના મારા છે. મેં મારી પુત્રીને તે ભેટ આપ્યા હતા. મેં એ દાગીના ખરીદ્યા હતા તેની સાબીતીરૂપ આ બીલો મારી પાસે મોજુદ છે."

હર્ષદરાય આવી જુબાની આપશે એવી કાંતિલાલને સ્વપ્ને પણ આશા નહોતી. તે લાલ આંખો કરી જમાઈરાજની સતા હર્ષ-દરાયને ક્યારે બતાવવાની તક મળે તેનો વિચાર કરતો દાંત કચ-કચાવવા લાગ્યો.

આરોપી જયા તરફના બીજા બે સાક્ષીઓની જુબાની લેવાઈ. આ સાક્ષીઓ કાંતિલાલની ચાલીના રહીશ હતા. બન્નેએ અદા-લતમાં સ્પષ્ટ જણાવી દીધું કે તા. ૫ મી જુલાઈની રાતે કાંતિલાલ ને જયાને સખત તકરાર થઈ હતી અને ઘરમાંની ધમાલપરથી જયાપર બળાત્કાર કરવાને કાંતિલાલ તૈયાર થયો હોય એમ મા-નવાને કારણ મળતું હતું.

સાક્ષીઓની જુબાની પૂરી થયા પછી કાંતિલાલના વકીલે પોતાના અસીલના કેસનું સમર્થન કર્યું. પછી ઇન્દુલાલ ને જયાને માટે હર્ષદરાય તથા મહિલાઆશ્રમના મંત્રી ચંપકલાલે રોકેલા ખાસ બૅરીસ્ટરની ગર્જના શરૂ થઈ. તેણે જયાનું લગ્ન જ ગેરકા-

ચદેસર હોવાથી તે કાંતિલાલની પત્ની જ નથી એ દલીલને કાયદાની કલમો ટાંકીને સબળ કરવાની કોશેષ કરી.

બન્ને પક્ષની દલીલો સાંભળી લઇ માજીસ્ટ્રેટે ચુકાદો આપ્યોઃ

“ આ કેસ હિંદુસમાજના એક ક્રૂર રિવાજનું કરૂણ પરિણામ દર્શાવનારો છે. પહેલો આરોપી ઇન્દુલાલ ચારિત્ર્યશાલી અને શિક્ષિત યુવાન જણાયો છે. તેના જીવનમાં એક પણ ડાઘ ફરિયાદી બતાવી શક્યો નથી. બીજી આરોપી જયાકુમારીનાં લગ્ન ફરિયાદી સાથે થયાં ત્યારે તેણે સપ્તપદીમાંના વચનો આપવાની તથા મંગળફેરા ફરવાની સ્પષ્ટ ના પાડી હતી એટલે હિંદુ લૉ પ્રમાણે જયાકુમારી કાંતિલાલની કાયદાસર પત્ની ઠરતી નથી. બીજી આરોપીએ પત્ની તરિકેના ગંભીર વચનો આપવાનો ઇનકાર કર્યો હતો એ બીના પૂરવાર થઇ છે અને મી. હર્ષદરાયની જુબાનીપર મને બીલકુલ શક નથી. બન્ને આરોપીઓએ પ્રમાણિકપણે સાચે સાચી હકીકત જ કોર્ટને જણાવી છે અને જો બન્ને જૂઠી વાત કરીને પોતાનો ગુન્હો છુપાવવા માગતાં હોત તો તેઓએ ચુંબનના લ્હાવા લેવાની હકીકતનો ઇનકાર કર્યો હોત. ફરીઆદી કાંતિલાલની જુબાની મને વિશ્વાસપાત્ર જણાતી નથી કારણ કે તે તા. ૫ મી જુલાઇની રાતે તેની કહેવાતી પત્ની સાથે તકરાર થવાની વાતનો ઇનકાર કરે છે જ્યારે તેની ચાલીમાં વસતા બે આબરૂદાર ગૃહસ્થોએ બન્ને વચ્ચે સખત તકરાર થઇ હતી એમ સોગનપૂર્વક જણાવ્યું છે. આ બે સાક્ષીઓ આ અદાલતના માનવંત વકીલો છે અને તેમની હકીક્ત હું તદ્દન સાચી માનું છું. આ પરથી પૂરવાર થાય છે કે કુમારી જયાકુમારી સામે ફરિયાદીએ ચોરીનો બીજો આરોપ મૂક્યો છે તે તદ્દન પાયા વિનાનો છે.

હવે પહેલા આરોપી સામેના પરસ્ત્રીહરણ અને પરસ્ત્રીગમનના આરોપો તપાસીએ. જયાકુમારીના કાંતિલાલ સાથે કાયદાસર લગ્ન જ થયા નહોતા એવી મારી ખાત્રી થઈ છે. ખુદ બીજી આરો

પીના પિતાએ સપ્તપદીના મંત્રો ન ભણાવાની વાત કબૂલી છે. વળી આરોપીનું ચારિત્ર્ય જોતાં તેની વાતપર શક લાવવાનું પણ મને કંઇ કારણ જણાતું નથી. જયાકુમારીનું લગ્ન ગેરકાયદાસર હતું એટલે તે પરસ્ત્રી ગણી શકાય નહિ. તે કાયદાની નજરે હજી કુમારી જ છે અને તેથી પરસ્ત્રીહરણનો આરોપ નકામો છે, અને તેથી હું એ આરોપ કાઢી નાખું છું.

પરસ્ત્રીગમનનો આરોપ પણ જયાકુમારીનું લગ્ન ખરૂં લગ્ન ન હોવાથી ટકતો નથી. પણ આરોપીના ભાવી જીવનને માટે તે વિષે હું બે બોલ બોલવા માગું છું. બન્ને આરોપીઓ લાંબા વખતથી ગાઢ મિત્રો હતા એ વાત ઉભયે સ્વીકારી છે. જો તેમનો વિચાર વ્યભિચાર કરવાનો હોત તો તેમ કરવાની અમદાવાદમાં ઉભયને જોઇએ તેટલી તક મળત. વળી મુંબઇમાં કાંતિલાલના ઘરમાં રહીને જ જો જયાકુમારી ઇન્દુલાલ સાથે આડો વહેવાર રાખવા માગત તો રાખી શકત. પણ ઉભય મુંબઇમાં ફક્ત એકવાર મળ્યાં હતાં એ બતાવે છે કે બન્નેનાં હૃદય પવિત્ર હતાં. તકરારવાળી રાતે જયાકુમારી ફરિયાદીના ત્રાસથી હતાશ થઇ ગઇ હતી. એવા સંજોગોમાં તે પહેલા આરોપીને ભેટી પડી હોય અને ઉભયે એક બીજાને ચુમી લીધી હોય તો તે સ્વાભાવિક છે. જો ઉભયે વ્યભિચાર કર્યો હોત તો તેઓ ચુંબન લેવાનો ઇનકાર કરત. પણ તેમણે તેમ કર્યું નથી એ બતાવે છે કે બન્નેનાં ચારિત્ર્ય વિશુદ્ધ છે.

બન્ને આરોપીઓની વિશુદ્ધ પવિત્રતા વિષે સૌથી સચોટ પુરાવો જયાકુમારીની વૈદક તપાસનો છે. મને મેડીકલ ઓફીસર તરફથી મળેલા રિપોર્ટમાં જણાવ્યું છે કે જયાકુમારીને એક લેડી ડૉકટરે બારીકીથી તપાસી હતી અને ને અક્ષતયોની માલુમ પડી છે. આ બધા પુરાવાઓપરથી હું એ નિર્ણયપર આવ્યો છું કે આ કેસના બન્ને આરોપીઓ તદન નિર્દોષ છે અને તેથી ઉભયને માન

સાથે છોડી દેવાનો હું હુકમ કરૂં છું.

આ ચુકાદો સાંભળતાં જ કાંતિલાલ આભો બની ગયો. તેની આંખે અંધારાં આવ્યાં. આખી અદાલત જાણે ચક્કર ચક્કર ઘુમતી હોય એમ તેને લાગ્યું અને તે હતાશ થઈ ખુરશીપર ફસડાઈ પડયો.

જયા અને ઇન્દુલાલ માજીસ્ટ્રેટના છેલ્લા શબ્દો સાંભળતાં જ મલકાઇ ગયાં. એક ન્યાયપ્રિય ન્યાયાધિશના ઉદાર વિચારો ને ગંભીર નિર્ણયાત્મક શક્તિને પ્રતાપે આ બે પવિત્ર આત્માઓની નિષ્કલંકતા સાબીત થઇ, અને ઉભયને જાણે સદેહ સ્વર્ગમાં ઉભાં હોયની તેવો આનંદ થયો!

